# હિંદની પ્રજાનો ટૂંકો ઇતિહાસ

લેખક
કેશવલાલ હિંમતરામ કામદાર
એમ. એ.
ઇતિહાસના પ્રોફેસર, કૉલેજ વડોદરા.

કિમ્મત ૦-૧૩-૦

# હિંદની પ્રજાનો ટૂંકો ઇતિહાસ

( હિંદના રાજ્યવહિવટ સાથે )

લેખક

**કેશવલાલ હિંમતરામ કામદાર, એમ. એ.**

વડોદરા કૉલેજમાં ઇતિહાસ, ( રાજ્ય ) નીતિશાસ્ત્ર ને અર્થશાસ્ત્રના પ્રોફેસર, તથા A Survey of Indian History, 1757-1858, A Political and Administrative History of India, 1757-1920, ને "હિંદુસ્તાનનો શાળોપયોગી ઇતિહાસ"ના કર્તા.

પ્રકાશક,

**કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ,**

**નાણાવટ–સુરત.**

**૧૯૨૭**

**આવૃત્તિ પહેલી.**

**કિંમત ૦–૧૩–૦**

PRINTED BY
VAJERAM MANSINGH AT THE "SURAT CITY" PRINTING PRESS, NEAR CHOWTA BRIDGE, SURAT,

AND

PUBLISHED BY
BALUBHAI KARSANDAS
OF MESSRS KARSANDAS NARANDAS & SONS,
BOOK-SELLERS & PUBLISHERS, NANAVAT, SURAT.

# પ્રસ્તાવના

ગયા જાન્યુઆરિ માસમાં મેં મારો "હિંદુસ્તાનનો શાળોપયોગી ઇતિહાસ" બહાર પડયો. તે પુસ્તકને શિક્ષકોના ને મિત્રવર્ગના હાથમાં ગયાં ત્રણેક માસ તો નહિ થયા હોય તેટલામાં કેટલાએકો તરફથી મને એવી સૂચના કરવામાં આવી કે એવીજ શૈલી ઉપર, પણ એકદમ સરળ ભાષામાં ને ટૂંકામાં, મારે પ્રાથમિક શાળાઓ ને માધ્યમિક શાળાઓનાં નીચલાં ધોરણોને ઉપયોગી થાય એવું આપણા દેશના ઇતિહાસ ઉપર એક નાનું પુસ્તક લખવું. ઉનાળાની રજામાં ગુજરાતમાં ને કાઠિઆવાડમાં મને શિક્ષકોનો વિશેષ અંગત પરિચય થયો. ત્યારે પણ આવીજ સૂચના ઠામઠામ કરવામાં આવી. પરિણામે આ પુસ્તક હું શિક્ષકોના ને નાના વિદ્યાર્થીઓના હાથમાં મૂકી શકું છું.

મારો "શાળોપયોગી ઇતિહાસ" માધ્યમિક શાળાનાં ઉંચા ધોરણોના વિદ્યાર્થીઓને માટે ને તેવા વર્ગના ગ્રૅજ્યુએઇટ શિક્ષકોને ખાસ માર્ગદર્શક થાય તેવા હેતુથી પણ લખવામાં આવ્યો હતો. આ નાનો ઇતિહાસ નીચલાં ધોરણોને ઉપયોગી થાય તેવી રીતે લખવામાં આવ્યો છે એટલે તેની ભાષા, હકીકત, વગેરેમાં તફાવત રહે એ સ્વાભાવિક છે. આવાં પુસ્તકોમાં ચિત્રો ને નકશા વધારે આવશ્યક ગણાય છે ને તે પ્રમાણે એ અગત્યતા અહીં સ્વીકારવામાં પણ આવી છે.

ઇતિહાસ એ પણ એક સાચી પણ ચમત્કારિક વાર્તા છે. આ પુસ્તકના કોઈ કોઇ ભાગોની હકીકતોને વિશેષ પુષ્ટિ ને રસ મળે તે માટે ઐતિહાસિક સાહિત્યની કોઇ કોઈ વાર્તાઓ પણ આપવામાં આવી છે.

"શાળોપયોગી ઇતિહાસ"ની પ્રસ્તાવનામાં મેં આપણા પ્રાંતના ઐતિહાસિક સાહિત્યની દરિદ્રતા વિષે એક બે લીટીનો ઉલ્લેખ કર્યો હતો. એ દરિદ્રતા સર્વમાન્ય છે ને તે માટે દરેક ગુજરાતીને ક્ષોભ તો થવોજ જોઈએ. આ પુસ્તકની હકીકતોને પુષ્ટિ આપવા માટે મેં ગુજરાતી સાહિત્યમાં કેટલોક પ્રયાસ કર્યો પણ મને માંડમાંડ કોઈ એક પૂર્તિઓ મળી શકી. ઇંગ્લંડના

ઇતિહાસની બાબતોના જેટલા ઉલ્લેખો આપણને અંગ્રેજી સાહિત્યમાં મળી શકે છે તેનો હજારમો ભાગ પણ મને ગુજરાતી સાહિત્યમાં મળી શક્યો નહિ. હિંદનાં અનેક નરરત્નો ને નારીરત્નો, તેની શિલ્પકળાના અનેક નમુનાઓ, આપણા અતુલ પરાક્રમો, એ વિષે નરસિંહ મેતો, ભાલણ, અખો, પ્રેમાનંદ, દયારામ, ગિરધર, ને જૈન કવિઓ, બધા કમભાગ્યે એકદમ નિઃશબ્દ જણાયા. ભારત ને રામાયણ ( ગિરધર માટેજ ) બાદ કરતાં આપણા પ્રાચીન કવિઓ ચંદ્રગુપ્ત, અશોક, સમુદ્રગુપ્ત, હૂણો, રજપુતો, મોગલો કે મરાઠાઓ વિષે દસ સારી કવિતાની લીટીઓ આપી શક્યા નથી એ આપણે તેમની બીજી કૃતિઓને અપમાન કર્યા સિવાય કબૂલ કરવું પડશે. પદ્મનાભનો "કાન્હડદેપ્રબંધ" ને શ્રીધરનો "રણમલ છંદ" અપવાદરૂપ કહી શકાય. પણ તેમનું વર્ણન આવા નાના પુસ્તકને મદદગાર થઇ. શકે નહિ. હિંદીમાં ચંદરાસો ને મરાઠીમાં પોવાડા આપણને મળી શકે છે પણ આ પુસ્તકમાં તે દાખલ કરવાનું યોગ્ય કહી શકાય નહિ. કવિતાથી ઇતિહાસને અનુપમ ઓપ મળે છે ને ઇતિહાસની ચમત્કૃતિઓ બાળકનાં હૃદય ઉપર સજ્જડ રહી જાય છે. દુર્ભાગ્યે ગુજરાતી સાહિત્યમાં એ ઓપ આપવાનાં સાધનો મળી શકતાં નથી. વર્તમાન કવિઓ સામે પણ મારે એવી ફરિયાદ કરવી પડશે, જો કે કંઇક અંશે ઓછી. આ પુસ્તકમાં તેમની કોઇ કોઈ કૃતિઓને મેં દાખલ કરી છે. તેવીજ રીતે હિંદી ભાષાની, પણ બાળકોને સમજાય તેવી. કોઈ કોઈ કૃતિઓ મેં મૂકી છે.

આશા છે કે આ નવીન પ્રયાસ શિક્ષકોને ને બાળકોને અનુકૂળ થશે.

પુસ્તકની ઉપયોગિતા ખાતર ગમે તે સૂચનાઓ ગમે તે સ્થળેથી બંધુકૃત્ય તરીકેજ હું માન્ય કરીશ.

કૉલેજ, વડોદરા;
૨૫, ઑકટોબર, ૧૯૨૭.

કેશવલાલ હિંમતરામ કામદાર

# અનુક્રમણિકા


| વિષય | પાનાં |
|---|---|
| પ્રસ્તાવના, યુગપલટો, શુદ્ધિપત્ર ... ... ... | |
| ઉપોદ્‌ઘાત ... ... ... ... | ૧—૬ |
| **વિભાગ ૧લો. આર્ય સંસ્કૃતિનો ઉદય ને તેનો ફેલાવો.** | **૬-૩૦** |
| પ્રકરણ ૧લું. કલ્પનામાં પણ ન આવી શકે તે વખતનો હિંદુસ્તાન દેશ | ૬—૭ |
| ,, ૨જું. ચાર વેદોના આર્યો ... ... ... | ૭—૧૩ |
| (૧) રૈક્વ ને જાનશ્રુતિ. (૨) આચાર્યોનો ઉપદેશ | ૧૩—૧૪ |
| ,, ૩જું. આપણો ઘણો જુનો ઇતિહાસ ... ... | ૧૪—૧૫ |
| ,, ૪થું. રામાયણ ... ... ... ... ... | ૧૫- ૧૮ |
| ,, ૫મું. મહાભારત. ... ... ... ... | ૧૯—૨૧ |
| ,, ૬ઠ્ઠું. મહાભારતના વખતના કેટલાક દેશો. ... ... | ૨૧—૨૩ |
| ,, ૭મું. નવા ધર્મોનો ઉદય. ... ... ... ... | ૨૩ |
| ,, ૮મું. જૈનો ... ... ... ... ... | ૨૩—૨૫ |
| ,, ૯મું. ગૌતમ બુદ્ધ ને બૌદ્ધ ધર્મ ... ... ... | ૨૫—૨૭ |
| ગૌતમ બુદ્ધનો એક સંવાદ ... ... ... | ૨૭—૨૯ |
| ,, ૧૦મું. મગધનું રાજ્ય, મહારાજા શ્રેણિકથી ચંદ્રગુપ્ત સુધી, ઇ. સ. પૂર્વે ૫૪૩ થી ઇ. સ. પૂર્વે ૩૨૨ સુધી. | ૨૯—૩૦ |
| **વિભાગ ૨જો. આર્ય લોકોના ઇતિહાસનો સુવર્ણયુગ** | **૩૦-૫૨** |
| પ્રકરણ ૧લું. પરદેશીઓ ને સિકંદરની સવારીઓ... ... | ૩૦—૩૨ |
| ,, ૨જું. મૌર્ય મહારાજા ચંદ્રગુપ્ત તથા બિંદુસાર ... | ૩૨—૩૩ |
| ,, ૩જું. મહારાજા અશોકવર્ધન, ઈ. સ. પૂર્વે ૨૬૯-૨૩૨ | ૩૩—૩૬ |
| અશોકનો શિલાલેખ ... ... ... | ૩૬ |
| ,, ૪થું. મૌર્ય વખતનું હિંદ... ... ... ... | ૩૬—૩૮ |
| ,, ૫મું, શુંગ, કાણ્વ ને શાતવાહન વંશો, ઇ. સ. પૂર્વે ૧૮૫થી ઇ. સ. ૨૨૫ સુધી ... ... | ૩૮—૪૦ |
| ,, ૬ઠ્ઠું, યવનો, કુશાનો ને ક્ષત્રપોનાં રાજ્યો... ... | ૪૦—૪૨ |
| ,, ૭મું, ગુપ્ત વંશના રાજાઓ, ઇ. સ. ૩૨૦-૬૬૬ ... | ૪૨—૪૪ |
| ,, ૮મું, કનોજના મૌખરી રાજાઓ, હૂણો, ને હર્ષ રાજાનો ઉદય ... ... ... ... | ૪૪—૪ |

**વિષય** **પાનાં**

પ્રકરણ ૯મું, ગુપ્ત કાળનું હિંદ ... ... ... ... ૪૫—૪૭
,, ૧૦મું, મહારાજા હર્ષવર્ધન, ઇ. સ. ૬૪૪-૪૭ ... ૪૭—૪૯
,, ૧૧મું, હર્ષના વખતનું ઉત્તર હિંદ ... ... ... ૫૦—૫૧
,, ૧૨મું, દક્ષિણ હિંદુસ્તાનનો ઇતિહાસ ... ... ૫૧—૫૨

**વિભાગ ૩જો. રજપુતો ને મુસલમાનો, ઇ. સ. ૬૪૭-૧૨૦૬ ... ... ... ... ૫૩-૬૯**

પ્રકરણ ૧લું, હર્ષ પછીનો યુગ ... ... ... ... ૫૩
,, રજું, ઈસ્લામ ને હઝરત મહમ્મદ પયગંબર ... ૫૩—૫૫
,, ૩જું, હર્ષ પછીનાં કેટલાંક આર્ય રાજ્યો, ઇ. સ. ૬૪૭-૮૦૦ ૫૫—૫૭
,, ૪થું, રજપુત રાજાઓનો ઉદય ને પરાજય, ઇ. સ. ૮૦૦-૧૨૦૬ ... ... ... ... ૫૭—૬૩
,, ૫મું પાંડ્ય. કેરલ, ને ચોલ રાજાઓ, બૌદ્ધ ધર્મનો લોપ ૬૩—૬૪
,, ૬ઠું. મુસલમાનોની હિંદ ઉપર પહેલી સવારીઓ, ઇ. સ. ૧૦૦૦-૧૧૭૫ ... ... ... ૬૪—૬૭
,, ૭મું, રજપુતોની છેલ્લી હાર, ઇ. સ. ૧૧૭૫-૧૨૦૬ ... ૬૭—૬૮
ચંદબરદાઈમાંથી કાંઈક ... ... ... ૬૮—૬૯

**વિભાગ ૪થો. દિલ્હીના સુલતાનો ને રજપુતો ઈ. સ. ૧૨૦૬-૧૫૨૬ ... ... ... ૭૦-૯૦**

પ્રકરણ ૧લું. ગુલામ વંશ ... ... ... ... ૭૦—૭૩
,, રજું. ખિલજી વંશ ... ... ... ... ૭૪—૭૭
,, ૩જું. તઘલખ વંશ ... ... ... ... ૭૭—૮૧
,, ૪થું. સૈય્યદ તથા લોદી વંશો. અફઘાન રાજ્યતંત્ર ... ૮૧—૮૩
,, ૫મું. કેટલાંક સ્વતંત્ર રાજ્યો ને દેશની સ્થિતિ ... ૮૩—૯૦
કબીરની સાખીઓ. ... ... ... ૯૦

**વિભાગ ૫મો. મોગલાઈ... ... ... ...૯૧—૧૪૮**

પ્રકરણ ૧લું. સામાન્ય વિચારો... ... ... ... ૯૧
,, રજું. ઇ. સ. ૧૫૨૬નું હિંદ ... ... ... ૯૧—૯૨
,, ૩જું. બાબર, ઇ. સ. ૧૫૨૬-૩૦... ... ... ૯૨—૯૪
,, ૪થું. હુમાયું, ઈ. સ. ૧૫૩૦-૪૦... ... ... ૯૪—૯૮
,, ૫મું. શેરશાહ સૂર, ઈ. સ. ૧૫૪૦-૪૫ ... ... ૯૮—૯૯

**વિષય** **પાનાં**


પ્રકરણ ૬ઠ્ઠું. સૂર વંશના સુલતાનો ... ... ... ૯૯–૧૦૦
સૂર વંશની વંશાવળીઓ ... ... ... ૧૦૧
„ ૭મું. (૧) રજપુતો ને મોગલોની એકસંપી. અકબર પાદશાહ, ઇ. સ. ૧૫૫૬–૧૬૦૫. ... ... ૧૦૨–૧૦૭
„ ૮મું. અકબરનો અમલ ... ... ... ... ૧૦૭–૧૧૧
„ ૯મું. (૨) રજપુતો ને મોગલોની એકસંપી. જહાંગીર. ઈ. સ. ૧૬૦૫–૨૭ ... ... ૧૧૪–૧૧૯
„ ૧૦મું. (૩) મોગલોની એકસંપી. શાહજહાં, ઇ. સ. ૧૬૨૮–૫૮. ... ... ... ... ૧૧૯–૧૨૬.
„ ૧૧મું, ઔરંગઝેબ અથવા આલમગીર પહેલો, ઇ. સ. ૧૬૫૮–૧૭૦૭. મોગલાઈની પડતીની શરૂઆત ૧૨૬—૩૬
„ ૧૨મું, ભૂંસાતી મોગલાઈ, ઇ. સ. ૧૭૦૭–૧૯ ... ૧૩૬—૩૮
„ ૧૩મું, નાશ પામતી મોગલાઈ. મહમ્મદશાહ, ઇ. સ. ૧૭૧૯–૪૮ ... ... ... ... ૧૩૮—૪૨
„ ૧૪મું, મોગલ પાદશાહો ને મરાઠાઓ. મોગલાઈની છેલ્લી પળો, ઇ. સ. ૧૭૪૮–૧૮૫૮ ... ... ૧૪૨—૪૭
„ ૧૫મું, મોગલાઈ ઉપર કેટલાક વિચારો ... ... ૧૪૭—૪૮

**વિભાગ ૬ટ્ઠો. મરાઠાઓનો ઇતિહાસ, ઈ. સ. ૧૬૨૭–૧૮૧૮ ૧૪૮–૭૮**

પ્રકરણ ૧લું, મરાઠાઓ કેમ ઉદયમાં આવ્યા ? ... ... ૧૪૮
„ ૨જું, છત્રપતિ શિવાજી ... ... ... ૧૪૯–૧૫૪
ભૂખન કવિની શિવબાવનીના કેટલાક શ્લોકો ... ૧૫૪
એના જેવીજ મારી મા હોત તો ?... ... ૧૫૪—૫૬
„ ૩જું, સંભાજી, રાજારામ ને બીજો શિવાજી. મોગલો ને મરાઠાઓ, ઇ. સ. ૧૬૮૧–૧૭૦૭ ... ... ૧૫૬—૫૮
„ ૪થું, રાજા શાહૂ ને પહેલો પેશવા બાળાજી વિશ્વનાથ, ઇ. સ. ૧૭૦૮–૨૦ ... ... ... ૧૫૮—૬૦
„ ૫મું, પહેલો બાજીરાવ પેશવા ... ... ... ૧૬૦—૬૨
„ ૬ઠ્ઠું, ત્રીજો પેશવા બાળાજી બાજીરાવ, ઇ. સ. ૧૭૪૦–૬૧ ૧૬૨—૬૫
„ ૭મું, પહેલો માધવરાવ પેશવા, ઇ. સ. ૧૭૬૧–૭૨ ૧૬૫—૬૬
રામશાસ્ત્રી અને માધવરાવ પેશવા ... ... ૧૬૬—૬૭

વિષય | પાનાં

પ્રકરણ ૮ મું, નારાયણરાવ ને રાઘોબા, ઇ. સ. ૧૭૭૨–૭૪ ૧૬૮
,, ૯મું, સવાઈ માધવરાવ પેશવા. ઇ. સ. ૧૭૭૪–૯૫
મરાઠાઓની પૂર્ણ કળા … … … ૧૬૮—૭૨
,, ૧૦મું, છેલ્લો પેશવા બાજીરાવ, મરાઠાઓનો વિનાશ,
ઇ. સ. ૧૭૯૬–૧૮૧૮ … … … ૧૭૨—૭૪
મરાઠી વંશાવળીઓ … … … ૧૭૫—૭૮

વિભાગ ૭મો. યૂરોપિઅન વેપારીઓ … … ૧૭૯–૮૮

પ્રકરણ ૧લું, યૂરોપ ને હિંદ વચ્ચેનો વેપાર … … ૧૭૯
,, ૨જું, ફિરંગીઓ અથવા પોર્ચુગીઝો … … ૧૭૯—૮૦
,, ૩જું, બીજા યૂરોપિઅન વેપારીઓ … … ૧૮૧
,, ૪થું, અંગ્રેજ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિ … … ૧૮૨
,, ૫મું, કર્ણાટકમાં ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે હરીફાઈ,
ઇ. સ. ૧૭૪૪–૬૩ … … … ૧૮૨—૮૫
વંશાવળીઓ. (૧) નિઝામનું કુટુંબ. (૨) કર્ણાટકના
નવાબો … … … … … ૧૮૬
,, ૬ઠું, બંગાળામાં અંગ્રેજોની જીત, પ્લાસિસનું યુદ્ધ, જુન,
ઇ. સ. ૧૭૫૭ … … … … ૧૮૭—૮૮

વિભાગ ૮મો. કંપનિનું રાજ્ય … … … ૧૮૯–૨૩૩

પ્રકરણ ૧લું, પ્લાસિસના વખતનું હિંદુસ્તાન … … ૧૮૯—૯૦
,, ૨જું, બંગાળામાં અંગ્રેજોનો કારભાર, ઇ. સ.
૧૭૫૭–૭૨. કલાઈવ … … … ૧૯૦—૯૩
,, ૩જું, દક્ષિણ હિંદના અંગ્રેજો ને હૈદરઅલી, ઇ. સ.
૧૭૫૭–૭૨ … … … … ૧૯૩—૯૫
,, ૪થું, વૉર્રન હેસ્ટિંગ્સ, ઇ. સ. ૧૭૭૨–૮૫… … ૧૯૫–૨૦૦
,, ૫મું, પાર્લમેંટ ને કંપનિ; રેગ્યુલેઇટિંગ ઍક્ટ ને પિટ્ટનું
બિલ્લ, ઇ. સ. ૧૭૭૩–૮૪… … … ૨૦૧–૨૦૨
,, ૬ઠું, લૉર્ડ કૉર્નવૉલિસ, ઇ. સ. ૧૭૮૬–૯૩, ને
સર જૉન શોર, ઇ. સ. ૧૭૯૩–૯૮… … ૨૦૨–૨૦૫
,, ૭મું. લૉર્ડ મૉર્નિંગ્ટન અથવા માર્ક્વેસ્સ વેલેસ્લિ,
ઇ. સ. ૧૭૯૮–૧૮૦૫ … … … ૨૦૫–૨૦૯

| વિષય | પાનાં |
|---|---|
| પ્રકરણ ૮મું. લૉર્ડ કૉર્નવૉલિસ, સર જ્યોર્જ બાર્લો અને લૉર્ડ મિંટો, ઇ. સ. ૧૮૦૫–૧૩. રણજિતસિંહ. | ૨૧૦—૧૩ |
| ,, ૯મું. માર્ક્વેસ્સ હેસ્ટિંગ્સ, ઈ. સ. ૧૮૧૩–૨૩. મરાઠાઓની સત્તાનો નાશ ... ... ... | ૨૧૩—૧૬ |
| ,, ૧૦મું. લૉર્ડ એમ્હર્સ્ટ, ઈ. સ. ૧૮૨૩–૨૯. લૉર્ડ વિલિઅમ બૅન્ટિક, ઇ. સ. ૧૮૨૯–૩૫. ... | ૨૧૭—૨૦ |
| ,, ૧૧મું. લૉર્ડ ઑક્લૅંડ, ઇ. સ. ૧૮૩૬—૪૨; લૉર્ડ એલનબરો, ઇ. સ. ૧૮૪૨–૪૪. અફ્ઘાનીસ્તાન ને સિંધ... ... ... ... ... | ૨૨૦—૨૩ |
| ,, ૧૨મું. કંપનિના રાજ્યનો અવધિ. લૉર્ડ હાર્ડિંજ ને લૉર્ડ ડેલ્હાઉસિ, ઈ. સ. ૧૮૪૪–૫૬. સિખોનો પરાજય ને "ખાલસા"નું ધોરણ. ... ... | ૨૨૩—૨૮ |
| ,, ૧૩મું. "૧૮૫૭"નો બળવો, કંપનિના કારભારનો અંત; લૉર્ડ કૅનિંગ; ઇ. સ. ૧૮૫૬–૫૮ ... | ૨૨૮—૩૨ |
| બંગાળાના ગવ્હર્નર જનરલો... ... ... | ૨૩૨ |
| હિંદના ગવ્હર્નર જનરલો ... ... ... | ૨૩૩ |
| **વિભાગ ૯મો, અંગ્રેજ અમલદારોનો કારભાર ને રાષ્ટ્રીય ભાવનાનો ઉદય, ઈ. સ. ૧૮૫૮—૧૯૨૦. ... ... ...** | **૨૩૩-૨૫૨** |
| પ્રકરણ ૧લું. નવો યુગ ... ... ... ... | ૨૩૩ |
| ,, ૨જું. નવો કારભાર, ઇ. સ. ૧૮૫૮–૭૬... ... | ૨૩૪—૩૭ |
| ,, ૩જું. લૉર્ડ લિટ્ન, ઇ. સ. ૧૮૭૬–૮૦. બીજો અફ્ઘાન વિગ્રહ. ... ... ... ... | ૨૩૭—૩૯ |
| ,, ૪થું. લૉર્ડ રિપન. લોકમાન્ય અમલ ... ... | ૨૩૯—૪૦ |
| ,, ૫મું. વાયવ્ય સરહદ ઉપર તોફાનો. કારભારમાં દેશના વતનીઓને ભાગ, ઇ. સ. ૧૮૮૪–૯૯; ડફ્ફરિન, લૅન્સ્ડાઉન ને બીજા એલ્જિનના કારભારો... ... ... ... ... | ૨૪૦—૪૩ |
| ,, ૬ઠું. લૉર્ડ કર્ઝન, ઈ. સ. ૧૮૯૯–૧૯૦૫ ... ... | ૨૪૩—૪૫ |
| ,, ૭મું. લૉર્ડ મિંટો, ઇ. સ. ૧૯૦૫-૧૦. ધારાસભાઓનો સુધારો ... ... ... ... ... | ૧૪૫—૪૬ |

| વિષય | પાનાં |
|---|---|
| પ્રકરણ ૮મું. લૉર્ડ હાર્ડિંજ ને મહાયુદ્ધ, ઇ. સ. ૧૯૧૦–૧૬. | ૨૪૬—૪૮ |
| ,, ૯મું. લૉર્ડ ચેમ્સફર્ડ, ઈ. સ. ૧૯૧૬–૨૧. મહાયુદ્ધનો અંત. હિંદના બદલાએલા સંજોગો ... | ...૨૪૮—૫૦ |
| ,, ૧૦મું. લૉર્ડ રેડિંગ, ઈ. સ. ૧૯૨૧–૨૬. અસહકાર ... | ૨૫૦—૫૧ |
| લૉર્ડ ઇર્વિન ઈ. સ. ૧૯૨૬– વાઇસરૉયો. ... ... ... | ... ૨૫૧—૫૨ |
| ઉપસંહાર... ... ... ... | ... ૨૫૩-૫૪ |
| આપણા દેશનું રાજ્યતંત્ર ... ... | ... ૨૫૫-૨૬૪ |
| તાજ ... ... ... ... ... | ... ૨૫૫ |
| પાર્લમેંટ ... ... ... ... ... | ... ૨૫૫ |
| હિંદનો સેક્રેટરિ ... ... ... ... | ... ૨૫૫ |
| ઇન્ડિઆ ઑફિસ ને કાઉંસિલ, ... ... | ... ૨૫૬ |
| હાય કમિશનર ... ... ... ... | ... ૨૫૬ |
| ગવર્નર જનરલ ... ... ... ... | ... ૨૫૬ |
| તેની કાઉંસિલ ... ... ... ... | ... ૨૫૬ |
| ધારાસભાઓ ... ... ... ... | ... ૨૫૬—૫૮ |
| પ્રાંતિક સરકારો ... ... ... ... | ... ૨૫૮—૫૯ |
| પ્રાંતિક ને મધ્યવર્તી સરકારો ... ... | ... ૨૫૯ |
| ડાયાર્કિ અથવા દ્વિરાજ્યક પદ્ધતિ ... ... | ... ૨૫૯ |
| પ્રાંતિક ધારાસભા ... ... ... ... | ... ૨૫૯—૬૦ |
| ઉત્પન્ન ને ખર્ચ ... ... ... ... | ... ૨૬૦ |
| સ્થાનિક સરકાર ... ... ... ... | ... ૨૬૦—૬૧ |
| અદાલતો ... ... ... ... ... | ... ૨૬૧ |
| પોલિસ ... ... ... ... ... | ... ૨૬૨ |
| અમલદારો ... ... ... ... | ... ૨૬૨ |
| સ્થાનિક સ્વરાજ્ય ... ... ... ... | ... ૨૬૨ |
| લશ્કર ... ... ... ... ... | ... ૨૬૩ |
| જમીનનું મ્હેસુલ ... ... ... ... | ... ૨૬૩—૬૪ |
| દુષ્કાળનિવારણ ... ... ... ... | ... ૨૬૪ |
| વિદ્યાદાન ... ... ... ... ... | ... ૨૬૪ |

# યુગપલટો

...સૌયે સાંભળે છે આજ આ યુગપલટાના પડછંદવા. નગરનગરના લોકચંદરવે બોલે છે એ મહાબોલ. હિમાદ્રિ-શિખરેથી પડતા-ગડગડતા ગંગાના ધોધના પડઘા ભારતઘેરન્તી સાગરઝાડીઓમાં ઘોરે છે. દિશાઓ દિશાઓ સંગાથે વાતો કરે છે. બદ્રીકેદારનાં ધર્મતીર્થ રામસેતુને વાર્તા પૂછે છે, જગન્નાથજીનાં જગતતીર્થ પ્રભાસને ઇતિહાસ પૂછે છે, ગોકળ-મથુરા-વૃન્દા-વનની વનકુંજો દ્વારામતીની સાગરકુંજોને કથા પૂછે છે. જો! ઉદયાચળે સૂર્યદેવ, ને અસ્તાચળે ચંદ્રદેવ: પૂર્વે ને પશ્ચિમે જાણે કલ્યાણવાતો માંડી! કિરણોનાં બાણ ફેંકી ફેંકી દિશાઓને અંગુલિઓના ઇશારા કરે છે. હસ્તિનાપુરના રાજમહેલનાં પગલાંની પડઘલીઓ સાંભળતો નથી તેને કાનજ નથી લોક-સંગ્રહના.*

પાનાં, ૨૯-૩૧. **યુગપલટો ને મહાસુદર્શન,**
કવિ ન્હાનાલાલ દલપતરામકૃત, ૧૯૨૭.

---

*દ્વાપર ઉતરે છે ને કળિયુગ બેસે છે એ ભારતકારનો વિચાર જણાવવા આ હૃદયવેધક પંક્તિઓ કવિ શ્રી ન્હાનાલાલે મૂકી છે. મેં તે પંક્તિઓમાં **ચાલુ યુગપલટો** જોયો; વળી કવિશ્રીની વાણીમાં આપણી સંસ્કૃતિનો એકતાર્-Unity-પણ હું વાંચી શકયો; તેથી તે વિચારો તેમ-નાજ શબ્દોમાં, પણ ગદ્યરૂપે, અહીં મેં મૂક્યા છે.

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૨ | પત્નીવ્રૃત | પત્નીવ્રત |
| ૨૯ | ૧૮ | આસપાસના | આસપાસનાં |
| ૬૨ | ૨૫ | ક્ષત્રિઓ | ક્ષત્રિયો |
| ૬૫ | ૮ | ૧૦૩૦ | ૧૦૦૩ |
| ૭૯ | ૯ | ૧૩૫૧ | ૧૩૫૧માં |
| ૧૧૬ | ૨૫ | સ્વરૂપવાન્ | સુરૂપવતી |
| ૧૧૮ | ૧૨ | તેમને | તેણે તેમને |
| ૧૨૮ | ૨૦ | હિંદુએ | હિંદુઓએ |
| ૧૩૩ | ૮ | જાવવ | જાધવ |
| ૧૪૫ | ૧૫ | થયા | થઇ |
| ૧૮૭ | ૧૪ | અંગ્રેજી | અંગ્રેજો |
| ૨૨૫ | ૨૧ | નર | નૂર |
| ,, | ૨૮ | વેપારીઓને વકીલોને ને | વેપારીઓને ને વકીલોને |
| ૨૩૩ | ૧૨ | ૮ | ૯ |

---

## પ્રો. કેશવલાલ કામદારનાં બીજાં પુસ્તકો

**A Survey of Indian History, 1757-1858. Rs. 3**

**A political and administrative History of India, 1757-1920. Rs. 2-8-0**

**હિંદુસ્તાનનો શાળોપયોગી ઇતિહાસ** રૂ. ૨

(કેળવણી ખાતાએ પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કર્યો છે.)

**બ્રિટિશ હિંદની રાજ્યવ્યવસ્થા** આના ૫

# હિંદની પ્રજાનો ટૂંકો ઇતિહાસ.

## ઉપોદ્ઘાત

**આપણા દેશનો ઇતિહાસ શા માટે આપણે શીખવો જોઈએ?**—આપણે **હિંદુસ્તાનના રહેવાસી** છીએ; આપણા વડવાઓ પણ આ દેશનાજ હતા અને આપણા પછીની પ્રજાઓ પણ આ દેશમાંજ પોતાનું જીવન પૂરૂં કરશે. આપણા દેશનાં આબોહવા, કારભાર, જુદા જુદા ધર્મો, જુદી જુદી નાતો, એ બધાંની **અસર** આપણા **સમાજ ઉપર** ને **ઇતિહાસ ઉપર હમેશાં** ઘણા પ્રકારે થયાંજ કરે છે. એ કારણોથી આપણે આપણો બધો ઇતિહાસ બરોબર વાંચવો ને સમજવો જોઈએ.

**આપણા દેશનો ઇતિહાસ આપણે કેવી રીતે શીખવો જોઈએ?**—આપણા દેશમાં **ઘણી ભાષાઓ** છે, ઘણા **ધર્મો** છે, ઘણી **નાતજાતો** છે ને **ઘણી ભાતના લોકો** વસે છે. તે બધાંને કેમ ન્યાય મળે ને તે સાથેજ આપણા દેશના હિતને એકંદર કેમ અન્યાય ન થાય તે પ્રકારે આપણે આપણો ઇતિહાસ વાંચવો ને સમજવો જોઈએ. **હિંદુસ્તાન દેશ** કાંઈ હિંદુઓનો કે મુસલમાનોનો કે બ્રાહ્મણોનો કે કોઈ એક ધર્મ માટે કે કોઈ એક નાત માટે નથી. **તે બધા લોકોની માતૃભૂમિ છે** ને **તેના હિત** આડ નાતજાત કે ધર્મનું કોઈ **બીજું હિત આવવું જોઈએ નહિ.** આવી રીતે જો આપણે આપણો ઇતિહાસ વાંચશું તો આપણે શૂર, નિઃસ્વાર્થી ને શુદ્ધ ચારિત્રવાળા થઈ શકશું, કારણ કે પ્રજાને પોતાનો ખરો ધર્મ સમજાવવાનોજ ઇતિહાસનો મુખ્ય હેતુ હોય છે.

**હિંદુસ્તાન એટલે?**—અત્યારે હિંદુસ્તાનની **ઉત્તરે હિમાલય** પર્વત, **તિબેટ** ને **નેપાળ**નાં સ્વતંત્ર રાજ્યો ને **ભૂતાન**નું માંડળિક રાજ્ય, **પૂર્વે** ચીનનો **યુનાન** પ્રાંત, ફ્રાંસનું **ઇન્ડોચાઈના** સંસ્થાન ને **સિઆમ**નો સ્વતંત્ર દેશ, **દક્ષિણે બંગાળાનો ઉપસાગર, હિંદી મહાસાગર** ને **લંકા**નો બેટ, ને **પશ્ચિમે અરબી સમુદ્ર,** ને **કિરથાર, સુલેમાન** ને **હિંદુકુશ પર્વતો,** આવેલાં છે. આ દેશમાં અત્યારે **બ્રિટિશ સરકારનું**

રાજ્ય ચાલે છે. તે સિવાય નાનાંમોટાં **રજવાડાંઓનો** મુલક પણ આવેલો છે. પણ તે બધાં બ્રિટિશ સરકારને મુખ્ય સત્તા તરીકે કબૂલ કરે છે. હૈદરાબાદ, કાશ્મીર, મ્હૈસુર, ને વડોદરા, એ મોટાં રજવાડાંઓ છે. કુચબિહાર, પતીઆલા, ઇંદોર, ભાવનગર, ધરમપુર, કોલ્હાપુર, વગેરે નાનાં રજવાડાંઓ છે. બ્રહ્મદેશ, અંદામાન ટાપુઓ ને એડન પણ અત્યારે હિંદુસ્તાનના રાજ્યમાં આવી જાય છે.

**ઉત્તરમાં** હિમાલય પર્વત આવેલો હોવાથી આપણને ત્યાંથી કોઈ બીક નથી. **પૂર્વે** પણ કોઈ બીક નથી. **દક્ષિણે** સમુદ્ર આવેલો હોવાથી તે દિશા પણ **નિર્ભય છે. પણ પશ્ચિમે** અફઘાનીસ્તાન, ઈરાન, ને રશિઆ તરફથી આપણે ચેતતા રહેવાની જરૂર છે. સિંધુ નદીની પેલી પાર પઠાણોની તોફાની ટોળીઓ વસે છે. આપણા ઇતિહાસના દરેક યુગમાં આ દિશા તરફથીજ મોટા મોટા હુમલાઓ થયાં કર્યા છે. વળી **દરિયાવાટે** જો કોઈ રાજ્ય આપણા દેશ ઉપર ચડાઈ કરે **ને** આપણી પાસે પૂરું દરિયાઈ લશ્કર ન હોય તો આપણને તે દિશા તરફથી પણ **બીક** રાખવાનું કારણ **કહી શકાય.**

**આપણા દેશનાં હવામાન, ભૂગોળ, પાક, ફળ, ફૂલ**— આપણી ઉત્તરે આવેલો હિમાલય પર્વત આપણને શિયાળાની ને **ચોમાસાની** ઋતુઓ આપે છે, કારણ કે નૈઋતનાં વાદળાંઓ તે ઊંચા પર્વતની પેલી પાર જઈ શકતાં નથી. **શિયાળામાં** તેના ઉપર જામેલો બરફ **ઉનાળામાં** ઓગળે છે તેથી સિંધુ જેવી નદીઓને પાણી મળે છે ને તેથી સિંધ જેવા વેરાન દેશની ખેતીને પણ પોષણ મળે છે હિમાલયમાંથી નીકળતી સિંધુ, વગેરે પંજાબની નદીઓ, ને ગંગા, જમના, બ્રહ્મપુત્રા, વગેરે બીજી ઉત્તર ને પૂર્વ હિંદની નદીઓ પણ લોકોને ઉપયોગી થાય છે. હિમાલય સિવાય અરવલ્લી, આબુ, વિંધ્યાચળ, સાતપુડા, સહ્યાદ્રિ, પૂર્વ ઘાટો ને નીલગિરિ જેવા બીજા **પર્વતો** પણ છે. તેમાંથી નીકળતી સાબરમતી ને મહી, નર્મદા ને તાપી, ગોદાવરી, કૃષ્ણા, ભીમા, તુંગભદ્રા, ને કાવેરી જેવી **મોટી નદીઓ** છે. તેમનાં પાણીથી લોકોને ઘણો લાભ મળે છે. વળી આપણે ત્યાં કાશ્મીર, મસુરી, નૈનીતાલ, દાર્જિલિંગ, સીમલા, આબુ, મહા-

બળેશ્વર ને ઉટાકામંડ જેવી **શીતળ હવા ખાવાની જગ્યાઓ છે.** **દરિયા કિનારા ઉપર** પણ દુમસ, વેરાવળ, વગેરે હવા ખાવાનાં સ્થળો છે. આપણે ત્યાં શિયાળો, ઉનાળો ને ચોમાસું, એ **ત્રણ** મુખ્ય **ઋતુઓ** ગણાય છે. આપણા કાંઠા ઉપર મોટી આગબોટો આવજા કરી શકે એવાં **ઝાઝાં બંદરો નથી,** છતાં માંગરોળ, ઘોઘા, ભરૂચ, સુરત, ખંભાત, કાલીકટ, મસુલિપટ્ટમ્, ને ચિત્તાગાંગ જેવાં બંદરો ઉપર ઘણા જુના વખતથી દેશાવર સાથે મોટો ધમધોકાર વેપાર ચાલતો ને અત્યારે પણ કરાંચી, મુંબાઈ, મદ્રાસ, કલકત્તા ને રંગૂન જેવાં મોટાં બંદરો વાટે આપણે દેશાવર સાથે મોટો વેપાર ખેડીએ છીએ.

આપણે ત્યાં અનેક જાતનાં **ફળફૂલો, પશુપંખીઓ** ને **ધાન્યો** થાય છે. **કારીગરો** પણ આપણે ત્યાં મોટી સંખ્યામાં વસે છે. આપણી કારીગીરી તો જુના કાળથી દુનિયામાં જાણીતી થઈ છે.

આપણે ત્યાં મોટા **વિદ્વાનો, યોદ્ધાઓ, રાજપુરૂષો,** ને **વેપારીઓ** થયા છે. પહેલાં તો આપણે ત્યાં દેશાવરથી ને મુખ્યત્વે ચીનથી અનેક માણસો વિદ્યા ભણવા આવતા. હમણાં સુધી આપણે સ્વતંત્રજ હતા. મુસલમાનોએ આપણો દેશ હાથ કર્યો પણ તેઓ તુરતજ અહીં વસ્યા ને આપણા દેશનાજ વતનીઓ થયા.

**આવી રીતે આપણો દેશ બીજા દેશો કરતાં કશી વાતે ઉતરતો નથી ને અત્યારે જો આપણા જીવનમાં કાંઈક ખામીઓ હશે તો તેને આપણે આપણા ઇતિહાસના સાચા અભ્યાસથી સુધારી શકીએ છીએ.**

**હિંદની પ્રજાઓ ને ભાષાઓઃ**—ઉત્તર હિંદના લોકો **આર્ય** જાતિના છે. પૂર્વ હિંદના લોકો **આર્ય ને મોંગલ** જાતિના છે. પશ્ચિમ હિંદના લોકોમાં આર્ય ને **દ્રાવિડ** જાતિનું મિશ્રણ જોવામાં આવે છે અને દક્ષિણ હિંદમાં મુખ્યત્વે દ્રાવિડ પ્રજાઓ છે. ભાષામાં પણ તેવુંજ જોવામાં આવે છે. ઉત્તર હિંદ ને પશ્ચિમ હિંદની ભાષાઓ આર્ય ભાષા એટલે સંસ્કૃતથી અપભ્રષ્ટ ભાષાઓ છે, જેમકે, **બંગાળી, હિંદુસ્તાની, ગુજરાતી** ને **મરાઠી.** દક્ષિણ હિંદની **ભાષાઓ** દ્રાવિડ જાતિની છે, જેમકે, **તામિલ,**

**તેલુગુ, કાનડી** ને **મલયલમ્.** પણ **આપણી સંસ્કૃતિ** મુખ્યત્વે **આર્ય ને મુસ્લીમ** સંસ્કૃતિ છે ને ભાષાઓમાં તે પ્રમાણે ફારસી ને અરબી ભાષાઓના વિકારો જોવામાં આવે છે. હિંદુઓમાં અનેક નાતજાતો છે પણ ધર્મે બધા આર્ય છે. મુસલમાનો પણ સારી સંખ્યામાં છે. **જૈનો** પણ આર્ય સંસ્કૃતિવાળાજ છે. **બૌદ્ધોની** સંખ્યા ઘણીજ નાની છે. **પારસીઓ, ખ્રિસ્તીઓ** ને **યાહુદીઓ** પણ આપણા દેશમાં અત્યારે ઓછીવત્તી સંખ્યામાં વસે છે. તે સિવાય પૂર્વમાં **આબોરો** ને **નાગો,** મધ્ય હિંદમાં **ગોંડો,** ગુજરાતમાં **ભીલો** ને **કોળી**ઓ, ને મદ્રાસના **આદિદ્રાવિડો,** તે હજુ ઘણાજ પછાત વર્ગના લોકો છે. તેમની ભાષાઓ પણ જુદીજ છે. હવે તેઓ ધીમે ધીમે સુધરતા જાય છે.

**આપણા ઈતિહાસના મુખ્ય યુગો:—**આપણા ઇતિહાસના મુખ્ય યુગો નીચે પ્રમાણે છે. (૧) **ઘણાજ પ્રાચીન કાળથી તે ઠેઠ ઇ. સ. પૂર્વે ૩૨૨ સૂધી.** આ વખતે **આર્ય સંસ્કૃતિ** આખા **દેશમાં ફેલાઈ** ને તેના છેવટના ભાગમાં બૌદ્ધ ને જૈન સંપ્રદાયો જોર ઉપર આવ્યા. (૨) **ઇ. સ. પૂર્વે ૩૨૨થી ઇ. સ. ૬૪૭ સૂધી.** આ વખતમાં **આપણી સંસ્કૃતિ** ઘણીજ **આગળ આવી** ને આપણે **દેશાવર**માં વિદ્વતા માટે, શૂરાતન માટે, વેપાર માટે ને કારીગીરી માટે જાણીતા થયા. (૩) **ઇ. સ. ૬૪૭થી ઇ સ. ૧૨૦૬** સૂધી. આ વખતમાં **રજપુત રાજ્યો** આગળ આવ્યાં ને મુસલમાનો સાથે તેમને લડવું પડયું. (૪) **ઈ. સ. ૧૨૦૬થી ઈ. સ. ૧૫૬૫** સૂધી. આ વખતમાં અફઘાનોએ ને મોગલોએ આપણા દેશમાં મુખ્ય રાજ્યકર્તા થવા પ્રયાસ કર્યો ને છેવટે **અકબરે** ઉત્તર હિંદમાં એકચક્રી **રાજ્ય સ્થાપ્યું**. (૫) **ઇ. સ. ૧૫૬૫થી ઇ. સ. ૧૭૦૭** સૂધી. આ વખતમાં **મોગલો**એ આખા હિંદમાં એકચક્રી રાજ્ય સ્થાપ્યું ને રજપુતો સાથે મિત્રતા કરી. (૬) **ઇ. સ. ૧૬૪૬થી ઈ. સ. ૧૮૧૮** સૂધી. આ વખતમાં શિવાજી, બાળાજી પેશવા, બાજીરાવ પેશવા ને બાળાજી બાજીરાવ પેશવાએ **મરાઠી સત્તા** સ્થાપી ને વધારી ને ઇ. સ. ૧૭૭૪થી તે ઇ. સ. ૧૮૧૮ સૂધીમાં તે સત્તા ધીમે ધીમે નાશ પામી. મોગલાઈ પણ આજ વખતમાં નાશ પામી. (૭) **ઇ. સ. ૧૬૦૦–૧૭૫૭ સૂધી.** આ વખતમાં **યુરોપિઅનો** આપણા દેશમાં

**વેપારી** તરીકે આવ્યા ને તેમાં અંગ્રેજોએ પોતાની સત્તા સ્થાપી. (૮) **ઇ. સ. ૧૭૫૭થી ઇ. સ. ૧૮૫૮ સુધી.** આ વખતમાં **અંગ્રેજો**એ આખા હિંદમાં **પોતાનું રાજ્ય** જમાવ્યું. (૯) **ઇ. સ. ૧૮૫૮થી ઈ. સ. ૧૯૨૦ સુધી.** આ વખતમાં અંગ્રેજોએ કારભારની સંસ્થાઓ સુધારી ને જમાવી ને **દેશના લોકો** કેળવણી, વગેરે સગવડનો લાભ લઈ **રાજ્યકારભારમાં ભાગ લેવા તૈયાર થયા.** (૧૦) **ઇ. સ. ૧૯૨૦થી.** હવે આપણા લોકો પોતે દેશના કારભારમાં પશ્ચિમની કેળવણી મુજબ ભાગ લેતા થાય છે ને દેશમાં **જવાબદાર રાજ્યતંત્રની શરૂઆત** થાય છે.

**આપણા ઇતિહાસનાં સાધનોઃ**—આપણા પ્રાચીન ઇતિહાસ માટે **ચાર વેદો** ને તે સંબંધી બીજું સાહિત્ય, **રામાયણ, મહાભારત, નાટકો, પુરાણો, જૈન** ને **બૌદ્ધ સાહિત્ય, ગ્રીક ને ચીની** મુસાફરોનાં **લખાણો, સિક્કાઓ, તામ્રપત્રો, તાલપત્રો, શિલાલેખો,** વગેરે સાધનો છે. મુસલમાનોના ઇતિહાસ માટે **મુસલમાની લેખકો** ને બીજા પ્રવાસીઓ ઘણું સાહિત્ય મૂકી ગયા છે. **મરાઠી** ઇતિહાસ માટે પણ અત્યારે એટલુંજ સાહિત્ય હાથ લાગ્યું છે. **યુરોપિઅનોના** ઇતિહાસ માટે પણ મોટું સાહિત્ય છે. આવી રીતે અત્યારે આપણા ઇતિહાસ માટે ઘણાં બહોળાં સાધનો છે. આ પુસ્તકમાં તે સાધનોનો ઉપયોગ કરીનેજ આપણા ઇતિહાસનું આખું ચિત્ર આપવામાં આવ્યું છે.

**આપણું ગૌરવઃ**—જુના કાળમાં આપણું ગૌરવ કાંઈ ઓછું નહોતું. અત્યારે કેટલાંક કારણોથી જ્ઞાનમાં ને પૈસેટકે આપણે યુરોપના ઘણા દેશોથી પાછળ છીએ એ વાત ખરી છે પણ **પૂર્વના આપણા સંસ્કાર જોતાં ને આપણી પ્રજાઓની શક્તિઓ તરફ નજર કરતાં આપણને આપણા ભવિષ્ય માટે જરાપણ નિરાશ થવાનું કારણ નથી.** તેથીજ ગુજરાતી **કવિ ખબરદાર** કહે છે કેઃ—

**અમે ભરતભૂમિના પુત્રો! અમ માત પુરાણ પવિત્ર,**
**રે જેના સુંદર સૂત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર,**
**અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ;**
**અમે દેશી દેશી, દેશી! એ દિવ્ય અમારો દેશ.**

કયાં હશે હિમાલય જેવા ! કયાં પુણ્યપવિત્રજ ગંગ,
કયાં મળે અલૌકિક એવા સહુ દેશતણા બહુ રંગ?
કયાં મુનિ ઈશ્વરજન બેસી કરતા પ્રભુપંથ ઉજેશ?
અમે દેશી દેશી દેશી! એ દિવ્ય અમારો દેશ!
કયાં રામ યુધિષ્ઠિર ઘૂમ્યા? કયાં ગરજ્યા અર્જુન ભીમ?
કયાં રજપુત વીર ઝઝૂમ્યા બળ દાખવવાજ અસીમ?
રે ભૂલિએ તે રીતે શી અમ અંતરથી લવલેશ?
અમે દેશી, દેશી, દેશી! એ દિવ્ય અમારો દેશ!

---

# વિભાગ ૧લો

# આર્ય સંસ્કૃતિનો ઉદય ને તેનો ફેલાવો

## પ્રકરણ ૧લું

## કલ્પનામાં પણ ન આવી શકે તે વખતનો હિંદુસ્તાન દેશ.

**લાખો વર્ષો અગાઉ આપણો દેશ જુદીજ જાતનો હતો.** કેટલાકો એમ જણાવે છે કે તે વખતે ઉત્તરે હિમાલય પર્વત તો હતોજ; પણ રજપુતસ્તાન ઉપર દરિયો હતો ને બંગાળા તથા બિહાર પ્રાંતો ને બુંદેલખંડ ઉપર પણ નાનો સમુદ્ર હતો; વળી દક્ષિણ હિંદનો ભાગ આફ્રિકા ને ઑસ્ટ્રેલિઆ સાથે જોડાએલો હતો.

ધીમે ધીમે આ સ્થિતિ પલટી ગઈ. રજપુતસ્તાનનો દરિયો સૂકાઈ ગયો. બુંદેલખંડ, બિહાર ને બંગાળાનાં પાણી પણ સૂકાઈ ગયાં ને આફ્રિકા ને ઑસ્ટ્રેલિઆ હિંદથી નોખાં થઈ ગયાં. કેટલાકના મત મુજબ ઉત્તર હિંદમાં સિવાલિક પર્વતની પાસે ચૈતન્યની ઉત્પત્તિ થઈને માણસનો ત્યાં જન્મ થયો. એ માણસો પહેલાં તો ઘણાંજ જંગલી હતાં પણ ધીમે ધીમે તેઓ સુધરતાં ગયાં ને પત્થરનો ને ધાતુઓનો ઉપયોગ કરતાં ને ખેતી શીખ્યાં. એજ વખતે તેઓ ભાષા, ધર્મ, વગેરે ઉપર પણ વિચાર કરવાં લાગ્યાં. ઘણા યુગો ને યુગો વીત્યા ત્યારે આ માણસોના વંશજોમાંથી કેટલાએકો મોટા ઋષિઓ

થયા ને તેઓએ મંત્રોનો ઉચ્ચાર કર્યો. આ ઋષિઓ ને આ લોકો, તે પ્રાચીન આર્યો કહેવાય છે. તેમાં કેટલીક સ્ત્રીઓ પણ હતી.*

## પ્રકરણ ૨જું
## ચાર વેદોના આર્યો

**ચાર વેદો:**—હિંદુઓ એમ માને છે કે **ઈશ્વરે ઋષિઓને પ્રેર્યા ને તેઓએ વેદોના મંત્રોનો ઉચ્ચાર કર્યો.** તેથી વેદને લોકો "**શ્રુતિ**" કહે છે. વેદો ચાર છે. (૧) **ઋગ્વેદ** (૨) **સામવેદ** (૩) **યજુર્વેદ** ને (૪) **અથર્વવેદ.** ઋગ્વેદ સૌથી જુનામાં જુનો વેદ ગણાય છે. તેમાં દસ **મંડળો** કે વિભાગો છે ને દરેક મંડળમાં **સૂક્તો** ને દરેક સૂક્તમાં **મંત્રો** આપવામાં આવ્યા છે. આ મંત્રોમાં મોટા ભાગે **કુદરતની સ્તુતિઓ** કરવામાં આવી છે. જેમકે વર્ષાદના દેવ **ઇંદ્રની, આકાશની,** પૂર્વમાં મળસ્કા વખતે દેખાતા તેજની કે **ઉષસ્‌ની**, રાત્રીઓના જુદા જુદા સમયોની, **સોમ** નામના તીખા ને ખાટા રસની, **વિષ્ણુ** એટલે સૂર્યની, **રુદ્રની**, વગેરે.

આ મંત્રોનો ઉચ્ચાર કરનારા **ઋષિઓ** કહેવાયા. તે મંત્રો હજુ પણ કેટલાક બ્રાહ્મણો બોલે છે.

આ **મંત્રોનો ઉચ્ચાર પંજાબમાં** સરસ્વતી, સતલજ, રાવી, ચિનાબ, ને સિંધુ નદી વચ્ચેના દેશમાં પહેલાં થયો હતો ને તે દેશ "**સપ્તસિંધુ**"ના નામથી ઓળખાતો. કાબુલ, ગોમલ ને સુવાત નદીઓ આ ભાગમાં

---

*કેટલાએક એમ પણ માને છે કે પ્રાચીન આર્યો પશ્ચિમમાંથી આવ્યા ને પંજાબમાં વસ્યા. પછી તેઓ ગંગા ને જમના વચ્ચેના પ્રદેશમાં ગયા ને ધીમે ધીમે ત્યાંથી આખા દેશ ઉપર ફેલાઈ ગયા. આજ મત પ્રમાણે આ પ્રાચીન આર્યોના પૂર્વજો પારસીઓ, અંગ્રેજો, ફ્રેંચો ને જર્મનો, ને રોમનો ને ગ્રીકોના પૂર્વજો સાથે રહેતા. આ લોકો કયા ભાગમાં રહેતા તે વિષે ઘણો મતભેદ છે. કેટલાકો એમ કહે છે કે તેઓ મધ્ય એશિઆમાં રહેતા; કેટલાકો એમ કહે છે કે તેઓ બાલ્ટિક સમુદ્ર પાસે રહેતા. કેટલાકો વળી તેમને માટે પશ્ચિમ એશિઆનો ભાગ જણાવે છે. આ પુસ્તકમાં આર્યો પંજાબમાં રહેતા ને ત્યાંથી એશિઆ ને યુરોપમાં ફેલાયા એ મત આપવામાં આવ્યો છે. આ વિષય ઉપર એકમત થવો અશક્ય છે.




કોઈવાર ગણાતી. હજુ પણ સરસ્વતી નદી પાસેના પ્રદેશને હિંદુઓ પવિત્ર ગણે છે, જો કે એ નદી હાલ સુકાઈ ગઈ છે.

**વેદોનો કાળ**—વેદોના મંત્રોનો ઉચ્ચાર "સપ્તસિંધુ"માં ક્યારે થયો તે સંબંધી ચોક્કસ નિર્ણય થવો મુશ્કેલ છે, છતાં **ઇ. સ. પૂર્વે ૫૦૦૦ વર્ષે** તે બનાવો બન્યા **હોય** એમ સાધારણ રીતે માનવામાં આવે છે.

**વૈદિક સાહિત્ય:**—ઋગ્વેદ સંબંધી આપણે ઉપર જોઈ ગયા. બીજો વેદ **સામવેદ** છે. તેના મંત્રો ગાઈ શકાય છે. ત્રીજો વેદ **યજુર્વેદ** છે ને તેમાં યજ્ઞ કરનાર માટે મંત્રો આપવામાં આવ્યા છે. ચોથા વેદ **અથર્વવેદ**માં શત્રુઓ ને રોગોને હઠાવવા માટે, મિત્રોને ખુશ રાખવા માટે ને પૈસો મેળવવા માટે મંત્રો આપવામાં આવ્યા છે. યજ્ઞ વગેરેમાં મંત્રોનો ઉપયોગ કેવી રીતે કરવો એ બાબત ઉપર ચર્ચા કરતા ગ્રંથો **બ્રાહ્મણો**ના નામથી જાણીતા થયા. કેટલાક ઋષિઓ આ ગ્રંથોનો અભ્યાસ જંગલો કે અરણ્યોમાં કરતા તેથી તેમને **આરણ્યકો**નું નામ અપાયું. આજ ઋષિઓ જંગલોમાં આશ્રમો બાંધતા ને ત્યાં હજારો શિષ્યો ભણતા. તેઓ આત્મા, શરીર, મૃત્યુ, પાપ, પુણ્ય, પુનર્જન્મ, મોક્ષ, વગેરે ઉપર ચર્ચા કરતા. જે ગ્રંથોમાં આ ચર્ચા કરવામાં આવી છે તે **ઉપનિષદો** તરીકે જાણીતા થયા. યજ્ઞ કરવા માટે સૂચનાઓ **શ્રૌતસૂત્રો** નામના ગ્રંથોમાં આપવામાં આવી છે. **ગૃહ્યસૂત્ર**માં ગૃહસ્થના ધર્મો જણાવવામાં આવ્યા છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર, એ ચાર વર્ણોના ધર્મો, રાજા ને પ્રજાના ધર્મો, વગેરેનું વર્ણન **સ્મૃતિઓ**માં આપવામાં આવ્યું છે. તે સાહિત્ય શિષ્યો ગુરુ પાસેથી શીખી મોઢે રાખતા તેથી તે **"સ્મૃતિ"** કહેવાય છે.

**વેદાંગો:**—આ સિવાય વેદનાં **છ** અંગો પણ વૈદિક સાહિત્યમાં આવી જાય છે. મંત્રોનો ઉચ્ચાર કેમ કરવો તે જે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે તે **શિક્ષા** કહેવાય છે. મંત્રો કેમ ગાવા તે બાબતની ચર્ચા કરતું સાહિત્ય **છંદ** કહેવાય છે. **વ્યાકરણશાસ્ત્ર**, એ ત્રીજું વેદાંગ છે. વેદોના શબ્દોની સમજુતી આપનાર શાસ્ત્ર **નિરુક્ત** કહેવાયું. **જ્યોતિષ્** એટલે ખગોળશાસ્ત્ર પાંચમું વેદાંગ છે. વૈદિક ક્રિયાઓ કેમ કરવી તેની સમજુતી આપનાર શાસ્ત્ર **કલ્પ** કહેવાય છે.

**પુરાણો. છ દર્શનો. મહાકાવ્યો**—પ્રાચીન આર્યો ઇતિહાસને વાર્તારૂપે ને વંશાવળીરૂપે ગ્રંથોમાં ગોઠવતા. તે ગ્રંથો ધીમે ધીમે વિકાસ

પામ્યાં ને **પુરાણો** કહેવાયા. અમુક વખતે રામચંદ્રની ને પાંચ પાંડવોની કથાઓને બે મોટાં કાવ્યોમાં મૂકવામાં આવી. તે મહાકાવ્યો **રામાયણ** ને **મહાભારત**નાં નામે બધે પ્રસિદ્ધ છે. આર્ય લોકો આત્મા, શરીર, આ દુનિયા, મૃત્યુ પછીની સ્થિતિ, વગેરે ઉપર વિચારો કરતા. તે સંબંધી જુદા જુદા છ મતો ઉભા થયા તેને **દર્શનો** કહેવામાં આવ્યા. તે દર્શનોનાં નામ નીચે પ્રમાણે છે-(૧) **ન્યાય** (૨) **વૈશેષિક.** આ દર્શનોના મુખ્ય **ઋષિઓ ગૌતમ** ને **કણાદ** હતા. તેઓ પદાર્થનું જ્ઞાન થવાથી મોક્ષ મળશે એમ કહી ગયા છે. (૩) **સાંખ્ય** દર્શનના મુખ્ય **આચાર્ય કપિલ** મુનિ હતા. તેમણે પણ મોક્ષ માટે વિવેકરૂપી જ્ઞાનમાર્ગ બતાવ્યો છે. (૪) **પતંજલિ** ઋષિએ **યોગદર્શન** બતાવ્યું છે ને તેમાં શરીરને કષ્ટ આપી યોગ સાધી મોક્ષ મળે છે એમ બતાવવામાં આવ્યું છે. (૫) **પૂર્વમીમાંસા**ના **મુખ્ય આચાર્ય જૈમિનિ**ના મત પ્રમાણે વૈદિક ક્રિયાઓ કરવાથી મોક્ષ મળે છે. (૬) **બાદરાયણ**ના **ઉત્તરમીમાંસા**દર્શનમાં જગત્‌ને માયા રૂપે બતાવવામાં આવ્યું છે ને બ્રહ્મજ સત્ય છે, ને જીવ એ આ બ્રહ્મનો અંશ છે એમ સિદ્ધ કરવામાં આવ્યું છે.

**ઉપાંગો ને ઉપવેદઃ—સ્મૃતિ** કે ધર્મશાસ્ત્ર, **પુરાણો, મીમાંસા** ને **ન્યાય,** એ ઉપાંગો પણ કહેવાય છે. વૈદ્યકશાસ્ત્ર કે **આયુર્વેદ, ધનુર્વેદ** કે શસ્ત્રવિદ્યા, **ગંધર્વવેદ** કે સંગીતશાસ્ત્ર, ને પૈસો કેમ મેળવવો ને વાપરવો, રાજ્યતંત્ર કેમ ચલાવવું, વગેરે બાબતોનું વર્ણન આપનાર **અર્થ-શાસ્ત્ર,** એ **ઉપવેદ** કહેવાય છે.

**ગોત્ર ને શાખા**—શિષ્યો ગુરુ પાસે વેદનો અભ્યાસ કરતા તેથી ગુરુ પ્રમાણે **શાખાઓ** બંધાઈને જે કુળમાં જન્મ થયો હોય તે પ્રમાણે **ગોત્રો** બંધાયાં. હજુ પણ બ્રાહ્મણો પોતાનાં ગોત્રો યાદ રાખે છે.

**આ સાહિત્યની ઉપયોગિતા**—ઉપરના સાહિત્યમાં આપણને તે વખતની **આપણી સ્થિતિનું જ્ઞાન** મળે છે. વળી વેદની ભાષા ઘણીજ જુની છે તેથી તે ઉપરથી આપણને સંસ્કૃત **ભાષાના ઇતિહાસનું** પણ સારૂં જ્ઞાન મળે છે. પણ આ બધું સાહિત્ય **મુખ્યત્વે ધાર્મિક** છે એ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

**પ્રાચીન વસ્તુઓનું શોધન**—આપણા દેશના ઘણા ભાગોમાં ને મુખ્યત્વે દક્ષિણ હિંદમાં, **સિવાલિક પર્વત પાસે** ને અત્યારે ખાસ કરીને પંજાબમાં હરાપ્પા ને **સિંધમાં સક્કર પાસે** છ હજાર વર્ષો પૂર્વની, કેટલીક વસ્તુઓ મળી આવી છે તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે આપણી સંસ્કૃતિ ઘણીજ જુની છે.

**આપણી પુરાતન સ્થિતિ**—હવે આપણે વૈદિક આર્યોની સ્થિતિ સંબંધી કેટલોક વિચાર કરીએ. વૈદિક આર્યો મોટે ભાગે **યજ્ઞ** કરતા પણ કેટલાકો તેમ કરવા ના પાડતા. તેમની વચ્ચે તકરારો થઈ ને જેઓ વૈદિક ક્રિયાઓનો સ્વીકાર કરવા તૈયાર નહોતા તેઓ આર્યોથી છુટા થઈ સપ્તસિંધુ મૂકી પશ્ચિમ તરફ ચાલ્યા ગયા ને ઇરાનમાં જઈ વસ્યા. આ લોકો હાલના પારસીઓના પૂર્વજો હતા. તેમની ભાષા અવસ્તા ને પહેલવી જુની સંસ્કૃત ભાષાને ઘણીજ મળતી આવે છે. કેટલાએક આર્યો સુધારામાં પાછળ રહી ગયા. તેઓ **અનાર્ય, દસ્યુ, અસુર, રાક્ષસ,** વગેરે નામથી ઓળખાવા લાગ્યા. તેઓ આર્યોના ધર્મને માનતા નહિ ને આર્યોના યજ્ઞોમાં વારંવાર ભંગ કરતા, તેમની ચીજો ચોરી જતા ને એવી રીતે બહુજ સતાવતા. સપ્તસિંધુના ઘણા આર્ય લોકો **વેપાર** કરતા ને જેમ અત્યારે ગુજરાતીઓ, કચ્છીઓ ને કાઠિઆવાડીઓ, આફ્રિકા, બ્રહ્મદેશ, વગેરે દેશોમાં વસે છે તેમ તે વખતના આર્ય વેપારીઓ પણ દેશાવર જઈ વસતા. આ લોકો મિત્ર (સૂર્ય), વરુણ, ઇંદ્ર, અશ્વિન્, વગેરે આર્ય દેવોને માનતા. આ ઉપરથી જણાશે કે પ્રાચીન આર્યો ઘણા **સાહસિક** હતા. તેઓ **વહાણો બાંધતા.** રાજાઓ મોટા **મહેલો** તૈયાર કરી ત્યાં રહેતા ને **શહેરો ને ગામડાંઓ** વસાવતા. લોકો મોટો વેપાર ખેડતા ને **ખેતી** કરતા. તેઓ સોનું, રૂપું, લોઢું, તાંબું, વગેરે **ધાતુઓનો ઉપયોગ** કરી શકતા. કુટુંબમાં **મુખ્ય પુરુષ** બધાંને પોતાની **આમન્યા** નીચે રાખતો. લડાઈ કરતી વખતે આર્યો **ઘોડા, રથ, તીર, ભાલાં,** ને **તરવાર** વગેરે વાપરતા. લડાઈઓ પણ મોટી મોટી થતી. ઘણી **સ્ત્રીઓ ભણેલી** હતી. લોપામુદ્રા જેવી સ્ત્રીઓએ વેદના મંત્રો પણ ઉચ્ચારેલા છે. તે વખતે **જ્ઞાતિભેદ નહોતો** ને બધા આર્યો જુદા જુદા ધંધાઓ કરી શકતા. **લગ્ન** વિષે પણ બાધ

નહોતો. ઋષિઓ **આશ્રમો**માં રહેતા. આ વખતના આર્ય લોકો **જુગાર ને ઘોડાની શરતો**ના ઘણા શોખીન હતા. તેઓ યજ્ઞો કરતા ને તેમાં પશુઓનું બળિદાન અપાતું. આર્ય લોકો **માંસ ખાતા ને સોમનો રસ** પણ પીતા **પણ ગાયને** તે વખતે પણ તેઓ "**પવિત્ર**" માનતા. તેઓ **મુડદાંઓને દાટતા** અથવા **બાળતા. નાચવામાં** ને **ગાવામાં** પણ આર્યો પ્રવીણ હતા. વળી તેઓ **નાણું વ્યાજે** આપતા ને **સિક્કાઓ** પણ તૈયાર કરતા. બાળલગ્નો નહોતાં. કેટલીક સ્ત્રીઓ પોતાના પ્રસન્ન કરેલા પતિને પરણતી. **વેપારીઓનાં મંડળો** હતાં ને મુખ્ય પુરુષ "શેઠ" કહેવાતો. **જ્યોતિષ્** ને **વૈદ્યકમાં** પણ આર્યોએ સારૂં જ્ઞાન મેળવ્યું હતું.

**પુરોહિત** ગૃહસ્થના ધર્મો કરાવતો. **લોકો રાજાને ચુંટતા** ને રાજા **વૃદ્ધ પુરુષોની સલાહ** પ્રમાણે ને **ધર્મ મુજબ રાજ્ય** કરતો. **રાજ્યમાં,** રાજા, રાણી, પુરોહિત, રાજભાટ, સેનાધિપતિ, ન્યાયાધીશ, ગામનો મુખી, ત્રિજુરીનો અમલદાર, ને સુબો, એ **મુખ્ય માણસો** ગણાતાં. **બ્રાહ્મણોને ઓછી શિક્ષા** થતી. **ગુન્હેગારોને** અગ્નિની કે પાણીની કે એવી **કસોટીમાંથી** નીકળવાની છૂટ મળતી.

આ વખતના આર્યોમાં કેટલાક નાસ્તિકો હતા પણ ઘણા આર્ય ઋષિઓ **ઈશ્વર સંબંધી સારૂં જ્ઞાન** ધરાવતા ને તેમના મંત્રો વાંચતાં એમ જણાય છે કે તેઓ આ જ્ઞાનમાં **ઘણીજ ઊંચી સ્થિતિએ** પહોંચી ગયા હતા. તેઓ મોટા **ફિલસુફો** હતા ને ફિલસુફીની ચર્ચામાં રાજાઓ પણ ભાગ લેતા.

ધીમે ધીમે આ સમાજમાં **વર્ણાશ્રમધર્મ** દાખલ થયો. જેઓ વેદનો અભ્યાસ કરતા ને કરાવતા તેઓ **બ્રાહ્મણો** થયા. યુદ્ધ કરનારાઓ **ક્ષત્રિયો** કહેવાયા. વેપારીઓ ને કારીગરો **વૈશ્યો** કહેવાયા. નીચ કામ કરનાર **શૂદ્રો** કહેવાયા. બ્રાહ્મણો, ક્ષત્રિયો ને વૈશ્યો આર્ય સમાજમાં ભળી શકતા. શૂદ્રો ભળી શકતા નહિ. તેજ વખતે **આશ્રમો**ની સંસ્થા ચાલુ થઈ. જે આશ્રમમાં વિદ્યાર્થી બ્રહ્મચર્ય પાળી પચીસ વર્ષ સુધી ગુરુને ઘેર રહી અભ્યાસ કરે તે **બ્રહ્મચર્યાશ્રમ** કહેવાયો. પછી ઘેર આવી પોતે પરણે ને ગૃહસ્થના ધર્મ પાળે તે આશ્રમ **ગૃહસ્થાશ્રમ** કહેવાયો. એ સ્થિતિ પૂરી થયે, પુત્રોને

ઘરનો કારભાર સોંપી ગૃહસ્થ વનમાં જઈ પોતાની સ્ત્રી સાથે જીવન ગાળે તે **વાનપ્રસ્થાશ્રમ** કહેવાતો. જીવનનો છેવટનો ભાગ **સંન્યસ્તાશ્રમમાં** જતો. રાજાઓ પણ આ આશ્રમનો વિધિ બરોબર પાળતા.

**પ્રશ્નોઃ**—(૧) "સપ્તસિંધુ" એટલે ? (૨) આપણા વૈદિક પૂર્વજો કેવી સ્થિતિમાં રહેતા ?

**જૂના સાહિત્યમાંથી કાંઈકઃ**—ઉપનિષદોમાંથી અહીં જે બે પાઠો ટાંકયા છે તે ઉપરથી એ વખતની આપણી સંસ્કૃતિનું વિશેષ સ્પષ્ટ જ્ઞાન થશે. પહેલા પાઠથી નીચે પ્રમાણે મુદ્દાઓ સમજી શકાય છેઃ—(૧) બ્રાહ્મણો ને શૂદ્રો વચ્ચે આ વખતે ભેદ હતો પણ તે પાછળના વખત જેટલો નહિ (૨) લાયક શૂદ્રો ઋષિઓ પાસેથી જ્ઞાન મેળવી શકતા. (૩) ગરીબ, પણ સદાચારી ને જ્ઞાની બ્રાહ્મણો ઘણું માન પામતા.

બીજો પાઠ ખાસ ધ્યાનમાં લેવા જેવો છે. જેમ અત્યારે વિદ્યાર્થીઓ યુનિવર્સિટિઓની પરીક્ષામાં પાસ થઈ પદવી-ડિગ્રીઓ મેળવે છે ને પછી ચૅન્સેલર તેમને પદવી આપતી વખતે કાંઈક કાંઈક શિક્ષાવચનોવાળું ભાષણ આપે છે તેવી રીતે આગળના વખતમાં આશ્રમોમાં આચાર્યો શિષ્યોને ઘેર મોકલતી વખતે શિક્ષાવચનો આપતા.

## (૧) રૈકવ અને જાનશ્રુતિ.

જાનશ્રુતિ નામનો એક માણસ હમ્મેશાં શ્રદ્ધાપૂર્વક ઘણું દાન આપતો અને પોતાને ઘેર રસોઈ પણ ઘણા પ્રમાણમાં કરાવતો. દેશમાં ઠેકઠેકાણે ધર્મશાળાઓ બંધાવી લોકોને ખાવાપીવાની વ્યવસ્થા તેણે કરી હતી. ઉનાળામાં એક દિવસે રાત્રિએ જાનશ્રુતિ પોતાની અગાશીમાં બેઠો હતો તે વખતે કેટલાક હંસો તેની પાસેથી જવા લાગ્યા. એટલામાં એક હંસ બોલ્યો 'અલ્યા, તમે આંધળા છો ? આ દાનેશ્વરી જાનશ્રુતિનો પ્રતાપ આખા જગત્‌માં ફેલાયો છે અને જો તમે તેની પાસે બેદરકારીથી જશો તો તેના તેજથી બળી મરશો.' બીજા હંસે જવાબ આપ્યો કે આવા જાનશ્રુતિ જેવા માણસને તમે ગાડાવાળા રૈકવના જેટલું શા માટે માન આપો છો ? બીજા હંસો બોલ્યા—અલ્યા ગાડાવાળો રૈકવ તે કોણ ? પહેલો હંસ બોલ્યો કે "રૈકવ એ મોટો તત્ત્વજ્ઞાની છે અને પુણ્ય કર્મોનો ભંડાર છે. એની પાસે મિલ્કત તરીકે એક ગાડુંજ છે. જેમ જીતેલો જુગારી બધા પૈસા લઈ જાય છે તેમ રૈકવના પુણ્ય કર્મોએ આખા જગત્‌નાં પુણ્ય કર્મોને જીતી લીધાં છે." જાનશ્રુતિએ હંસોનો આ સંવાદ સાંભળીને રૈકવને ખોળવા માટે પોતાના નોકરને મોકલ્યો અને અરણ્યમાં તેનો પત્તો પણ લાગ્યો. પછી જાનશ્રુતિ ૬૦૦ ગાયો, સોનાની માળા અને એક રથ લઈ

રૈકવની પાસે આવ્યો અને વિનંતિ કરી કે—આ ગાયો, માળા અને રથ સ્વીકારો અને મને તમે જે દેવતાની ઉપાસના કરો છો તે દેવતા વિષે જ્ઞાન આપો. રૈકવ બોલ્યો—અરે શૂદ્ર, તારી આણેલી વસ્તુઓ મારે નથી જોઈતી. ચાલ્યો જા અહીંથી. જાનશ્રુતિ આ વચનો સાંભળી ઘેર ગયો અને ફરીથી ૧૦૦૦ ગાયો, સોનાની માળા, રથ અને પોતાની કન્યા લઈ રૈકવ પાસે આવી વિનયપૂર્વક બોલ્યો–'રૈકવ, આ બધી વસ્તુઓ લો, આ મારી કન્યાને તમે પત્ની તરીકે સ્વીકારો અને જે ગામમાં તમે રહો છો તે ગામ પણ સ્વીકારો.' રૈકવે જાનશ્રુતિની જ્ઞાન મેળવવાની ઇચ્છા ખરેખરી છે એમ જાણ્યું અને ઉત્તર આપ્યો કે 'હે શૂદ્ર, આ ગાય, માળા, રથ અને ગામની દક્ષિણાથી નહિ પણ આ તારી કન્યાની દક્ષિણાથીજ તને જ્ઞાન આપવાની મારી ઇચ્છા થઈ છે.' પછી તેણે જાનશ્રુતિને જ્ઞાન આપ્યું.

(છાન્દોગ્ય ઉપનિષદ્).

## (૨) **આચાર્યનો ઉપદેશ**

વેદ ભણાવી રહ્યા પછી આચાર્ય પોતાના શિષ્યોને નીચે પ્રમાણે ઉપદેશ આપે છે–સાચું બોલવું, ધર્મ પાળવો, અભ્યાસમાં બેદરકારી ન રાખવી, આચાર્યને દક્ષિણા આપી પ્રજાને માટે લગ્ન કરવાં, સત્યથી, ધર્મથી, કલ્યાણ કરવાથી, ઉન્નતિથી, અભ્યાસ કરવાથી અને શીખવવાથી ડગવું નહિ. દેવ અને પિતૃઓના કાર્યમાંથી પાછા પડવું નહિ. માતા, પિતા, આચાર્ય અને અતિથિને દેવ તરીકે માનવા. સારાં કર્મો કરવાં, ખરાબ નહિ. અમારાં જે સારાં કામો છે તેનુંજ તમારે અનુકરણ કરવું, ખરાબ કામોનું નહિ. અમારા કરતાં પણ જે બ્રાહ્મણો શ્રેષ્ઠ છે તેમને આસન આપી સત્કાર કરવો શ્રદ્ધાથી, અશ્રદ્ધાથી, ઉદારતાથી. લજ્જાથી, ભીતિથી અથવા દયાથી–ગમે તે રીતે–દાન આપવું. જ્યારે તમને કર્મ અથવા આચાર વિષે શંકા પડે ત્યારે વિદ્વાન્ ધર્મિષ્ઠ બ્રાહ્મણો જેમ વર્તતા હોય તેમ વર્તવું. આ શાસ્ત્રોનો ઉપદેશ છે. આ પિતાનો પુત્રને ઉપદેશ છે. સર્વનું આ રહસ્ય છે. આ ઈશ્વરનાંજ વચનો છે. માટે આ પ્રમાણેજ વર્તવું.

(તૈત્તિરીયોપનિષદ્).

# પ્રકરણ ૩જું

# આપણો ઘણો જુનો ઇતિહાસ

**ચાર યુગો**—હિંદુઓ ચાર યુગોને માને છે (૧) **સત્યયુગ** કે **કૃતયુગ** (૨) **ત્રેતાયુગ** (૩) **દ્વાપરયુગ** ને (૪) **કલિયુગ.** પહેલા ત્રણ યુગોનો

માત્ર ભાંગોતુટયોજ ઇતિહાસ મળી શકે છે. છેલ્લો કલિયુગ અત્યારે ચાલે છે પણ તેનો પ્રથમ ઇતિહાસ ઝાઝો મળતો નથી.

**કેટલાંક આર્ય રાજ્યો**—પહેલા ત્રણ યુગોમાં ધીમે ધીમે આર્ય લોકો આખા ઉત્તર હિંદમાં ફેલાઈ ગયા ને તેઓએ જુદાં જુદાં રાજ્યો સ્થાપ્યાં. તેમાં **અયોધ્યાના સૂર્યવંશ**માં હરિશ્ચંદ્ર, દશરથ ને રામ જેવા પ્રતાપી રાજાઓ થઈ ગયા. નેપાલ પાસે **મિથિલામાં વિદેહી રાજાઓ** થઈ ગયા. કેટલાક આર્યો **ગુજરાત**મા ગયા ને **દ્વારિકા**માં રાજ્ય કરતા થયા. **પંજાબ**માં તો પહેલેથીજ તેઓએ નાનાં મોટાં રાજ્યો સ્થાપ્યાં હતાં. તેમાં **ગાંધાર, મદ્રદેશ, કેકેય,** ને **સૌવીર** દેશોનાં રાજ્યો પ્રસિદ્ધ થઈ ગયાં. **પ્રયાગ** અથવા **પ્રતિષ્ઠાનપુર** પાસે **ચંદ્રવંશ**ના રાજાઓએ ગાદી કરી ને પછી તેઓના વંશજો પણ બધા દેશ ઉપર ફરી વળ્યા. **માળવામાં ને નર્મદાના કાંઠા** ઉપર **હૈહય** નામના **આર્યો**એ ઘણો વખત રાજ્ય કર્યું. તેઓની સત્તાને પરશુરામે તોડી. **પૌરવો**એ હસ્તિનાપુર ને કાંપિલ્યમાં રાજ્યો કર્યાં ને **યાદવો**એ મથુરા, આબુ ને કાઠિઆવાડમાં સત્તા ફેલાવી. આવી રીતે ધીમે ધીમે આર્યો આખા ઉત્તર હિંદ ઉપર ફરી વળ્યા ને ત્યાં વર્ણાશ્રમધર્મ તથા વૈદિક સંસ્થાઓ દાખલ કર્યાં.

**પ્રશ્ન**—કળિયુગ પહેલાંના કેટલાક નામાંકિત વંશો અથવા રાજાઓ વિષે જે જાણતા હો તે લખો.

## પ્રકરણ ૪થું
## રામાયણ

હવે આપણે રામાયણની કથા લઈએ. કોશલ દેશમાં અયોધ્યા નગરીના વૃદ્ધ રાજા દશરથને પુત્ર નહોતો પણ યજ્ઞ કર્યા પછી તેને મોટી રાણી કૌશલ્યાથી રામચંદ્ર, સુમિત્રાથી લક્ષ્મણ ને શત્રુઘ્ન, અને કૈકેયીથી ભરત, એમ ચાર પુત્રો થયા. નાનપણમાં ચારે પુત્રોએ રાજપુત્રને યોગ્ય અભ્યાસ કર્યો. એકવાર વિશ્વામિત્ર ઋષિએ દશરથ રાજાને ભર દરબારમાં વિનતિ કરી કે “ રામચંદ્રને મારી સાથે રાક્ષસોને હણવા મોકલો, કારણ કે રાક્ષસો અમારા યજ્ઞોમાં ઘણું વિઘ્ન કરે છે. ” ઘણો વિચાર કરી દશરથે આ વિનતિ સ્વીકારી ને રામચંદ્રે વિશ્વામિત્ર સાથે જઈ રાક્ષસોને માર્યા ને

ઋષિઓને નિર્ભય કર્યા. પછી તેઓ વિદેહદેશમાં મિથિલાના રાજા જનકના દરબારમાં ગયા અને ત્યાં રામચંદ્રે શિવના ધનુષ્‌ને તોડી નાંખ્યું તેથી જનકરાજાએ પોતાની પુત્રી સીતાને રામચંદ્ર વેરે પરણાવી. મિથિલાથી પાછા ફરતી વેળા રામચંદ્રે પરશુરામને જીતી લીધા. કેટલોક વખત ગયો એટલે દશરથ રાજાએ પોતાના પુરોહિત, પ્રધાનો ને ઋત્વિજોની સલાહ લઈ રામચંદ્રને યુવરાજનું પદ આપવા ને પોતે વાનપ્રસ્થ થવા નિર્ણય કર્યો. બધી તૈયારીઓ થઈ ગઈ હતી ને સવારે તો અભિષેક થવાનો હતો પણ રાત્રીએ નીચ ખુંધી દાસી મંથરાની હલકી શીખવણીથી નાની પણ સુંદર ને માનીતી રાણી કૈકેયીએ વૃદ્ધ રાજા દશરથ પાસે તેણે આગળ ઉપર આપેલાં બે વચનો પાળવા માંગણી કરી. રાજાએ હા પાડી એટલે કૈકેયીએ માંગ્યું કે પહેલા વચન પ્રમાણે પોતાનો પુત્ર ભરત અયોધ્યાની ગાદીએ આવે ને બીજા વચન મુજબ રામચંદ્ર ચૌદ વર્ષ વનમાં જાય. દશરથ રાજાને આ માંગણીઓ સ્વીકારવા સિવાય બીજો ઉપાય નહોતો. સવારે રામચંદ્રે સાવકી માની બધી આજ્ઞાઓ કબૂલ કરી. નાનો ભાઈ લક્ષ્મણ ને સતી સ્ત્રી સીતા રામચંદ્ર સાથે વનમાં જવા તૈયાર થઈ ગયાં. ભરત મોસાળ હતો એટલે તેને આ વાતની ખબર નહોતી. ત્રણેય જણાં અયોધ્યાની બહાર નીકળી ગયાં ને થોડોક વખત માટે ચિત્રકૂટ પર્વત ઉપર રહ્યાં. દરમ્યાન ભરત અયોધ્યા આવ્યો. દશરથ રાજા પુત્રના વિરહથી તુરતજ મરી ગયા. ભરતે ગાદી ઉપર બેસવા ના પાડી ને ચિત્રકૂટ પર્વત ઉપર આવી રામચંદ્રને ફરી અયોધ્યા આવવા ને રાજ્ય કરવા વિનતિ કરી. રામે ના પાડી એટલે ભરતે રામના નામે અયોધ્યામાં રાજ્ય કરવા માંડયું. રામચંદ્ર, લક્ષ્મણ ને સીતાએ હવે ચિત્રકૂટ પર્વત છોડી દીધો ને તેઓ દક્ષિણ દિશા તરફ ગયાં. રસ્તામાં તેઓએ ઘણા દાનવોને માર્યા ને ઋષિઓને તેમના ત્રાસથી બચાવ્યા. આ રાક્ષસોને લંકાના સમર્થ રાજા રાવણની મદદ હતી. રામે દંડકારણ્યમાં પચવટીમાં ઝુંપડી બાંધી રહેવાનું નક્કી કર્યું. અહીં એકવાર રાવણની બેન શૂર્પણખા આવી ચડી પણ લક્ષ્મણે તેને કાઢી મૂકી ને તેના ભાઈઓને બંને રાજકુમારોએ હરાવી મારી નાંખ્યા. શૂર્પણખાએ આ વાત રાવણને કાને નાંખી. તે કપટી રાજાએ એકવાર રામ ને લક્ષ્મણની ગેરહાજરીનો લાભ લઈ

સીતાનું પર્ણકુટીમાંથી હરણ કર્યું. પાછાં વળતાં બંને ભાઈઓને આ બનાવની ખબર પડી. તેઓ સીતાની શોધમાં નીકળી પડ્યા પણ ક્યાંય પતો લાગ્યો નહિ. ચાલતાં ચાલતાં દક્ષિણમાં કિષ્કિંધા નગરીમાં તેઓ આવ્યા. ત્યાં તેમને સુગ્રીવનો મેળાપ થયો. તેના ભાઈ વાલીને મારી રામે સુગ્રીવને ગાદી અપાવી. સુગ્રીવે ચોતરફ પોતાનાં માણસોને સીતાની ભાળ લેવા મોકલ્યાં. તેમાં હનુમાને આવી ખબર કર્યા કે સીતા લંકાના રાજા રાવણની અશોકવાટિકામાં રામનું નામ લેતી ઝુર્યા કરે છે. રામે હવે સુગ્રીવ ને તેના મિત્રોને સાથે લઈ લંકા જવા નિર્ણય કર્યો. રામેશ્વર પાસે આવી તેમણે સેતુ કે પૂલ બાંધ્યો ને પછી દરિયાની પેલી પાર જઈ લંકા નગરીને ઘેરો ઘાલ્યો. લડાઇમાં રાવણ, તેનો ભાઈ કુંભકર્ણ, પુત્ર ઇંદ્રજિત્ ને બીજા રાક્ષસો માર્યા ગયા. રામે લંકાની ગાદી રાવણના ભાઈ બિભીષણને આપી. સીતાનો ને રામનો મેળાપ થયો. પણ રામે સીતાનો સ્વીકાર કરવા ના પાડી. તેથી સીતાએ અગ્નિ સમક્ષ પોતાની શુદ્ધિ સિદ્ધ કરી બતાવી. હવે બધાં અયોધ્યા ગયાં ને ત્યાં રામે ભરત પાસેથી રાજ્ય સંભાળ્યું. થોડાક વખત પછી લોકોના અપવાદને લઈને ને તેમને રાજી રાખવા રામે સીતાને વાલ્મીકિના આશ્રમમાં મૂકી આવવા લક્ષ્મણને હુકમ કર્યો. સીતાએ ત્યાં કુશ ને લવ, એ બે પુત્રોને જન્મ આપ્યો. ઋષિ વાલ્મીકિએ તેમને યોગ્ય વિદ્યા ભણાવી. દરમ્યાન રામે અયોધ્યામાં સીતાની સોનાની મૂર્તિ બનાવી તેને પોતાની પાસે બેસારી અશ્વમેધ યજ્ઞ આદર્યો. યજ્ઞનો ઘોડો વાલ્મીકિ ઋષિના આશ્રમમાં આવ્યો. ત્યાં બે રાજકુમારો,–કુશ ને લવ,–એ તે ઘોડાને અટકાવ્યો. પછી વાલ્મીકિ ઋષિ કુશ ને લવને તેડી યજ્ઞમાં હાજરી આપવા અયોધ્યા ગયા. ત્યાં પોતે રચેલું રામના વનવાસ સૂધીનું રામાયણનું અદ્‌ભુત કાવ્ય કુશે ને લવે દરબારમાં ગાયું. પછી બાપ ને પુત્રોની ઓળખાણ થઈ. સીતા પણ ફરી અયોધ્યા પાછાં આવ્યાં પણ આવતાં વેંતજ ભરદરબારમાં તે પૃથ્વીમાં સમાઇ ગયાં.

ઉપર પ્રમાણે રામકથાનો સાર છે. આ કથા વાલ્મીકિ ઋષિએ રામનો વનવાસ પૂરો થયો ત્યાં સૂધી કવિતારૂપે કરી હતી. પછી બધી કથા પૂરી કરવામાં આવી.

રામ જેવો સત્યવાદી, પિતાની ને માતાની આજ્ઞા પાળનાર, એક પત્નીવ્રત પાળનાર ને શૂર રાજા, લક્ષ્મણ, ને ભરત ને શત્રુઘ્ન જેવા નિઃસ્વાર્થી, પવિત્ર ને શૂરા ભાઈ ઓ, ને સીતા જેવી સતી કોઈ પણ દેશના ઇતિહાસમાં મળશે નહિ. **“ રામાયણ ” એ એક ઘણો સુંદર ને પવિત્ર ગ્રંથ છે. તેમાં એક પણ હલકો વિચાર જણાવવામાં આવ્યો નથી.** હિંદુઓ રામને ઇશ્વિરના અવતારરૂપે માને છે ને દર સવારે રામનું પવિત્ર નામ ઉચ્ચારે છે. વળી સારા રાજ્યને હિંદુઓ રામરાજ્યનું નામ આપે છે– એટલી તો રામની પ્રજા સુખી હતી. રામાયણની કથા ઉપર સંસ્કૃત, પ્રાકૃત ને હાલ બોલાતી ભાષાઓમાં ઘણાં કાવ્યો, નાટકો, વગેરે લખાયાં છે. તે ગ્રંથનું જર્મન, અંગ્રેજી, ફ્રેંચ, ઇટાલિઅન, વગેરે ભાષાઓમાં પણ ભાષાંતર થયું છે ને ત્યાંના વિદ્વાનોએ પણ તેની બહુ પ્રશંસા કરી છે. આપણે ત્યાં પણ મહાત્મા તુલસીદાસે કરેલું “ રામાયણ ” ઘણુંજ જાણીતું છે.

**રામાયણના આર્યો**—રામાયણના વખતના આર્ય લોકોની સ્થિતિ કેવી હતી ? તે વખતે આપણા વડવાઓને ફક્ત **અફઘાનીસ્તાન, પંજાબ, સંયુક્ત પ્રાંતો, નેપાળ** ને **બંગાળાનો થોડોક ભાગ, એટલાજ દેશોનું ખાસ જ્ઞાન** હતું. દેશના બાકીના ભાગોથી તેઓ હજુ જાણીતા થયા નહોતા. બુંદેલખંડથી તે છેક નાસીક સુધી ગીચ જંગલ– **મહાકાંતાર** હતું ને ત્યાં આર્યોના શત્રુઓ રહેતા. અયોધ્યા, મિથિલા, ને લંકા **નગરીઓનું** રામાયણમાં **સુંદર વર્ણન** જોવામાં આવે છે. **રાજાઓ** વૃદ્ધ બ્રાહ્મણો ને પ્રજાના અનુભવી માણસોની **સલાહથી રાજ્ય** કરતા ને બધા **ચાર આશ્રમો** પાળતા. તે વખતે પણ બાળલગ્નો થતાં. લડાઈમાં આર્ય લોકો ઘણાજ **શૂરા** હતા. તેઓ અપમાન કદિ પણ સહન કરતા નહિ. **ઋષિઓ** ને **વિદ્વાનોને** રાજદરબારમાં **બહુ માન** અપાતું ને રાજકુમારો ઋષિઓ પાસે બધી વિદ્યાઓ ભણવા જતા. રાવણની નગરી લંકાનું પણ રામાયણમાં ઘણુંજ સુંદર વર્ણન આપવામાં આવ્યું છે ને **રાક્ષસો** પણ તે વખતે આર્યો કરતાં વધારે આગળ વધેલા હશે એમ લાગે છે.

# પ્રકરણ ૫મું

## મહાભારત

રામાયણની કથા પછી મહાભારતની કથા આવવી જોઈએ. દુષ્યંત ને શકુંતલાના પુત્ર ભરતના વંશમાં પાંડુ ને ધૃતરાષ્ટ્ર, એ બે ભાઈઓ થયા. પાંડુ રાજા હસ્તિનાપુરના રાજા થયા. તે કુંતીથી યુધિષ્ઠિર, અર્જુન ને ભીમ, ને માદ્રાથી સહદેવ ને નકુલ નામના પાંચ પુત્રો મૂકીને મરી ગયા. ધૃતરાષ્ટ્ર ગાદીએ આવ્યા. તે આંધળા હતા તેથી મોટો પુત્ર દુર્યોધન કારભાર ચલાવતો. ધૃતરાષ્ટ્રને સો પુત્રો હતા. તેઓ વડવા કુરુ રાજાના નામથી કૌરવો કહેવાયા. પાંડુ રાજાના પુત્રો પાંડુ રાજાના નામ ઉપરથી પાંડવો કહેવાયા. કૌરવો હમેશાં પાંડવોની અદેખાઈ કરતા. દુર્યોધન તેમની વિરુદ્ધ ખૂબ ખટપટ કરતો. ગુરુ દ્રોણાચાર્ય પાસે બધા યુદ્ધકળા શીખવા જતા ત્યાં પણ તકરારો થયાં કરતી. એકવાર દુર્યોધને લાખનું ઘર બનાવી તેમાં સુવા માટે પાંડવોને કહેવરાવ્યું. તેના મનમાં એવું હતું કે રાત્રે પાંડવો ઉંઘતા હોય ત્યારે ઘરને સળગાવી મૂકવું. પાંડવોને તે બાબતની ખબર પડતાં ઘરમાંથી છાને રસ્તે નાસી ગયા. થોડા વખત પછી અર્જુને પાંચાલના રાજા દ્રુપદની પુત્રી દ્રૌપદીના સ્વયંવરમંડપમાં જઈ ઉપર વળગાડેલા માછલાનો પડછાયો નીચે પાણીમાં જોઈ ઉપરના માછલાનો વધ કર્યો એટલે દ્રૌપદી અર્જુનને પરણી. પાંચે ભાઈઓ ઘેર આવ્યા ત્યારે માતાને તેમણે કહ્યું કે અમે કાંઈક જીતી લાવ્યા છીએ. માતાએ જીતી લાવેલી વસ્તુને સરખે ભાગે વ્હેંચી લેવા કહ્યું એટલે દ્રૌપદી પાંચે પાંડવોની પત્ની થઈ. હવે કૌરવોએ પાંડવોને માંડમાંડ અર્ધું રાજ્ય આપ્યું ને પાંડવો દિલ્હી પાસે ઈંદ્રપ્રસ્થમાં રાજધાની કરી રાજ્ય કરવા લાગ્યા. એકવાર દુર્યોધને યુધિષ્ઠિરને પાસાની રમત રમવા બોલાવ્યા ને તેમાં તેમને હરાવ્યા. પરિણામ એ આવ્યું કે પાંચે પાંડવો ને દ્રૌપદી તેર વર્ષ સૂધી વનવાસ રહેવા કબુલ થયાં. દ્રૌપદીએ એકવાર ઈંદ્રપ્રસ્થના રાજમહેલમાં કૌરવોની હાંસી કરી હતી તેથી દુર્યોધનના ભાઈ દુઃશાસને હવે ભરદરબારમાં વાળ ખેંચી તેનું સખ્ત અપમાન કર્યું. બાર વર્ષો માટે તો પાંડવો સરસ્વતી નદીના કાંઠા ઉપર કામ્યક વનમાં રહ્યા. તેરમું વર્ષ ગુપ્તપણે કાઢવાનું હતું તેથી જુદા જુદા વેશ

ધારી તેટલો વખત તેઓ વિરાટરાજાને ત્યાં રહ્યા ને દશેરાને દિવસે પાંડવો તરીકે પ્રકટ થયા. હવે કુંતીના ભત્રીજા શ્રી કૃષ્ણ ને વિદુર મારફત પાંડવોએ કૌરવોને સુલેહ કરવા કહેવરાવ્યું પણ કૌરવો માન્યા નહિ. તેથી બંને પક્ષો વચ્ચે કુરુક્ષેત્ર ઉપર અઢાર દિવસ સૂધી મહાભારત યુદ્ધ થયું. તેમાં બધા કૌરવોનો વિનાશ થયો. યુધિષ્ઠિર ગાદીએ આવ્યા પણ બધી ક્ષત્રિય જાતિનો ને પોતાના પિત્રાઈઓનો નાશ થએલો જોઈ તેઓ ખેદ પામ્યા ને ભાઈઓ સાથે વનમાં ગયા. હસ્તિનાપુરની ગાદીએ અર્જુનના વીર પુત્ર અભિમન્યુનો પુત્ર પરીક્ષિત્ આવ્યો. શ્રી કૃષ્ણે મથુરામાં મામા કંસને માર્યો હતો પણ મગધના રાજા જરાસંધથી ત્રાસી તેમનું કુટુંબ કાઠિઆવાડ ગયું ને ત્યાં દ્વારિકા વસાવી તેમણે રાજ્ય કરવા માંડયું. પણ યાદવો પરસ્પર લડી પડ્યા ને તેથી તેમનો નાશ થયો.

**મહાભારત**—હિંદુ લોકો મહાભારતને "**પાંચમો વેદ**" ગણે છે. તેના બનાવો **ઇ. સ. પૂર્વે ૩૧૦૦** વર્ષો ઉપર બન્યા હોય એમ માનવામાં આવે છે. પહેલાં વ્યાસ મુનિએ આ બનાવો "**જય** કે **ઇતિહાસ**"ના નામે લખ્યા. તેના શિષ્ય વૈશંપાયને એ કથા વધારી ને પરીક્ષિત્‌ના પુત્ર જનમેજયને સંભળાવી. ધીમે ધીમે તે કથા વધતી ગઈ ને તેને "**મહાભારત**"નું નામ આપવામાં આવ્યું.

**મહાભારતનાં પાત્રો—યુધિષ્ઠિર** કોઈ દિવસ અસત્ય બોલતા નહિ ને ધર્મ વિરુદ્ધ કાંઈ કામ કરતા નહિ. હિંદુઓ તેમને **ધર્મરાજા** અથવા **અજાતશત્રુ** કહે છે. **અર્જુન** ઘણોજ શૂરો હતો. શ્રીકૃષ્ણે તેને **ભગવદ્‌ગીતા**નો બોધ આપી કુરુક્ષેત્રના યુદ્ધમાં લડવા ઉપદેશ આપ્યો હતો. **ભીમસેન** ભોળો ને શૂરો હતો. તેની ગદાથી બધા કૌરવો ભાગતા. **નકુળ ને સહદેવ** ઓરમાન ભાઈઓ હતા છતાં કુંતીના પુત્રો સાથે રહી તેઓએ ઘણાં દુ:ખો વેઠયાં હતાં. **દ્રૌપદી** ચાલાક, શૂરી, સતી, કૌરવો ઉપર વેર લેવા રોજ તૈયાર ને સ્વભાવે ઘણી તીખી હતી. **દુર્યોધન** લુચ્ચો, કપટી પણ મીઠો ને વ્યવહારમાં કુશળ હતો. **ભીષ્મપિતા** એ મહાભારતના યશસ્વી પુરુષ છે. પોતાની સાવકી માના પુત્રને ગાદી મળે તે કારણસર **તેમણે હમેશાં બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા કરી હતી. તે પ્રતિજ્ઞા તેમણે ઠેઠ**

સુધી પાળી. તેઓ યુદ્ધમાં ને વ્યવહારમાં ઘણાજ પ્રવીણ હતા. મરણ પથારી ઉપર તેમણે આપેલો બોધ હજુ પણ હિંદુઓ મનનપૂર્વક વાંચે છે. પણ મહાભારતનાં પાત્રોમાં **શ્રી કૃષ્ણ** સૌથી પ્રતિષ્ઠિત પુરુષ ગણાય છે. હિંદુઓ અત્યારે તેમને ઈશ્વરના અવતારરૂપ માને છે. તેમણે પાંડવોનો પક્ષ કર્યો ને અર્જુનના રથના સારથિનું કામ કરી મિત્રને યુદ્ધમાં વિજય અપાવ્યો. આર્યોના પ્રાચીન સાહિત્યમાં શ્રેષ્ઠ ઉપદેશ "ભગવદ્‌ગીતા"માં આપવામાં આવ્યો છે ને તે ઉપદેશનાં વખાણ અત્યારે આખી દુનિયામાં એક અવાજે કરવામાં આવે છે. એ ઉપદેશ આપનાર શ્રી કૃષ્ણ પોતેજ હતા. પોતાની ફરજ બજાવતી વખતે પરિણામ શું આવશે તેનો લોભ ન કરવો, એવા અનેક સુંદર ઉપદેશો તેમણે અર્જુનને આપેલા.

**"મહાભારત"ના આર્યો**—મહાભારતનો ગ્રંથ રામાયણ જેવો એકદમ વિશુદ્ધ નથી છતાં તેમાં કથાઓ, ઉપદેશો ને ફિલસુફીઓ આપવામાં આવ્યાં છે. તે વખતના આર્યો પરન્યાતમાં પરણી શકતા પણ ઊંચી જાતિની સ્ત્રી હલકી જાતિના પુરુષ સાથે **લગ્ન** કરી શકતી નહિ. **બ્રાહ્મણો** પણ યુદ્ધમાં **લડવા જતા.** પુરુષ એકથી વધારે સ્ત્રી પરણી શકતો. સ્ત્રી એકજ પુરુષને પરણી શકતી. લોકો **માંસાહાર** કરતા પણ **ઉત્તમ બ્રાહ્મણો માંસ ખાતા નહિ.** રાજાઓ ઘણો વૈભવ ભોગવતા, મોટાં લશ્કરો રાખતા ને ધર્મ પ્રમાણે **લડાઈઓ** લડતા. લડતી વેળા હાથીનો ને રથનો પણ ઉપયોગ કરવામાં આવતો. લડવૈયાઓ ઘણી જાતનાં હથિઆરો વાપરતા. મહાભારતમાં **દિવ્યાસ્ત્ર** એટલે બંદુક ને તોપ જેવાં લડવાનાં સાધનોનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. લડતી વેળા સેનાપતિઓ **લશ્કરને** જુદી જુદી રીતે **ગોઠવતા** ને તે ગોઠવણને આકાર પ્રમાણે નામ દેતા, જેમકે ચક્રવ્યૂહ કે ચક્રાવો, વગેરે. યુવકો બ્રહ્મચર્ય પાળતા. લોકોને સત્ય ઉપર ઘણી શ્રદ્ધા હતી. **સ્ત્રીઓ ભણેલી ને શૂરી હતી.** બ્રાહ્મણોને ઘણું માન અપાતું. સૌથી બળવાન્ રાજા **ચક્રવર્તી** થતો ને તે માટે **અશ્વમેધયજ્ઞ કરતો.** એ વખતે ચાર વર્ણો હતા પણ પેટાનાતો નહોતી. **મુખ્ય** ધંધો **ખેતીનો** હતો. પણ કપાસ, રેશમ, ઊન, શણ, લાખ, રંગ, વગેરેના **હુન્નરો** દેશમાં તે વખતે પણ હતા.

# પ્રકરણ ૬ઠ્ઠું

## મહાભારતના વખતના કેટલાક દેશો

મહાભારતના વખતમાં ગાંધાર, કેકય, મદ્રદેશ, વિરાટ, કુરુદેશ, પંચાળદેશ, કાશિદેશ, કોશલ, વિદેહદેશ, વિદર્ભ, કલિંગ, મગધ દેશ, અંગ



દેશ, વાજ્જીઓનો દેશ, મલ્લદેશ, ચેદિ દેશ, વત્સદેશ, શૂરસેનદેશ, અવંતિ, સૌરાષ્ટ્ર, ને સૌવીર, એ મુખ્ય દેશો ને રાજ્યો હતાં ને તેમાં તક્ષશિલા, ગિરિવ્રજ, સાકલનગર, હસ્તિનાપુર, કૌશાંબી, કાંપિલ્ય, વારાણસી, શ્રાવસ્તી, અયોધ્યા, દ્વારિકા, મિથિલા, ચંપાપુરી, રાજગૃહ, પાવાપુરી, મથુરા, ઉજ્જયની, એ મુખ્ય શહેરો હતાં.

પાસેના નકશાથી આ હકીકત એકદમ સ્પષ્ટ થઈ જશે.

**પ્રશ્નો**:—(૧) રામાયણ ને મહાભારતમાં તમને જે ઉત્તમ પાત્રો લાગે તેમનાં ચરિત્રો લખી જાઓ. (૨) તે વખતના આર્યોની રહેણીકરણી કેવી હતી? (૩) તે વખતનાં મુખ્ય નગરો નકશામાં બતાવો.

## પ્રકરણ ૭મું
## નવા ધર્મોનો ઉદય

**આર્યોના વિચારો ને આચારોમાં ફેરફાર**—વૈદિક કાળની સ્થિતિ તપાસતી વેળા આપણે જોયું કે તે વખતે પણ કેટલાક આર્યો ઋષિઓના **યજ્ઞ** વગેરે આચારો **વિરુદ્ધ** થયા હતા. ત્યારપછી ઋષિઓના આશ્રમોમાં, રાજાઓના દરબારોમાં ને જંગલોમાં આર્ય લોકો ધર્મ સંબંધી છૂટથી ચર્ચા કરતા ને તેમાં ઘણા નવા સંપ્રદાયો ઊભા થયા. આ નવા સંપ્રદાયોમાં બે સંપ્રદાયો આગળ આવ્યા. (૧) **જૈન** (૨) **બૌદ્ધ**.

## પ્રકરણ ૮મું
## જૈનો

**મહાવીર સ્વામી**—જૈનો એમ માને છે કે તેમનો ધર્મ વૈદિક ધર્મ જેટલોજ પ્રાચીન છે. તેઓ ૨૪ તીર્થંકરોને માને છે. તેમાં છેલ્લા ૨૪મા તીર્થંકર વર્ધમાન કે મહાવીર સ્વામીનો જન્મ **વૈશાલી** નગરી પાસે ક્ષત્રિયકુંડ નામના ગામના રાજા સિદ્ધાર્થ ને રાણી ત્રિશલાદેવીને ત્યાં થયો હતો. ત્રીસ વર્ષની ઉમરે તેઓએ દીક્ષા લીધી. બાર વર્ષ સૂધી તો તેઓએ ઘોર તપ કર્યાં. પછી તેમને કેવળજ્ઞાન થયું ને તેમણે ઉપદેશ આપવા માંડયો. એ ઉપદેશથી મગધ, અવંતિ, વત્સ, ને અંગ દેશના રાજાઓ ને બીજા અનેક સ્ત્રી પુરુષો જૈન થયાં. મહાવીર સ્વામી બ્હોતેર વર્ષની ઉમરે પાવાપુરી નગરીમાં નિર્વાણ પામ્યા, ઇ. સ. પૂર્વે, ૫૨૭. તેમણે ત્રેવીસમા

તીર્થંકર પાર્શ્વનાથના વખતથી ચાલતા આવતા નિર્ગ્રંથોના સંપ્રદાયમાં ઘણા સુધારાઓ કર્યા ને પોતાની ચાલાક દલીલોથી બીજા સંપ્રદાયોના આગેવાનોને હરાવ્યા. તેમણે અહિંસા ખરો ધર્મ છે એવો ઉપદેશ આપ્યો.

**જૈનો**—અત્યારના જૈનો અહિંસામાં ખાસ માને છે. જૈન ધર્મમાં, ઇશ્વરે આ દુનિયાને બનાવી એ મતનો સ્વીકાર કરવામાં આવ્યો નથી પણ જૈનો જીવ, પાપ, પુણ્ય ને મોક્ષમાં માને છે. મહાવીર સ્વામી પછી ઘણે વખતે જૈનોમાં બે ભાગો પડ્યા. (૧) શ્વેતાંબરી(૨) દિગંબરી. કેટલાક સૈકાઓ પછી શ્વેતાંબરીઓમાંથી સ્થાનકવાસીઓ જુદા પડ્યા, તેઓ મૂર્તિપૂજામાં માનતા નથી. જૈનોનાં સૂત્રો અર્ધમાગધીમા લખાયાં છે. ધીમે ધીમે તે ધર્મ આખા હિંદમાં ફેલાયો પણ અત્યારે મુખ્યત્વે મારવાડ ને ગુજરાતમાં જૈનો મોટી સંખ્યામાં જોવામાં આવે છે. જૈન સાધુઓ મોટા પંડિતો હતા ને તેઓ અર્ધમાગધી, સંસ્કૃત, તેલુગુ, તામિલ, ને ગુજરાતી ભાષાઓમાં ઘણું સારૂં સાહિત્ય લખી ગયા છે. જૈનોએ કારીગીરીમાં પણ તેટલીજ નામના મેળવી છે. આબુ ઉપર દેલવાડાંનાં મંદિરોની કારીગીરી દુનિયામાં



દેલવાડાનાં દહેરાં

અદ્‌ભુત ગણાય છે. પહેલાં જૈનો ચારે વર્ણોમાં જોવામાં આવતા. પણ અત્યારે મુખ્યત્વે વણિકોજ જૈન ધર્મ પાળે છે ને તેઓ મોટે ભાગે વેપાર કરે છે. જૈનો ઘણાજ પૈસાદાર છે. જૈન સંપ્રદાયની વ્યવસ્થા "**સંઘ**" મારફત થાય છે ને સંઘમાં (૧) સાધુઓ (૨) સાધ્વીઓ (૩) શ્રાવકો ને (૪) શ્રાવિકાઓનો સમાવેશ કરવામાં આવે છે.

## પ્રકરણ ૯મું

## ગૌતમ બુદ્ધ ને બૌદ્ધ ધર્મ

**ગૌતમ બુદ્ધઃ—**ઈ. સ. પૂર્વે સાતમા સૈકામાં આપણા દેશના ઉત્તર ભાગમાં ઘણે ઠેકાણે પ્રજાઓના પ્રતિનિધિઓ મારફત રાજ્યનો કારભાર ચાલતો. કાશીની ઉત્તરે પચાસ ગાઉ ઉપર શાક્ય જાતિના લોકોમાં આવી રાજ્યવ્યવસ્થા ચાલતી હતી ને તેમના મુખ્ય નગરનું નામ કપિલવસ્તુ હતું. તે નગરની એક સભાના પ્રમુખનું નામ રાજા શુદ્ધોધન હતું. તેની સ્ત્રીનું નામ માયાદેવી હતું. તેને પુત્ર થયો ને તેનું નામ સિદ્ધાર્થ પાડવામાં આવ્યું. સિદ્ધાર્થ શાક્ય વંશમાં જન્મ્યા હતા ને તેમનું ગોતમ ગોત્ર હતું તેથી લોકો તેમને શાક્યમુનિ ગૌતમ પણ કહે છે. ગૌતમના જન્મ પછી સાતમે દિવસે માતા માયાદેવી મરણ પામી તેથી તેમની સંભાળ માસી ને સાવકી મા મહાપ્રજાપતિએ લીધી. નાનપણમાં સિદ્ધાર્થને યોગ્ય કેળવણી આપવામાં આવી. યશોધરા નામની



ગૌતમ બુદ્ધ

સ્ત્રી સાથે તેમનું લગ્ન કરવામાં આવ્યું. તેમને રાહુલ નામે પુત્ર થયો. સિદ્ધાર્થ નાનપણથીજ વિરાગી હતા. તેથી પિતા શુદ્ધોધનને તેમને માટે હમેશાં ચિંતા રહ્યાં કરતી. તેણે એવી વ્યવસ્થા કરી કે સિદ્ધાર્થ જગતનું કાંઈ પણ દુઃખ કદિ જોઈ શકે નહિ. પણ એવું ક્યાં સૂધી નભી શકે ? રાજમહેલના બગીચામાં ફરતી વખતે જુદે જુદે પ્રસંગે કુમારે એક વૃદ્ધ માણસને, પછી એક રોગી માણસને ને છેવટે એક મરેલા માણસને, જોયા. તેમને હવે એમ જણાયું કે આ સંસાર દુઃખી ને ક્ષણભંગુર છે ને તેથી જગતને સુખી બનાવવા માટે કાંઈ માર્ગ શોધવો જોઈએ. એક રાત્રીએ પોતે પોતાનો રાજમહેલ, સૂતેલી સ્ત્રી ને સુતેલા પુત્રને છોડી દીધાં ને નગરની બહાર નીકળી સાધુનાં કપડાં પહેરી સત્ય શોધવા જંગલમાં ગયા. ૭ વર્ષો સૂધી તેઓ ગયા પાસે આકરાં તપ કરતા રહ્યા પણ સત્યનો રસ્તો તેમને મળ્યો નહિ. તેથી તપ કરવો પોતે છોડી દીધો. એકવાર ગયા પાસે પીપળાના ઝાડ નીચે સિદ્ધાર્થ બેઠા હતા ત્યારે તેમને સુખનો ખરો માર્ગ સૂઝયો. આ જ્ઞાનને બૌદ્ધો **કેવળજ્ઞાન** કહે છે ને તે ઝાડને **બોધિવૃક્ષ** કહે છે. હજુ પણ આ ઝાડની પૂજા થાય છે. બધી વાસનાનો નાશ થાય ત્યારેજ ખરૂં સુખ અથવા જીવને મોક્ષ મળે છે ને તે માટે ઘોર તપ કે યજ્ઞ જેવી ક્રિયાઓની જરૂર નથી પણ ફક્ત સદાચાર ને અહિંસાથીજ મોક્ષ મેળવી શકાય છે એમ સિદ્ધાર્થને લાગ્યું. આ વખતથી તેઓ **બુદ્ધ** કહેવાયા ને તેમના શિષ્યો **બૌદ્ધ** તરીકે જાણીતા થયા. ગૌતમ બુદ્ધ ઇ. સ. પૂર્વે ૪૮૬માં નિર્વાણ પામ્યા.

**બૌદ્ધ સંપ્રદાય:**—બૌદ્ધો સદાચાર ને અહિંસામાં માને છે. તેઓ જગતને ક્ષણભંગુર કે નાશવંત ગણે છે ને પુનર્જન્મને માને છે પણ ઈશ્વરના કર્તૃત્વને કે વેદોને માનતા નથી. બૌદ્ધો જ્ઞાતિભેદ વિરુદ્ધ હતા. તેઓએ પોતાનો ધર્મ આખા હિંદમાં ને પછી તિબેટ, ચીન, સિઆમ ને બ્રહ્મદેશમાં પણ ફેલાવ્યો, વિદ્વતા ભરેલા ગ્રંથો લખ્યા ને મોટાં મોટાં વિદ્યાપીઠો સ્થાપ્યાં. લગભગ દોઢ હજાર વર્ષો સૂધી બૌદ્ધ સંપ્રદાય હિંદમાં રહ્યો. અત્યારે કોઈ પણ હિંદી બૌદ્ધ નથી પણ આપણા બધા વ્યવહારોમાં બૌદ્ધ ઉપદેશોની અસર કાયમ રહી ગઇ છે. બૌદ્ધોએ આપણી કીર્તિ આખા

એશિઆમાં ને ગ્રીસમાં ફેલાવી. બૌદ્ધ ગ્રંથો સંસ્કૃતમાં, પાલીમાં ને ચીની તથા તિબેટની ભાષાઓમાં લખાયા છે. બૌદ્ધ ધર્મની વ્યવસ્થા “ સંઘ ” મારફત થતી. સ્ત્રીઓ પણ સંઘમાં દાખલ થઈ શકતી.

બૌદ્ધો એમ કહે છે કે મોક્ષ કે **નિર્વાણ** મેળવવા **આઠ ઉપાયો** થવા જોઈએ. (૧) બૌદ્ધ ઉપદેશમાં **શ્રદ્ધા** રહેવી જોઈએ. (૨) **ભાવના**ઓ શુદ્ધ હોવી જોઈએ. (૩) **વાણી સભ્ય** ને સાચી હોવી જોઈએ. (૪) **કામો સારાં** હોવાં જોઈએ. (૪) **નિર્વાહ પ્રામાણિકપણે** થવો જોઈએ. (૬) **મન શુદ્ધ** રહેવું જોઈએ. (૭) પાપ સામે ને ધર્મ માટે હમેશાં **જાગતા રહેવું** જોઈએ. (૮) **વિચારો** પવિત્ર હોવા જોઈએ.

બૌદ્ધો સાહિત્ય, જ્યોતિષ, ફિલસુફી, કળા, વૈદકું, વગેરે દરેક વિષયમાં આપણા દેશને ને જગતને ઘણી સામગ્રીઓ આપતા ગયા છે. જૈનોના ને એમના વિચારોને બ્રાહ્મણોએ બૌદ્ધ મતના વિનાશ પછી આપણા દેશના સાહિત્યમાં મેળવી દીધા ને એ પ્રમાણે અત્યારની આપણી સંસ્કૃતિ બૌદ્ધ ને જૈન સંપ્રદાયોને ઘણી આભારી છે.

હિંદુઓ ગૌતમ બુદ્ધને વિષ્ણુનો અવતાર માને છે.

**જૂના સાહિત્યમાંથી કાંઈક**—ગૌતમબુદ્ધ મુખ્યત્વે લોકોને સદાચાર, અહિંસા, સત્ય, વગેરે ઉપર બોધ આપતા. તેઓ જ્ઞાતિ અને યજ્ઞ વિરુદ્ધ હતા. મોટા મોટા રાજાઓ તેમના ઉપદેશ પ્રમાણે રાજકારભાર ચલાવતા. શાકયો અને વજ્જીઓને તેઓ બહુ કીંમતી ઉપદેશ આપતા. રાજાઓ, લોકો ને ધર્મગુરુઓ વચ્ચે એ વખતે કેવો સંબંધ હશે તે વધારે સ્પષ્ટ કરવા અને તે વખતની રાજકીય સ્થિતિનું કાંઇક વિશેષ જ્ઞાન આપવા નીચેનો સંવાદ આપવામાં આવ્યો છે:—

મગધ દેશની ઉત્તરે વજ્જી નામના મહાજનોનું બલવાન્ રાજ્ય હતું. એમને લિચ્છવી પણ કહેતા. આ રાજ્ય મહાજનસત્તાક હોઇ,શાકયોની પદ્ધતિ પ્રમાણે ચાલતું હતું. (મગધનો રાજા) અજાતશત્રુ વજ્જીઓ ઉપર ઘણો ખારે બળતો. વજ્જીના નાશ માંટે તે તત્પર થઇ રહ્યો હતો. એક દિવસ ત્હેણે પોતાના વસ્સકર નામના બ્રાહ્મણ અમાત્યને કહ્યું કે “હે બ્રાહ્મણ, તું બુદ્ધ પાસે જઇ એમ કહે કે મગધરાજ વજ્જીઓનો ઉચ્છેદ કરવા ઇચ્છે છે.” આ સંબંધે બુદ્ધનો શો મત છે તે મ્હારે જોવું જોઇએ.

અજાતશત્રુની આજ્ઞા પ્રમાણે વસ્સકાર બ્રાહ્મણ ગૃધ્રકૂટ પર્વત ઉપર બુદ્ધ રહેતા હતા ત્યાં ગયો અને પોતાના રાજાનો મનોરથ તેણે બુદ્ધને જણાવ્યો.

તે વેળાએ આનંદ બુદ્ધને પંખો નાંખતો હતો. તેની તરફ વળી બુદ્ધ બોલ્યા, આનંદ, ! આજસૂધી વજ્જીઓ વારંવાર એકત્ર થઇ રાજકારણનો વિચાર કરે છે કે?

"હા ભગવન્" આનંદે ઉત્તર આપ્યો.

"આનંદ, વજ્જીઓ જ્યારે એકત્ર થાય છે અને પછી જ્યારે ઘેર જાય છે ત્યારે ત્હેમનામાં એક સરખો સંપ હોય છે કે?"

"હા ભગવન્ એમ મ્હારા સાંભળવામાં આવ્યું છે."

"પોતાના કરેલા કાયદાનો વજ્જીઓ ભંગ કરતા નથી ને? કિંવા કાયદાનો મન માનતો ગમે તેવો અર્થ કરતા નથી ને? તે કાયદાને અનુસરીને વર્તે છે કે?"

'હા ભગવન્, વજ્જીઓ કાયદાસર વર્તે છે, એમ મ્હારા સાંભળવામાં આવ્યું છે".

"વૃદ્ધ રાજકારણી પુરુષોને વજ્જીઓ માન આપી તેમની સલાહ વારંવાર લે છે કે?"

"હા ભગવન્, વજ્જીઓના રાજ્યમાં વૃદ્ધ રાજકારણી પુરુષોનું સારૂં સંમાન થાય છે એમ મ્હારા સાંભળવામાં આવ્યું છે."

"તે પોતાના રાજ્યમાં વિવાહિત કે અવિવાહિત સ્ત્રીઓ પર બળાત્કાર કરતા નથી ને?

"ભગવન્. વજ્જીઓના રાજ્યમાં સ્ત્રી જાતિનું માન બરોબર સચવાય છે એમ મ્હારા સાંભળવામાં આવ્યું છે."

"વજ્જીઓના શહેરમાંનાં કે શહેર બહારનાં જે દેવસ્થાનો છે હેની તેઓ યોગ્ય કાળજી રાખે છે ને?"

"હા ભગવન્, પોતાનાં દેવસ્થાનોની યોગ્ય કાળજી તેઓ લે છે એમ મ્હેં સાંભળ્યું છે."

"આનંદ. પોતાના રાજ્યમાં આવેલા અર્હન્તો સુખેથી રહે અને ન આવેલા અર્હન્તોને પોતાના રાજ્યમાં આવવાનું ઉત્તેજન મળે, એ માટે વજ્જીઓ અર્હન્તોને કોઈ પણ પ્રકારે ત્રાસ પહોંચવા દેતા નથી ને?"

ભગવન્, વજ્જીઓ સાધુસંતો તરફ ઘણો આદર રાખે છે, અને ત્હેમનું યોગ્ય પાલન કરે છે, એમ મ્હારા સાંભળવામાં આવ્યું છે."

બુદ્ધે વસ્સકર બ્રાહ્મણને કહ્યું, "હે બ્રાહ્મણ, હું એક વખત વૈશાલીમાં રહેતો હતો તે વખતે મ્હેં અભ્યુન્નતિના સાત નિયમો વજ્જીઓને કરી આપ્યા છે. આ સાત નિયમને અનુસરી જ્યાં સૂધી વજ્જીઓ વર્તશે ત્યાં સૂધી તેમની ઉન્નતિજ છે, અવનતિ થનાર નથી."

વસ્સકાર બ્રાહ્મણે કહ્યું, "ભગવન્, આમાંના એક નિયમનેયે વજ્જીઓ અનુસરશે, તોયે ત્હેમની હાનિ થવાનો સંભવ નથી. સર્વ નિયમો પાળવામાં આવશે તો તેની અભ્યુન્નતિ થશે, એ વિષે કહેવાપણુંજ નથી. અમારો રાજા વજ્જીઓ ઉપર ચઢાઈ ન કરે તો ઠીક."

આ સંવાદ પછી બુદ્ધે એવાજ સાત નિયમો સંઘની ઉન્નતિ માટે પોતાના ભિક્ષુઓને કહી સંભળાવ્યા.

**પાનાં, ૩૭૧-૭૩, બુદ્ધલીલાસારસંગ્રહ.**

(પુરાતત્ત્વમંદિર, અમદાવાદ).

**પ્રશ્નો**:—(૧) મહાવીર સ્વામીનું ટૂંકું જીવનચરિત લખો. (૨) ગૌતમ બુદ્ધે બૌદ્ધ પંથ કેવી રીતે સ્થાપ્યો? (૩) આ બે નવા સંપ્રદાયોની ઉપયોગિતા જણાવો.

# પ્રકરણ ૧૦મું

## મગધનું રાજ્યઃ મહારાજા શ્રેણિકથી ચંદ્રગુપ્ત સૂધી, ઇ. સ. પૂર્વે ૫૪૩થી ઇ. સ. પૂર્વે ૩૨૨ સૂધી

**બિંબિસાર અથવા શ્રેણિક મહારાજા ને તેનો વંશ**—ગૌતમ બુદ્ધને મહાવીર સ્વામીના વખતમાં મગધ અથવા બિહારમાં શ્રેણિક અથવા બિંબિસાર મહારાજાનો અમલ ચાલતો હતો. તે ગૌતમ **બુદ્ધનો** ને **મહાવીર સ્વામીનો** મોટો **ભક્ત** હતો ને તેની **રાજધાની રાજગૃહમાં** હતી. તેણે પોતાની આસપાસના તમામ રાજ્યો સાથે સુલેહ કરી અથવા તેમના રાજાઓનાં કુટુંબ સાથે લગ્નનો વ્યવહાર કર્યો ને બંગાળા (અંગ)ના રાજ્યને પણ તાબે કર્યું. તેના વંશજોએ પણ મગધની સત્તા વધારી ને એક રાજાએ **કુસુમપુર અથવા પાટલીપુત્ર** વસાવ્યું. આગળના પ્રકરણનો અજાતશત્રુ અથવા કુણિક રાજા શ્રેણિકનો પુત્ર હતો.

**શૈશુનાગ વંશ**—શ્રેણિકના વંશજો પછી મગધમાં શિશુનાગ નામના રાજાના નામ ઉપરથી શૈશુનાગ વંશ થયો. તે વંશના રાજાઓ પછી મગધદેશમાં નંદ વંશનું રાજ્ય થયું. એમ કહેવાય છે કે આ નવા નંદ વંશનો મુખ્ય સ્થાપક એક હજામ હતો.

**નવ નંદો**:—નવ નંદમાં **પહેલા નંદ** રાજાનું નામ **મહાપદ્મ** **છેલ્લા** નંદનું નામ **ધનનંદ** હતું. તેઓએ આખા ઉત્તર હિંદમાં પોતાનો

**અમલ** ચાલુ કર્યો ને ઠેઠ પંજાબ સુધી તેમની આણ ફરતી. તેઓ ઘણા પૈસાદાર હતા પણ એ અખુટ નાણું ભેગું કરવામાં તેમણે પ્રજાનો પ્રેમ ખોયો. છેલ્લા નંદ રાજા ધનનંદના વખતમાં મગધમાં મોટો **બળવો** થયો. આ ખટપટની **ચંદ્રગુપ્ત** નામના એક જુવાન ક્ષત્રિયે **આગેવાની** લીધી ને તેને વિષ્ણુગુપ્ત **અથવા ચાણક્ય** નામના બાહોશ બ્રાહ્મણની **મદદ** મળી. ધનનંદને મારી નાંખવામાં આવ્યો ને ચંદ્રગુપ્ત પોતે ગાદીએ આવ્યો.

આ બળવાના પ્રસંગને બૌદ્ધ, જૈન ને ગ્રીક લેખકોએ સારી રીતે વર્ણવ્યો છે ને સંસ્કૃતમાં પુરાણોમાં પણ તે સંબંધી માહીતી આપવામાં આવી છે "**મુદ્રારાક્ષસ**" નામે સંસ્કૃત નાટક આ બનાવ ઉપરજ લખવામાં આવ્યું છે.

**પ્રશ્ન:**—મગધના રાજાઓએ ઉત્તર હિંદમાં પોતાની સત્તા કેવી રીતે જમાવી?

---

# વિભાગ ૨જો

# આર્ય લોકોના ઇતિહાસનો સુવર્ણયુગ

## પ્રકરણ ૧લું

## પરદેશીઓ ને સિકંદરની સવારીઓ

**કેટલીક પરદેશી ચડાઇઓ**—અર્જુનના પૌત્ર પરીક્ષિત્ રાજાના વંશજો જ્યારે ઉત્તર હિંદમાં રાજ્ય કરતા હતા ત્યારે એકવાર ઍસ્સિરિઆ દેશની રાણી **સેમિરામિસે** લગભગ ઇ. સ. પૂર્વે ૧૮૦૦ વર્ષ ઉપર પંજાબ ઉપર ચડાઇ કરી મિસર દેશના રાજા **સેસોસ્ત્રિસે** પણ આપણા દેશ ઉપર ચડાઇ કરી હતી. **ઇરાનના રાજાઓએ** ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં અત્યારના બલુચીસ્તાન ને અફઘાનીસ્તાનના દેશો પોતાને કબજે કર્યા. **દરાયસ** નામના ઇરાનના **શાહે** સિંધુ નદી સૂધીનો આપણા દેશનો ભાગ લઈ લીધો, ઇ. સ. પૂર્વે, ૫૧૮. કેટલાક પંજાબીઓ આ વખતે ઇરાણી લશ્કરમાં દાખલ થયા ને તેઓ ગ્રીસની સામે લડયા. બીજા

દરાયસના વખતમાં સિકંદર પાદશાહ ઇરાન ઉપર ચડી આવ્યો ને લડાઇમાં દરાયસ માર્યો ગયો. પંજાબમાં પણ ઇરાનનું રાજ્ય એ વખતે હતું તેથી સિકંદર હિંદ ઉપર ચઢી આવ્યો. એ સવારીનું વર્ણન ગ્રીક લખાણોમાં વીગતવાર કરવામાં આવ્યું છે ને ફારસી લેખક **ફિરદૌસીના "શાહનામા"**માં પણ સિકંદર ને દરાયસ અથવા દારાની વચ્ચે થએલી લડાઈનું વર્ણન આપવામાં આવ્યું છે.

**સિકંદરની પંજાબ ઉપર સવારી,** ઇ. સ. પૂર્વે ૩૨૯–૩૨૩— સિકંદર અથવા એલેક્ઝૅન્ડર ( Alexander )ના બાપનું નામ ફિલિપ (Philip) હતું ને તે ગ્રીસની ઉત્તરે આવેલા મકદુનિઆ દેશનો રાજા હતો. તેણે ગ્રીસ, એશિઆ માઈનૉર ને મિસર દેશ લઈ લીધાં ને પછી તે ઇરાનના રાજા દારાને લડાઈમાં મારી ઇ. સ. પૂર્વે ૩૨૭માં હિંદુસ્તાનમાં દાખલ થયો. વાયવ્યકોણના કેટલાક હિંદી રાજાઓએ–ને મુખ્યત્વે–**તક્ષશિલાના રાજાએ** તેને મદદ કરી. પંજાબમાં સિકંદરના લશ્કરને ઘણીજ મુશ્કેલીઓ વેઠવી પડી. છતાં એક પછી એક હિંદી લશ્કરને હરાવી સિકંદર **સિંધુ નદીની આ પાર આવ્યો.** અત્યારના ગુજરાત ને શાહપુરના જિલ્લાઓના પ્રદેશોનો **પુરુ નામે રાજા** ૩૦,૦૦૦ પાયદળ, ૩૦૦ રથો, ૪૦૦૦ ઘોડેસવારો. ને ૨૦૦ હાથીઓનું લશ્કર લઈ **સામે થયો.** તે ઘણીજ બહાદુરીથી લડયો પણ સિકંદર મોટો લડવૈયો ને બહાદુર તથા કલાબાજ સેનાપતિ હતો તેથી પુરુરાજાનું લશ્કર હારી ગયું ને તે પોતે **કેદ પકડાયો.** સિકંદર પોતાના દુશ્મનની બહાદુરીથી અંજાઈ ગયો હતો તેથી ખુશ થઈ તેણે પુરુ રાજાને તેનો બધો મુલક પાછો આપ્યો. આ લડાઈ હિડેપ્સિસ અથવા **જિલમ નદી આગળ** ઇ. સ. પૂર્વે ૩૨૭માં થઈ. સિકંદરે હવે આગળ વધવા માંડયું. પણ રસ્તામાં જુદાં જુદાં **રાજ્યોનાં** બહાદુર **લશ્કરો** તેની સામે **થયાં** ને ગ્રીક સિપાઈઓને ઘણાજ થકવી દીધા. ગ્રીક લેખકો એમ લખી ગયા છે કે આ જુદાં જુદાં હિંદી રાજ્યોનાં લશ્કરોની એકંદર સંખ્યા ૮૦,૦૦૦ પાયદળ, ૧૦,૦૦૦ ઘોડેસવાર ને ૯૦૦ રથો જેટલી હતી. ગ્રીક સિપાઈઓ હિંદની સવારીથી કંટાળી ગયા. તેમણે રાવી નદી ઉતરવાની ના પાડી. તેથી સિકંદર પાછો વળ્યો ને **સિંધ,**

**બલુચીસ્તાન** ને ઈશાન થઈ ઘેર જતાં રસ્તામાં **બાબીલોન શહેર પાસે મરી ગયો,** ઇ. સ. પૂર્વે, ૩૨૩. હિંદમાં તેના નોકરોએ બળવો કર્યો. તેણે તાબે કરેલાં હિંદી રાજ્યો સ્વતંત્ર થયાં ને **તેના રાજ્યના** પણ **ભાગલાઓ પડી ગયા.** તેમાં **એશિઆનો ભાગ** તેના એક સરદાર **સેલ્યુકસ નીકાતરે પચાવ્યો.** એ સરદારને મગધના નવા રાજા ચંદ્રગુપ્તે હરાવ્યો તે આપણે હવે પછી જોઈશું.

સિકંદર માત્ર એક મોટો યોદ્ધોજ નહોતો. તેને સાહિત્ય, કળા, વગેરેનો પણ સારો શોખ હતો. હિંદમાં તેણે કેટલાક **ફિલસુફોની** મુલાકાત લીધી. વળી તે નવાં **શહેરો** વસાવતો ગયો. આ કારણોથી ગ્રીક લોકો ને આપણે વધારે પરિચયમાં આવતા ગયા. સિકંદરે પંજાબનાં **આર્ય રાજ્યોને નબળાં** કરી નાંખ્યાં તેથી તેઓ તુરતજ મગધની વધતી જતી સત્તાને તાબે થઈ ગયાં. સિકંદરની સવારીનાં આટલાં મુખ્ય પરિણામો ગણાવી શકાય.

**પ્રશ્નો**:—(૧) સિકંદર અગાઉ કોણ કોણ પરદેશીઓ આપણા ઉપર ચડી આવ્યા ? (૨) સિકંદરની સવારી વર્ણવો. (૩) તેનાં પરિણામો જણાવો.

## પ્રકરણ ૨જું

## મૌર્ય મહારાજા ચંદ્રગુપ્ત તથા બિંદુસાર

**ચંદ્રગુપ્ત**—ચંદ્રગુપ્ત મગધના રાજ્યના એક **પ્રજાસત્તાક ભાગનો** મુખ્ય **સરદાર** હતો ને તેણે બ્રાહ્મણ મુત્સદ્દી ચાણક્યની મદદ લઈ નવમા ધનનંદ રાજાને મારી મગધની ગાદી હાથ કરી હતી. એમ કહેવાય છે કે તે એકવાર સિકંદરને મળ્યો હતો પણ ખરો.

**મૌર્ય મહારાજ્યની સ્થાપના**—મગધનું રાજ્ય હાથમાં લીધા પછી બહાદુર ચંદ્રગુપ્તે આખો **ઉત્તર હિંદ** કબજે કર્યો ને પછી **સોરઠ** અથવા કાઠિઆવાડમાં ને ઠેઠ **મહારાષ્ટ્ર, મ્હૈસુર, બરાડ** ને અત્યારના નિઝામના પ્રદેશને પણ જીતી લીધાં. પછી તેણે સિકંદરના સરદાર **સેલ્યુકસને હરાવ્યો ને તેની પુત્રીને પોતે પરણ્યો.** સેલ્યુકસે ચંદ્રગુપ્તને **હિરાત, કાબુલ, કંદહાર** ને **બલુચીસ્તાનના** પ્રદેશો પાછા આપ્યા ને **મિગાસ્થનિસ** નામના ગ્રીક **એલચીને પાટલીપુત્ર મોકલ્યો.**

**ચંદ્રગુપ્તનું મરણ—જૈન સાહિત્યમાં** એમ લખવામાં આવ્યું છે કે ચંદ્રગુપ્તે ઘડપણમાં દીક્ષા લીધી ને મ્હૈસુરમાં ચંદ્રગિરિ નામના પર્વત ઉપર તે મરણ પામ્યો, ઇ. સ. પૂર્વે ૨૯૬.

**બિંદુસાર કે અમિત્રઘાતક, ઇ. સ. પૂર્વે ૨૯૬–૨૬૯**—ચંદ્રગુપ્તના મરણ પછી બિંદુસાર અથવા અમિત્રઘાતક નામનો તેનો પુત્ર મહારાજા થયો. તે રાજા **"દેવોના પ્રિય"** તરીકે પણ ઓળખાય છે. **સિરિઆના ને** બીજા **પાડોશી** રાજાઓના **એલચીઓ** તેના **અમલ** દરમ્યાન **પાટલીપુત્રમાં રહેતા** હતા.

**પ્રશ્નો**—ચંદ્રગુપ્તે પોતાની સત્તા શી રીતે જમાવી ? (૨) "કૌટલ્ય" એટલે?

## પ્રકરણ ૩જું

## મહારાજા અશોકવર્ધન, ઈ. સ. પૂર્વે ૨૬૯–૨૩૨.

**અશોક**—બિંદુસાર પછી તેનો પુત્ર અશોક ગાદીએ આવ્યો. તે જ્યારે **રાજકુમાર હતો ત્યારે** તેણે **તક્ષશિલા** મુકામે ને **અવંતિકા** (ઉજ્જૈન) મુકામે મુખ્ય **અધિકારીની** જગ્યાએ કામ કર્યું હતું. અશોકે **કલિંગ** અથવા **ઓરિસ્સા** ઉપર ચડાઈ કરી ને ઇ. સ. પૂર્વે ૨૬૧માં તે દેશ તેણે કબજે કર્યો. આ ચડાઈ દરમ્યાન ઘણાં માણસો મરી ગયાં, કેદ થયાં ને ખુવાર થયાં. તેથી અશોકને **વિમાસણ** થયું ને તેણે ઉપગુપ્ત નામના એક બૌદ્ધ ભિક્ષુના ઉપદેશથી **બૌદ્ધ** ધર્મના **સિદ્ધાંતો સ્વીકાર્યા. લડાઈઓ** કરવી તેણે **બંધ** કરી ને બૌદ્ધ માર્ગની તમામ પવિત્ર જગ્યાઓની **યાત્રા** કરી. પછી તેણે ઠેકઠેકાણે બૌદ્ધ ધર્મનો **ઉપદેશ આપવા** જુદાં જુદાં **માણસોને મોકલી** આપ્યાં ને એક **પરિષદ્** બોલાવી. તેની પુત્રી ચારુમતીએ દીક્ષા લીધી. આખા રાજ્યમાં **શિલાલેખો, ધર્મશાળાઓ, સ્તૂપો** (દેવડીઓ), **સ્તંભો** ને **દવાખાનાં** તૈયાર **કરાવ્યાં**. ઉપરાંત તેણે **સિરિઆ, ઇજિપ્ત, કોરિંથ, મકદુનિઆ** ને ઉત્તર **આફ્રિકા**, ને **લંકામાં બૌદ્ધ સાધુઓને મોકલ્યા**. તેનો ભાઈ મહેંદ્ર ને બ્હેન સંઘમિત્રા લંકા ગયાં. અશોક ઘણો પરગજુ રાજા હતો. તેણે **પરધર્મીઓને** પણ **ઉત્તેજન** આપ્યું ને આખા રાજ્યમાં ઝાડો રોપાવ્યાં, રસ્તાઓ કરાવ્યા ને કાયદાઓ નક્કી કર્યા.

અશોકના રાજ્યની **યાદગીરીમાં** અત્યારે **જુનાગઢ, પેશાવર, જગન્નાથપુરી, સોપારા**(મુંબઈ પાસે), **દિલ્હી, અલ્લાહાબાદ, કાશી,**



અશોકનો શિલાલેખ

ને **નેપાળમાં** કેટલીક જગ્યાઓએ શિલાલેખો તથા સ્તંભો છે. લેખો **બ્રાહ્મી** ને **ખરોષ્ટ્રી** લિપિમાં લખવામાં આવ્યા છે. જુનાગઢનો શિલાલેખ નીચે ગુજરાતીમાં આપ્યો છે. આ લેખોમાં સત્ય બોલવા, ધર્મ પ્રમાણે રહેવા, ને અહિંસા પાળવા લોકોને ઉપદેશ આપવામાં આવ્યો છે. આ શિલાલેખો ને સ્તૂપોથી અશોકના રાજ્યનો કેટલો વિસ્તાર હશે તે પણ જણાઈ આવે છે.

અશોકના અમલથી **બૌદ્ધ ધર્મ** આખા જગતમાં **ફેલાયો** અને આપણી સંસ્કૃતિથી આપણા પાડોશીઓ સારી રીતે પરિચિત થયા. **તેના જેવો પરાક્રમી, ધાર્મિક, સત્યવક્તા, દયાળુ ને સદ્ગુણી રાજા દુનિયાના ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે.** બધા રાજાઓએ દેશો લીધા કે કાયદાઓ કર્યા પણ અશોકે દયાની ખાતર નવા દેશો કબજે કરવાનું મૂકી દીધું ને ધર્મ તથા સત્યનો ઉપદેશ આપવામાંજ રાજ્યનો પૈસો વાપર્યો.



અશોકનું સામ્રાજ્ય
ઈ.સ.પૂ. ૨૫૦.

**મૌર્ય વંશનો નાશ, ઇ. સ. પૂર્વે ૨૩૨-૧૮૫**—અશોક પછી જે મૌર્ય રાજાઓ ગાદીએ આવ્યા તે સંબંધી વિશેષ જાણવાની જરૂર નથી. છેલ્લા રાજા બૃહદ્રથને તેના સેનાપતિ પુષ્પમિત્રે મારી નાંખ્યો એટલે મૌર્ય વંશનો પણ નાશ થયો, ઇ. સ. પૂર્વે ૧૮૫. એક **સંપ્રતિ** નામનો મૌર્ય રાજા ગીરનારનાં જૈન મંદિરો બંધાવી ગયો છે.

**જૂનાગઢ પાસે ગિરનારની તળેટીમાં આવેલો અશોકનો શિલાલેખ**—દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાના બધા મુલકોમાં અને સરહદ ઉપર એટલે ચૌલ, પાંડ્ય, સત્યપુત્ર, કેરલપુત્ર ને તામ્રપર્ણી (લંકા) સૂધી, ને યવન રાજા ઍન્ટિઓકસ ને તે રાજાના પાડોશી રાજાઓના મુલકમાં પ્રિયદર્શી રાજાએ બે રોગોનું નિવારણ કર્યું, માણસોના રોગોનું ને પશુઓના રોગોનું. માણસોને ને પશુઓને ઉપયોગી જે જે ઓસડો જ્યાં જ્યાં નહોતાં ત્યાં ત્યાં બધે ઠેકાણે (તેણે તે) મોકલાવ્યાં ને રોપાવ્યાં ને મૂળો ને ફળો પણ રોપાવ્યાં ને માણસો ને પશુઓના આનંદ માટે રસ્તાઓ ઉપર કૂવાઓ ખોદાવ્યા ને ઝાડો રોપાવ્યાં.

**પ્રશ્નો**—(૧) દેવોનો પ્રિય અશોક એટલે? (૨) અશોકના વખતની યાદગીરીઓ લખી જાઓ. (૩) અશોકના વખતમાં આપણા પડોશમાં કોણ કોણ રાજાઓ હતા? અશોકે તેમની સાથે કેવો સંબંધ રાખ્યો હતો?

## પ્રકરણ ૪થું

## મૌર્ય વખતનું ઉત્તર હિંદ

**લેખકો**—મૌર્ય રાજાઓના વખતમાં આપણા પૂર્વજોની સ્થિતિ કેવી હતી તે તે વખતનું ને પછીનું આપણા દેશનું ને પરદેશનું સાહિત્ય અત્યારે બહાર પડ્યું છે તે ઉપરથી એકદમ જણાઈ આવે છે. સંસ્કૃત વ્યાકરણ લખનાર **પાણિનિ** આ વખતમાં થઈ ગયો. તેણે તક્ષશિલામાં અભ્યાસ કર્યો હતો. **કાત્યાયને** આ વ્યાકરણ ઉપર ટીકા લખી છે. ચંદ્રગુપ્તને ગાદી અપાવનાર બ્રાહ્મણ મુત્સદ્દી વિષ્ણુગુપ્ત કે **ચાણક્ય** "**અર્થસૂત્ર**" લખી ગયો છે. સેલ્યુકસનો એલચી **મિગાસ્થનિસ** પણ પોતાનું લખાણ મૂકતો ગયો છે.

**મૌર્ય સમયની હિંદની સ્થિતિ**—નવ નંદોએ આખા ઉત્તર હિંદમાં પોતાનું રાજ્ય વધાર્યું તે અગાઉ અને ચંદ્રગુપ્તના વખતમાં પણ એ બધા પ્રદેશોમાં **પ્રજાસત્તાક રાજ્યો** હતાં એમ "કૌટલ્ય"નાં "અર્થશાસ્ત્ર" ઉપરથી ને બૌદ્ધ તથા જૈન ને ગ્રીક લખાણો ઉપરથી જણાય છે. મૌર્ય

સામ્રાજ્યની રાજધાની **પાટલીપુત્ર** અથવા હાલના પટના શહેરમાં હતી. ગ્રીક લખાણોમાં તે શહેરનું ઘણું ભભકાબંધ વર્ણન કરવામાં આવ્યું છે. સત્તર માઇલિમાં તો તેનો ઘેરાવો હતો. **તક્ષશિલા, ઉજ્જૈન, કૌશાંબી, શ્રાવસ્તી,** વગેરે **બીજાં મોટાં શહેરો** હતાં. મૌર્ય રાજાઓએ પોતાન **રાજ્યના પાંચ મોટા ભાગો** રાખ્યા હતા. દરેક ભાગ ઉપર એક રાજ-કુમારને કે મોટા અધિકારીને નીમવામાં આવતો. પૂર્વ ભાગની રાજધાની પાટલીપુત્રમાં, ઉત્તર ભાગની રાજધાની તક્ષશિલામાં, મધ્ય ભાગ કે અવંતિની રાજધાની ઉજ્જૈનમાં, દક્ષિણ ભાગની રાજધાની સુવર્ણગિરિમાં ને કલિંગની રાજધાની તોસલીમાં, હતી. રાજા ધર્મ પ્રમાણે રાજ્ય કરવા બંધાતો. કારભા-રમાં તેને મદદ કરવા **ચારેક** જણા **મંત્રિઓ** નીમાતા. મંત્રિઓને **અમાત્ય** નામના અમલદારો મદદ કરતા. **બીજા** મોટા મોટા **અમલદારો** લશ્કર માટે, ત્રીજુરી ઉપર, જંગલો ઉપર, કર ઉઘરાવવા માટે, જમીન માપવા માટે, વગેરે કામગીરી ઉપર રહેતા. દરેક ખાતા ઉપર **દેખરેખ રાખવા** જુદું **અમાત્યોનું મંડળ** નીમાતું. તેમના ઉપર **અધ્યક્ષ** નામના અમલદારો દેખરેખ રાખતા. **મોટાં શહેરોનો વહિવટ** ત્રીસ અમાત્યો કરતા ને દરેક પાંચ અમાત્યોને શહેરની જુદી જુદી વ્યવસ્થા કરવાનું કહેવામાં આવતું. **ગામડાંઓમાં** ને **સરહદ ઉપર** પણ રાજા પોતાનાં માણસો રોકતો પણ અંદરનો તમામ વહિવટ ગામડાંઓના વૃદ્ધ પુરુષો કરતા. મૌર્ય **લશ્કર** ૬ લાખ જેટલું મોટું હતું ને લશ્કરનાં માણસોને રોકડ પગાર અપાતો. **લશ્કરનો કારભાર** પણ ત્રીસ અમલદારો કરતા. એ વખતના શિલાલેખો વગેરે આપણે જોઈએ છીએ ત્યારે આપણને ખાત્રી થાય છે કે તે વખતે પણ ઘણી બાબતોમાં આપણા પૂર્વજો બહુ આગળ વધેલા હશે. ગ્રીક મુસાફરો લખે છે કે પાટલીપુત્રના લોકો ઘેર તાળું વાસ્યા વિના સૂઈ રહેતા ને હિંદના લોકો ઘણા સત્યવાદી, પરાક્રમી, આબાદ ને વિશ્વાસપાત્ર હતા. તેમનાં લખાણો ને એ વખતના સાહિત્યમાંથી મળી આવતી માહીતી, બંને બરોબર મળતાં આવે છે.

**પ્રશ્નો**—(૧) મૌર્ય રાજાઓ કેવી રીતે રાજ્ય કરતા? (૨) એ વખતનું જ્ઞાન આપણે ક્યાંથી મેળવી શકીએ?



કાશી પાસે સારનાથનો બૌદ્ધ સ્તૂપ

# પ્રકરણ ૫મું

## શુંગ, કણ્વ ને શાતવાહન વંશો, ઇ. સ. પૂર્વે ૧૮૫થી ઇ. સ. ૨૨૫ સૂધી.

**શુંગ વંશ**—છેલ્લા મૌર્ય રાજા બૃહદ્રથને મારી બ્રાહ્મણ **પુષ્પમિત્રે શુંગ વંશ સ્થાપ્યો** ને અશ્વમેધ યજ્ઞ કર્યો. તેનો પુત્ર **અગ્નિમિત્ર**

પરાક્રમી રાજા હતો ને કવિ **કાલિદાસે** તેના ઉપર **"માલવિકાગ્નિમિત્ર"** નામનું સંસ્કૃત **નાટક લખ્યું છે.** શુંગ વંશ ઇ. સ. પૂર્વે ૭૩ સૂધી ચાલ્યો.

**કણ્વ વંશ**—શુંગ રાજા દેવભૂતિને તેના અમાત્ય **બ્રાહ્મણ** વસુદેવે મારી પોતાનો વંશ સ્થાપ્યો. તે વંશના રાજાઓ કાણ્વાયન અથવા કણ્વ વંશના રાજાઓ કહેવાય છે. તેમનો અમલ ઇ. સ. પૂર્વે ૨૮ સૂધી ચાલ્યો.

**આંધ્ર વંશ**—કાણ્વાયન રાજાઓ પછી આંધ્ર અથવા શાતવાહન વંશના રાજાઓ સત્તા ઉપર આવ્યા. તેઓ પણ જાતે **બ્રાહ્મણો** હતા ને તેઓએ લગભગ **૪૦૦ વર્ષો સૂધી** સત્તા ભોગવી.

આ વંશોના રાજાઓ બ્રાહ્મણ હતા છતાં **બૌદ્ધો** ને **જૈનો**ને ને પ્રાકૃત સાહિત્યને પણ **ઉત્તેજન** આપતા. શાતવાહન રાજાઓએ નાસીક પાસે, ને પૂના પાસે કારલા ને ભાજાનાં ગામો નજીક, બૌદ્ધ **ગુફાઓ તૈયાર** કરાવી તેમના નિભાવ માટે પુષ્કળ જમીન દાનમાં આપી હતી. તેમનો અમલ એકવાર તો ઠેઠ કાઠિઆવાડ સૂધી પણ પહોંચી ગયો હતો. તેઓ આંધ્ર દેશના હોવાથી આંધ્ર કહેવાતા. ઇ. સ. ૨૨૫માં આ વંશના રાજ્યનો અંત આવ્યો.

**રાજા શાલિવાહન**—આંધ્ર વંશમાં એક શાલિવાહન નામનો રાજા થઈ ગયો. તેણે ઇ. સ. ૭૮માં શક કે **સિથિઅન** લોકોને હરાવ્યા તેથી આર્ય લોકોએ તેની યાદગીરી રાખવા તે વર્ષથી શાલિવાહનનો શક શરૂ કર્યો ને વર્ષોની ગણતરી તે પ્રમાણે તેઓ કરવા લાગ્યા. હજુ પણ દક્ષિણ હિંદમાં આ પ્રમાણેજ શક ચાલે છે. તેનું નવું વર્ષ ચૈત્ર સુદ ૧ થી શરૂ થાય છે.

**સંસ્કૃત સાહિત્ય**—આ વખતમાં પ્રાકૃત ને સંસ્કૃત સાહિત્યનો સારો વિકાસ થયો. ઇ. સ.ના પહેલા સૈકામાં **રામાયણ, મહાભારત,** કેટલાંક **પુરાણો, સ્મૃતિઓ,** વગેરે જે રૂપે આપણને અત્યારે મળે છે તે પ્રમાણે લખાયાં. બૌદ્ધ ને જૈન સાહિત્ય પણ આ વખતમાં ઘણુંજ ખેડાયું. લગભગ તેજ વખતે **ભાસ** નામનો સંસ્કૃત કવિ થઈ ગયો. તેણે જે નાટકો લખ્યાં છે તેમાં **"સ્વપ્નવાસવદત્ત"** નામનું **નાટક** ખાસ જાણીતું છે. પાણિનિના વ્યાકરણ ઉપર **મહાભાષ્ય લખનાર પતંજલિ** શુંગ રાજા પુષ્પમિત્રના વખતમાં થઈ ગયો.

**પ્રશ્નો**:—(૧) મૌર્ય પછી ક્યા ક્યા મુખ્ય વંશો થઈ ગયા? (૨) **ભાસ; પતંજલિ;** એ ઉપર ટૂંકી નોંધ કરો.

# પ્રકરણ ૬ઠ્ઠું

## યવનો, કુશાનો ને ક્ષત્રપોનાં રાજ્યો.

**યવનો**—સેલ્યુકસ પછી ગ્રીક સરદારોએ **બૅક્ટ્રિયામાં** ઘણો વખત રાજ્ય કર્યું. તેમાંના કેટલાએકોએ તો **પંજાબ** ને **સિંધ** પણ હાથ કર્યા. **મિલિન્દ** અથવા **મિનૅન્ડર** નામનો ગ્રીક રાજા બૌદ્ધ ધર્મ પાળતો. બૌદ્ધ સાહિત્યમાં તેણે પૂછેલા પ્રશ્નોનું પ્રકરણ અગત્યનું સ્થાન ધરાવે છે. શક લોકોએ ને પાર્થિઅન લોકોએ આ યવનોનો નાશ કર્યો.

**શક લોકો**—ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં ચીનના વાયવ્ય કોણમાં તુર્ક લોકોમાં પરસ્પર લડાઈઓ થઈ તેથી કેટલીક ટોળીઓ પોતાનું વતન છોડી દઈ મધ્ય એશિઆ તરફ વળી. તેમણે મધ્ય એશિઆના શક અથવા સિથિઅન લોકોને કાઢી મૂક્યા તેથી તેઓ હિંદ ઉપર ચડી આવ્યા. શાલિવાહન નામના શાતકર્ણી રાજાએ તેમને હરાવ્યા હતા તે આપણે ગયા પ્રકરણમાં જોઇ ગયા છીએ. **માળવાના લોકોએ** પણ તેમને હરાવ્યા ને તે જીતની યાદગીરી રૂપે તેમણે **સંવત્** શરૂ કર્યો, ઇ. સ. પૂર્વે ૫૬. સંવત્ વર્ષ કાર્તિક સુદ ૧થી શરૂ થાય છે.

**કુશાન વંશ**—જે તુર્ક લોકો મધ્ય એશિઆથી હિંદ તરફ નીકળી પડયા તેમણે ગાંધાર ને બીજા દેશો કબજે કર્યા ને કુશાન વંશ સ્થાપ્યો. એ વંશના એક રાજાએ પંજાબ, સિંધ, કચ્છ ને કાઠિઆવાડ પણ જીતી લીધાં ને રોમના પાદશાહ આગળ એલચી મોકલ્યો.

**કનિષ્ક**—આજ વંશમાં ઇ. સ.ના પહેલા સૈકામાં કનિષ્ક નામનો પરાક્રમી રાજા થઈ ગયો. તે **પંજાબ, કનોજ, કાશ્મીર,** વગેરે દેશો ઉપર રાજ્ય કરતો હતો. **પુરુષપુર** અથવા **પેશાવર**માં તેની **રાજધાની** હતી. તે **બૌદ્ધ** ધર્મ પાળતો ને તે ધર્મની પ્રતિષ્ઠા વધારવા તેણે દેવડીઓ (સ્તૂપો), વિહારો ને મંદિરો તૈયાર કરાવ્યાં. તેણે બૌદ્ધ ધર્મની એક પરિષદ બોલાવી હતી. બૌદ્ધ છતાં કનિષ્ક બ્રાહ્મણોને, જૈનોને ને પારસીઓને ઘણું માન આપતો. તેણે **ઉત્તર**માં **ઠેઠ ખોતાન** સુધી પોતાની આણ ફેરવી હતી. તે **રોમ, ઈરાન** ને **ચીન**ના રાજ્યકર્તાઓ **સાથે સંબંધ** રાખતો તેથી તે વખતે બૌદ્ધ ધર્મની ને હિંદુસ્તાનની પ્રતિષ્ઠા ઘણીજ વધી.

ઇ. સ.ના બીજા સૈકામાં કુશાન વંશના રાજ્યનો અંત આવ્યો.

**ક્ષત્રપો, મહાક્ષત્રપો, ને ક્ષહરાતો**—ઇ. સ. પૂર્વે પહેલા સૈકામાં ક્ષત્રપ નામના પરદેશી અમલદારો **માળવા, ગુજરાત, કાઠિઆવાડ ને**



કનિષ્કનું એક પૂતળું ( માથા વગરનું ).

**નાસિક** સૂધી રાજ્ય કરી ગયા. કેટલાક ક્ષત્રપો તો મથુરા સૂધી પણ આવી ગયા હોય એમ જણાય છે. તેઓ ક્ષહરાતો પણ કહેવાતા. તેઓ **શક જાતિના**

હતા ને કેટલાક કુશાન રાજાઓના અમલદારો હતા. **રુદ્રદામન્** નામના મહાક્ષત્રપે **ગિરનાર**ની તળેટીમાં **કોતરાવેલો શિલાલેખ** હજુ પણ આબાદ છે. તે વિદ્વાન્ ને બાહોશ રાજ્યકર્તા હતો. તેના વંશનો અમલ ઇ. સ. ૩૮૮ સુધી ચાલ્યો. ગુપ્ત રાજાઓએ તેનો નાશ કર્યો.

**સાહિત્યઃ**—કનિષ્કે **નાગાર્જુન, અશ્વઘોષ** ને **વસુમિત્ર** નામના મોટા બૌદ્ધ પંડિતોને ઉત્તેજન આપ્યું હતું. અશ્વઘોષે **બુદ્ધચરિત્ર** લખ્યું છે. પ્રખ્યાત **વૈદ્ય ચરક** પણ આ વખતમાં થઈ ગયો. આ વખતમાં બૌદ્ધ ધર્મ ચીન, તિબેટ, તુર્કસ્તાન, સિઆમ, લંકા, વગેરે દેશોમાં ફેલાયો તેથી તેના સિદ્ધાંતોમાં ને સાહિત્યના વલણમાં ઘણો ફેરફાર થયો. આ નવો સંપ્રદાય **મહાયાન સંપ્રદાય** કહેવાય છે. તે મુખ્યત્વે હિંદ બહાર્ બ્રહ્મદેશ ને સિઆમમાં સારી રીતે ફેલાયો. જુનો બૌદ્ધ સંપ્રદાય **હીનયાન** સંપ્રદાય કહેવાયો. મહાયાનીઓ સંસ્કૃતમાં લખતા ગયા છે. હીનયાનીઓ પાલીમાં લખતા ગયા છે.

**પ્રશ્નઃ**—"ક્ષત્રપ," "મહાક્ષત્રપ," "કનિષ્ક" ને "બુદ્ધઘોષ" વિષે જે જાણતા હો તે લખો.

## પ્રકરણ ૭મું

## ગુપ્ત વંશના રાજાઓ, ઇ. સ. ૩૨૦–૬૦૬.

**ચંદ્રગુપ્ત**—આંધ્ર રાજાઓ પછી ઉત્તર્ હિંદમાં ગુપ્ત વંશના રાજાઓ આગળ આવ્યા. તેમના પૂર્વજો પહેલાં મગધ દેશમાં અમલદારી કરતા. ગુપ્ત વંશનો સ્થાપનાર રાજા ચંદ્રગુપ્ત **લિચ્છવિ રાજા**ની **પુત્રી** વેરે **પરણ્યો** ને ઇ. સ. ૩૨૦માં મહારાજા તરીકે તે પાટલીપુત્રની ગાદીએ આવ્યો.

**સમુદ્રગુપ્ત, ઇ. સ ૪૦૧ સુધીઃ**—ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર સમુદ્રગુપ્ત ગાદી ઉપર્ આવ્યો. તેણે **મધ્યદેશ** એટલે ગંગા ને જમના નદી પાસેનો મુલક પોતાને **કબજે** કર્યો ને પછી મધ્ય હિંદના ને દક્ષિણ હિંદના પૂર્વ ભાગના **રાજાઓ પાસેથી ખંડણી વસુલ** કરી તેમની પાસે પોતાની સત્તા કબૂલ કરાવી. તેણે **બંગાળા** ને **આસામ**ના પ્રાંતો પણ **હાથ** કર્યા હતા. પછી એક **ચક્રવર્તી**નું પદ ધારણ કરવા તેણે **અશ્વમેધ યજ્ઞ** કર્યો. તે વિદ્વાન્ રાજા હતો ને પંડિતોને ઘણું માન આપતો. તેના **પરાક્રમોને અલ્લાહાબાદ આગળ** આવેલા **સ્તંભ** ઉપર સારી રીતે વર્ણવામાં આવ્યા છે.

**દેવરાજ અથવા બીજો ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય, ઇ. સ. ૪૦૧-૪૫૫:**—ચંદ્રગુપ્ત પછી તેના લાયક પુત્ર દેવરાજે બીજા ચંદ્રગુપ્તનું નામ ધારણ કરી ગાદી લીધી. તેણે **માળવા** ને **સુરાષ્ટ્ર** (કાઠિઆવાડ)ના **ક્ષત્રપ** રાજ્યકર્તાઓને **હરાવી** તે રાજ્યો **ખાલસા** કર્યાં ને પોતાની **રાજધાની** પાટલીપુત્રથી **અયોધ્યા**માં ફેરવી. હિંદુ લોકોએ આ રાજાના પરાક્રમોથી



અંજાઇ તેને **વિક્રમાદિત્યનો** ઇલ્કાબ આપ્યો ને માળવાના **સંવત્‌ને** **વિક્રમ સંવત્‌થી** હવે તેઓ ઓળખવા લાગ્યા. ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના દરબારમાં **નવ રત્નો** હતાં. તેમાં કવિ **કાલિદાસ** મુખ્ય ગણાય છે. ચંદ્રગુપ્ત ઇ. સ. ૪૫૫માં મરી ગયો.

**સ્કંદગુપ્ત, ઇ. સ. ૪૫૫–૪૬૮**—ચંદ્રગુપ્તના મરણ પછી ગુપ્ત ગાદી પુત્ર સ્કંદગુપ્તના કબજામાં આવી. તેણે પશ્ચિમ તરફથી ધસી આવતાં **હૂણ** લોકોનાં ધાડાંઓને હરાવી **કાઢી મૂકયાં**. તેના એક અધિકારીએ કોતરાવેલો **શિલાલેખ** હજુ જૂનાગઢ પાસે **ગિરનારની તળેટી તરફ** જતાં જોવામાં આવે છે.

**ગુપ્ત સત્તાનો નાશ, ઇ. સ. ૪૬૮–૬૦૬**—સ્કંદગુપ્ત પછીના ગુપ્ત રાજાઓ નબળા થયા તેથી તે વંશના સત્તાનો પણ નાશ થયો. આ વખતે હૂણ લોકો હિંદ ઉપર વારંવાર ચડી આવતા હતા. તેમાં તોરમાણ ને મિહિરગુલ નામના હૂણ સરદારો ઘણા જોરાવર હતા. એક બાલાદિત્ય નામના ગુપ્ત રાજાએ મિહિરગુલને હરાવી કાઢી મૂકયો હતો. ધીમે ધીમે તેમના રાજ્યનો અંત આવ્યો. બંગાળામાં ગૌડ રાજાઓ જોરાવર થયા, દક્ષિણમાં આંધ્ર રાજાઓ આગળ આવ્યા, પશ્ચિમમાં ચાલુકયો સ્વતંત્ર થયા, કાઠિઆવાડ ને ગુજરાતનો થોડોક ભાગ વલ્લભીપુર (ભાવનગર પાસે વળા)ના રાજાઓએ દબાવ્યો ને કનોજ પાસે મૌખરી વંશના રાજાઓ સત્તા ઉપર આવ્યા.

**પ્રશ્નો**—(૧) ગુપ્ત વંશની સ્થાપના શી રીતે થઈ? (૨) "વિક્રમસંવત્" ને "શક" એટલે? (૩) જૂનાગઢની પ્રાચીન ઇતિહાસની યાદગીરીઓ જણાવે

## પ્રકરણ ૮મું

## કનોજના મૌખરી રાજાઓ, હૂણો, ને હર્ષ રાજાનો ઉદય.

**હૂણો, તોરમાણ ને મિહિરગુલ**—હૂણ લોકો મૂળ મધ્ય એશિઆમાં રહેતા. પણ ઇ. સ.ના પાંચમા સૈકામાં તેમની કેટલીક ટોળીઓએ યૂરોપ ને એશિઆ ઉપર ચડાઈઓ કરી. એશિઆમાં તેઓએ ઈરાણી ને કુશાન વંશના રાજ્યકર્તાઓ પાસેથી તેમનાં રાજ્યો લઈ લીધાં. પછી તેઓ હિંદ ઉપર ચડી આવવા લાગ્યા. પણ ગુપ્ત રાજાઓએ તેમની સામે લડી તેમને આગળ વધતાં અટકાવ્યા. છતાં **તોરમાણ** નામના હૂણ સરદારે **માળવામાં**

**સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.** તેનો પુત્ર **મિહિરગુલ** ઘણો **જુલમી** રાજા થઈ ગયો. તેણે **બૌદ્ધ લોકોને બહુજ કનેડયા.** મગધના ગુપ્ત રાજા બાલાદિત્યે ને બીજા ઉત્તર હિંદના રાજાઓએ એક થઈ તેને હરાવ્યો. તે ઈ. સ. ૫૪૨માં મરી ગયો. હૂણ લોકો હિંદુ ને બૌદ્ધ ધર્મમાં દાખલ થયા ને હિંદુસ્તાનના અસલ વતનીઓમાં ભળી ગયા.

**મૌખરી વંશ**—આજ વખતે **કનોજ પાસે** મૌખરી વંશના રાજાઓ સત્તા ઉપર આવ્યા. પહેલાં તો તેઓ ગુપ્ત રાજાઓના અમલદારોજ હતા પણ જેમ જેમ ગુપ્ત સત્તા નબળી પડતી ગઈ તેમ તેમ તેઓનું બળ વધતું ગયું. કનોજમાં તેમની રાજધાની હતી.

**થાણેશ્વરવાળું હર્ષનું કુટુંબ**—કનોજમાં મૌખરી રાજાઓ બળવાન્ થતા ગયા તેથી પાસેજ થાણેશ્વરના અમલદારને **ગુપ્ત રાજા મહાસેનગુપ્તે** પોતાની **પુત્રી આપી** ને તેની મદદ મેળવી મૌખરી રાજાને ને બંગાળાના રાજાને દબાવવા માંડયું. આ કુટુંબમાં શ્રીહર્ષ રાજાનો જન્મ થયો. હર્ષના વડવાઓ જાતે **વૈશ્યો** હતા.

**પ્રશ્નોઃ**—(૧) હૂણોનો ને હિંદુસ્તાનનો પરસ્પર સંબંધ જણાવો. (૨) મૌખરી વંશ વિષે જે જાણતા હો તે લખો.

## પ્રકરણ ૯મું

## ગુપ્ત કાળનું હિંદ

**સામાન્ય સ્થિતિ**—ઇ. સ.ના પાંચમા સૈકામાં ઉત્તર હિંદની સ્થિતિનું જ્ઞાન આપણને સારી રીતે મળી શકે છે, કારણકે તે વખતે **ચીનથી ફાહિએન** નામનો એક **બૌદ્ધ ભિક્ષુ** આપણા દેશમાં છ વર્ષ સૂધી જુદે જુદે સ્થળે ભમ્યો ને પોતાના પ્રવાસનું વર્ણન લખતો ગયો. ઇ. સ. ૪૧૧માં તે એમ લખે છે કે ઉત્તર હિંદના **લોકો** ઘણાજ **સુખી** હતા. અમલદારો જુલમ કરતા નહિ. લોકો માંસ, દારૂ, ડુંગળી, લસણ, વગેરેનો ઉપયોગ ભાગ્યેજ કરતા. **રાજાઓ વૈષ્ણવ** હતા પણ **લોકોનો** મોટો ભાગ **બૌદ્ધ** ને **જૈન** હતો. ઠેકઠેકાણે દવાખાનાંઓ, ધર્મશાળાઓ, સ્તૂપો, વિહારો, ને ઘણાં ભવ્ય મંદિરો જોવામાં આવતાં ને રાજાઓ, તેના દરબારીઓ ને વેપારીઓ ધર્મને નામે ખૂબ પૈસો વાપરતા. ગુપ્ત રાજાઓ વૈષ્ણવ હતા. **લોકો શિવને, સૂર્યને** ને વિષ્ણુને પણ **પૂજતા.** અફઘાનીસ્તાન, પંજાબ, અયોધ્યા, પ્રયાગ, બિહાર ને સુરાષ્ટ્રમાં **બૌદ્ધો** બહુ જોવામાં આવતા.

બંગાળામાં ને આસામમાં બ્રાહ્મણોનું જોર વધારે હતું. રાજ્યનો વહિવટ **જુદાં જુદાં ખાતાં**ઓ મારફત થતો. **વેપારીઓનાં મંડળો** હતાં. તે વખતના હિંદીઓ **પરદેશ સાથે** ધમધોકાર **વેપાર** ખેડતા. તેઓ **જ્ઞાતિભેદ**માં બહુ માનતા **નહિ** ને જુદી જુદી જ્ઞાતિઓ વચ્ચે ઘણાં લગ્નો થતાં.

**સાહિત્ય, કળા**—ગુપ્ત રાજાઓના વખતમાં સંસ્કૃત સાહિત્યનો ઉદ્ધાર થયો. ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના દરબારનાં નવ રત્નો હજુ પણ સંસ્કૃત સાહિત્યમાં પંકાય છે. પાંચમા સૈકામાં મહાકવિ **કાલિદાસે** "રઘુવંશ," "શાકુંતલ," વગેરે કાવ્યો તથા નાટકો સંસ્કૃતમાં લખ્યાં. **આર્યભટ્ટે** ગણિત ઉપર ગ્રંથ લખ્યો,



અજંતાની એક ગુફાનો અંદરનો ભાગ

ઈ. સ. ૫૦૫-૫૮૭. **અજંતાની ગુફાનાં** સુંદર **ચિત્રો** ને **ઈલોરાની ગુફાઓનું** ભવ્ય શિલ્પકામ આ કાળમાં થયાં. એ હજુ પણ મુસાફરોને આંજી નાંખે છે.



અજંતાની ૧૯મી ગુફાનો એક ભાગ

**પ્રશ્નો**:—(૧) ફાહિએન કોણ હતો ? (૨) ગુપ્ત રાજાઓના વખતમાં ઉત્તર હિંદની સ્થિતિ કેવી હતી ?

# પ્રકરણ ૧૦મું

## મહારાજા હર્ષવર્ધન, ઇ. સ. ૬૦૪-૬૪૭.

**શ્રી હર્ષ મહારાજ**—આપણે હર્ષ રાજાના વડવાઓ વિષે આઠમા પ્રકરણમાં થોડુંએક જોઈ ગયા છીએ. તેઓ થાણેશ્વરમાં ગુપ્ત રાજાઓના અમલદારો હતા ને ધર્મે **સૂર્યને પૂજનારા** હતા. તેમનું **કુટુંબ પુષ્પભૂતિના નામથી** ઓળખાતું. તે કુટુંબમાં **આદિત્યવર્ધન** નામનો ગુપ્ત અમલદાર **મહાસેનગુપ્તાદેવી** નામની **ગુપ્ત રાજાની** પુત્રી વેરે **પરણ્યો.**

તેમને **પ્રભાકરવર્ધન** નામનો **પુત્ર** થયો. તેણે હૂણોને હરાવી કાઢી મૂક્યા ને ગુર્જર, સિંધ ને સુરાષ્ટ્રના રાજાઓને પણ હરાવ્યા. તેની સ્ત્રીનું નામ **યશોવતી** હતું. **તેમને રાજ્યવર્ધન, હર્ષ** ને **રાજ્યશ્રી** નામે



બે પુત્રો ને એક પુત્રી, થયાં. **રાજ્યશ્રી કનોજના મૌખરી** વંશના રાજા **ગૃહવર્મા સાથે પરણી હતી.** પ્રભાકરવર્ધનના મરણ પછી **રાજ્યવર્ધન ગાદીએ આવ્યો** પણ માળવાના ગુપ્ત રાજાએ પોતાના બનેવી ગૃહવર્માને લડાઈમાં મારી નાંખ્યો તેથી તે માળવા તરફ ગયો ને દુશ્મનને તેણે હરાવ્યો. પણ બંગાળાના રાજા **શશાંકે** તેને છેતરી **મારી નંખાવ્યો.** તેથી **હર્ષ** પોતે **ગાદીએ આવ્યો;** ઇ. સ. ૬૦૪.

ગાદીએ આવતાંજ હર્ષે કામરૂપ અથવા આસામના રાજા ભાસ્કરવર્માને પોતાના પક્ષમાં લીધો ને **શશાંકને હરાવ્યો.** પછી તેણે વિધવા બેન રાજ્યશ્રીને વિંધ્યાચળની ઝાડીમાંથી બચાવી કનોજ આણી ને **કનોજ** મુકામે **રાજધાની** કરી. તેણે **નેપાળના રાજાને** હરાવ્યો ને દક્ષિણ હિંદના રાજા ચાલુક્ય **પુલકેશીની સામે** પણ **લશ્કર** મોકલ્યું પણ આ સાહસમાં હર્ષ ફાવ્યો નહિ. હર્ષે **માળવા, કચ્છ,** ને **સુરાષ્ટ્ર** પણ જીતી **લીધાં** ને ઇ. સ. ૬૩૬માં **વલ્લભીપુરના** રાજા **ધ્રુવસેનને હરાવી** તેને પોતાની પુત્રી આપી તે રાજ્યને ખંડિઉં રાજ્ય બનાવ્યું. હર્ષે હવે **બૌદ્ધ** ધર્મ સ્વીકાર્યો ને **ચીન** તરફ એક **વકીલ મોકલ્યો.**

હર્ષ **જાતે વૈશ્ય હતો. તે ધર્મ પ્રમાણે રાજ્ય કરી ગયો.** તેની પ્રજા આબાદ હતી. તે બધા ધર્મના લોકોને સરખું માન આપતો. વારંવાર તે મોટી મોટી ધર્મની સભાઓ ભરતો ને મેળાઓ કરતો. આવા મેળાઓ વખતે તે રાજ્યનું તમામ ધન દાનમાં આપી દેતો. તેણે ધર્મશાળાઓ, દવાખાનાંઓ, વિહારો ને સ્તૂપો બંધાવ્યાં. તે **શીલાદિત્યના** નામથી પણ ઓળખાય છે. **હર્ષ** સારો **કવિ** થઈ ગયો. તેણે **નાગાનંદ, પ્રિયદર્શિકા** ને **રત્નાવલી** નાટકો લખ્યાં છે. તે લેખકોને ને **વિદ્વાનોને** સારો **આશ્રય આપતો. બાણભટ્ટ** ને **મયૂર** નામના બે મોટા વિદ્વાનો તેના દરબારમાં માન પામી ગયા. બાણભટ્ટે **હર્ષચરિત** ને **કાદંબરી** સંસ્કૃતમાં લખ્યાં છે.

**પ્રશ્નો**—(૧) હર્ષ રાજા ચક્રવર્તી કેમ થઈ શક્યો? (૨) તેના વખતમાં આપણી સ્થિતિ કેવી હતી? (૩) હર્ષ રાજાએ કયા ચીના મુસાફર સાથે મિત્રતા કરી?

# પ્રકરણ ૧૧મું

## હર્ષના વખતનું ઉત્તર હિંદ

**ચીની ભિક્ષુ ને મુસાફર હ્યૂએનસાંગ**—હર્ષ રાજાના વખતમાં ઉત્તર હિંદની સ્થિતિનો ખ્યાલ આપણને ચીનથી આપણે ત્યાં આવેલા હ્યૂએનસાંગ નામના મુસાફરના લખાણ ઉપરથી ને બાણના **હર્ષચરિત** તથા **કાદંબરી** ઉપરથી પણ મળી આવે છે. **હ્યૂએનસાંગ ૨૯ વર્ષની ઉમરે આપણા** દેશમાં આવ્યો ને **સોળ વર્ષ પછી તે સ્વદેશ ગયો.** નાલન્દાના પ્રસિદ્ધ વિદ્યાપીઠમાં રહી તેણે અભ્યાસ કર્યો. કામરૂપ અથવા આસામનો રાજા ભાસ્કરવર્મા ને હર્ષદેવ તેના મિત્રો થયા. હર્ષે બૌદ્ધ મત સ્વીકાર્યો. આ બંને રાજાઓએ તેને ઘણી અમૂલ્ય બક્ષીસો આપવા માંડી પણ હ્યૂએનસાંગે તે લેવા ના પાડી. તે ગૌતમ બુદ્ધનાં કેટલાંક હાડકાંઓ, કેટલીક બૌદ્ધ મૂર્તિઓ ને કેટલાક બૌદ્ધ ગ્રંથો માત્ર પોતાની સાથે લઇ ગયો.

**હર્ષના વખતની હિંદુસ્તાનની પરિસ્થિતિ**—હર્ષ જ્યારે ઉત્તર હિંદમાં રાજ્ય કરતો હતો ત્યારે કાબુલ, ઉદ્યાન અથવા સુવાસ્તુ, કાશ્મીર, સિંધ, પશ્ચિમ માળવા ને જોધપુર આગળ ગુર્જર રાજાના રાજ્યમાં બૌદ્ધ મત વધારે મનાતો હતો. ગુજરાત ને કાઠિઆવાડમાં પણ **બૌદ્ધો ને જૈનોનું** જોર હતું. વલ્લભીપુરનો રાજા ધ્રુવસેન **શૈવ** હતો. ભરૂચ પાસેનો ગુર્જર રાજા **સૂર્યનો ઉપાસક** હતો. તે સિવાય પૂર્વ માળવા, બુંદેલખંડ, મગધ, બંગાળા ને કામરૂપ અથવા આસામમાં **બ્રાહ્મણ રાજાઓ** રાજ્ય કરતા હતા. **દક્ષિણ હિંદમાં ચાલુક્ય પુલકેશી** રાજ્ય કરતો હતો. આખા દેશમાં **મૂર્તિપૂજા** ચાલતી હતી. **અગ્નિ, ચંડિકા ને મહેશ્વરની** પણ ઉપાસના એ વખતે ચાલતી. **જ્ઞાતિઓ** વધારે **મજબુત** થતી જતી હતી પણ હજુ પ્રાંતવાર કે ધંધાવાર જ્ઞાતિબંધનો થયાં નહોતાં. હર્ષ પોતે વૈશ્ય હતો તે આપણે ઉપર જોઈ ગયા છીએ. દેશમાં બૌદ્ધ ને જૈન સંઘારામોમાં વિદ્યા ભણાતી. નાલન્દા, વલ્લભીપુર, ઉજ્જન, પૈઠણ, જેવાં શહેરોમાં **મોટાં મોટાં વિદ્યાપીઠો** રાજાઓનાં, વેપારીઓનાં ને અમલદારોનાં દાન ઉપર નભતાં. પરદેશી લોકો પણ આ વિદ્યાપીઠોમાં અભ્યાસ કરવા આવતા. બધા

**ધર્મોને** સરખું **માન અપાતું.** ખાનદાન કુટુંબની **સ્ત્રીઓ કેળવાએલી** હતી. **સતીનો રીવાજ** ચાલુ હતો. ઉચ્ચ સ્ત્રીઓ પુનર્લગ્ન કરતી નહિ. હલકા વર્ણની સ્ત્રી ઉચ્ચ વર્ણના પુરુષ સાથે લગ્ન કરી શકતી પણ ઉચ્ચ વર્ણની સ્ત્રી નીચ વર્ણના પુરુષ સાથે લગ્ન કરી શકતી નહિ. **લોકોની આર્થિક સ્થિતિ સારી** હતી. તેઓ **રાજભક્ત** ને **લડાયક** હતા ને હૂણોને તેઓએ હમણાંજ હરાવ્યા હતા. ચીની મુસાફરો હિંદના લોકોની વિદ્વત્તાનાં ને તેમનાં સાહસ ને પ્રામાણિકપણાનાં સારાં વખાણ કરી ગયા છે. રાજ્યનો કારભાર ખાતાંવાર ચાલતો ને રાજા ધર્મ પ્રમાણે રાજ્ય કરવા બંધાએલો હતો. હર્ષ પછી તેના રાજ્યના ભાગલાઓ થઈ ગયા ને રજપુતો જોર ઉપર આવ્યા એટલે તે આપણા દેશનો છેલ્લો ચક્રવર્તી રાજા થઈ ગયો એમ કહીએ તો ખોટું નથી. રજપુતોના વખતમાં મુસલમાનો આપણા દેશમાં આવ્યા. તેમના સહવાસથી આપણા રીતરીવાજોમાં ઘણો ફેરફાર થયો. આ કારણથી હર્ષનો વખત આપણા દેશના ઇતિહાસના બધા યુગોથી નોખો તરી આવે છે.

**પ્રશ્ન:**—હર્ષના વખતની આપણી સ્થિતિનો થોડોક ખ્યાલ આપો.

## પ્રકરણ ૧૨મું
## દક્ષિણ હિંદુસ્તાનનો ઇતિહાસ

જ્યારે આર્ય લોકો ફક્ત ઉત્તર હિંદમાંજ વસતા હતા ત્યારે માળવાની દક્ષિણે મોટું જંગલ હતું. રામાયણમાં આ જંગલને "**મહાકાંતાર**"ના નામથી ઓળખાવવામાં આવ્યું છે ને તે વખતે તે જંગલ ઠેઠ બુંદેલખંડ સૂધી પણ આવતું હશે એમ જણાય છે. "રામાયણ"ના ઋષિલોકો દક્ષિણમાં પણ આશ્રમો કરી રહ્યા હતા પણ તે વખત સૂધી આર્યોએ દક્ષિણમાં મોટાં રાજ્યો સ્થાપ્યાં નહોતાં. **રામચંદ્રે** રાવણનો નાશ **કરી બિભીષણને ગાદી આપી** ત્યારે આર્યો પહેલાં ઠેઠ સમુદ્ર સૂધી જઈ શક્યા. **મહાભારતમાં** દક્ષિણ હિંદનું સારૂં વર્ણન આપવામાં આવ્યું છે. **ચંદ્રગુપ્ત ને અશોકના વખતમાં રાષ્ટ્રકૂટી, ચોલ, પાંડય ને કેરલ ને પૈઠનિક** રાજાઓનું વર્ણન જોવામાં આવે છે. ત્યાર પછી **શાતવાહન**

રાજાઓએ દક્ષિણમાં મોટું સામ્રાજ્ય સ્થાપ્યું. પ્રતિષ્ઠાનપુર અથવા પૈઠણમાં તેમની રાજધાની હતી. શાતવાહનો પછી **પલ્લવો** ને **કદંબો** કાંચી ને કોંકણમાં રાજ્ય કરી ગયા. મહારાષ્ટ્રના ઉત્તર ભાગમાં **ચાલુકય** રાજાઓ સત્તા ઉપર આવ્યા. બીજા **ચાલુકય પુલકેશીએ** હર્ષદેવને હરાવ્યો હતો તે આપણે જોઈ ગયા. તે **દક્ષિણનો મહારાજાધિરાજ હતો.** ઇરાનના શાહ ખુશરૂએ તેના દરબારમાં એલચીઓ મોકલ્યા હતા એ બનાવનું ચિત્ર હજુ પણ અજંતાની એક ગુફામાં જોવામાં આવે છે. ચીન મુસાફર હ્યૂએનસાંગ તેની પાસે પણ ગયો હતો. ચાલુકય રાજાઓ બ્રાહ્મણ, શૈવ, જૈન, કે બૌદ્ધ ધર્મ પાળતા. તેઓ દક્ષિણ હિંદમાં ઠેકઠેકાણે મોટાં મંદિરો બંધાવી પોતાની કીર્તિ અમર કરી ગયા છે. તેમની સત્તા ઠેઠ ઇ. સ. ૧૧૭૮ સુધી ટકી શકી. આ સિવાય ઓરિસ્સામાં **કેસરી** વંશના રાજાઓએ ઠેઠ ઇ. સ. ૧૧૩૨ સુધી રાજ્ય ભોગવ્યું. આંધ્ર દેશમાં **કૈલકીલ યવનોએ** ઇ. સ. ૫૭૫ થી ઇ. સ. ૯૦૦ સુધી રાજ્ય કર્યું. તેઓ બૌદ્ધ કે જૈન ધર્મ પાળતા.

**દક્ષિણ હિંદની સંસ્કૃતિ પહેલાં તો દ્રાવિડ હતી** ને અત્યારે ભાષામાં તે હજુ **પણ** દ્રાવિડ છે પણ જેમ જેમ ત્યાંના વતનીઓ આર્ય લોકો સાથે સંસર્ગમાં આવતા ગયા તેમ તેમ તેઓ પણ બધા વ્યવહારોમાં, સાહિત્યમાં, ને કળામાં આર્ય સંસ્કૃતિનાં લક્ષણો લેવા લાગ્યા. **અત્યારે** દક્ષિણ હિંદની સંસ્કૃતિ પણ **આર્ય** સંસ્કૃતિજ છે. બૌદ્ધ ભિક્ષુઓએ ને **જૈન** સાધુઓએ આ સંસ્કૃતિના ફેલાવામાં અગત્યનો ભાગ લીધો છે.

**પ્રશ્ન:**—દક્ષિણ હિંદનો ટૂંકો ઇતિહાસ લખી આપો.

---

# વિભાગ ૩જો

# રજપુતો ને મુસલમાનો, ઈ. સ. ૬૪૭-૧૨૦૬.

## પ્રકરણ ૧લું

**હર્ષ પછીનો યુગ**—હર્ષ પછીના ૨૦૦ વર્ષો સુધીમાં ઉત્તર હિંદમાં ઘણાં નાનાં નાનાં રાજ્યો થઈ ગયાં પણ તે બધાં રાજ્યોમાં **કનોજનું રાજ્ય મુખ્ય** ગણાતું. આ વખતે **બૌદ્ધ** ધર્મનું **બળ ઘટવા લાગ્યું ને શૈવો, વૈષ્ણવો,** ને **કાળિકાના ઉપાસકો**ની સંખ્યા વધવા લાગી. આ નવા સંપ્રદાયોએ બૌદ્ધ ને જૈન ઉપદેશોને પોતાના આચારોમાં લીધા. **તેમના મિશ્રણ**થી ધીમે ધીમે અત્યારના હિંદુ **ધર્મનો** ને હિંદુ સમાજનો ઉદય થયો. આજ જમાનામાં **અરબ લોકોએ** સિંધ ને પછી મુલતાન હાથ કર્યાં ને તેઓ રજપુત રાજ્યો ઉપર ચડાઈ કરવા લાગ્યા. આપણે અરબ કે મુસલમાન સંસ્કૃતિના **પરિચય**માં આવવા લાગ્યા ને મુસલમાનોએ આપણી સંસ્કૃતિ દેશાવર ફેલાવી. આ જમાનામાં **પુરાણો** લખાયાં. તે પુરાણોમાં બ્રાહ્મણોના સંસ્કાર, શિવ ને વિષ્ણુની ઉપાસના, વર્ણાશ્રમધર્મ, શ્રાદ્ધ, વ્રત, વગેરે ઉપર વિવેચન આપવામાં આવ્યું છે. તે સિવાય કેટલાંક પુરાણોમાં હિંદના રાજાઓની વંશાવળીઓ પણ આપવામાં આવી છે. આર્ય લોકોના ઘણા પ્રાચીન ઇતિહાસની હકીકત પણ તેમાં મળી આવે છે. સ્ત્રીઓ ને અભણ વર્ણના લોકો પુરાણો વાંચી કે સાંભળી જીંદગીનું ખરૂં રહસ્ય સમજી શકે છે. પુરાણોની અસર આપણા સમાજ ઉપર ઘણી થઈ છે. આ કારણોથી કેટલાક લોકો પુરાણોના સાહિત્ય તરફ બેદરકારી બતાવે છે તે ખોટું છે.

**પ્રશ્ન**:—(૧) હર્ષ પછીનો યુગ કેવો હતો? (૨) "પુરાણો" વિષે તમે શું જાણો છો?

## પ્રકરણ ૨જું

### ઇસ્લામ ને હઝરત મહમ્મદ પયગંબર

**અરબો**—અરબસ્તાનનો મોટો ભાગ ઉજ્જડ છે પણ કિનારા ઉપરના કેટલાક પ્રદેશો ઘણા ફળદ્રુપ હોઈ ત્યાંના લોકો પ્રાચીન કાળથી દેશાવરની

સંસ્કૃતિ સાથે પરિચયમાં આવી શકતા હતા. ઈ. સ.ના સાતમા સૈકામાં અરબો બહુ આગળ વધેલા નહોતા ને જેમ આખી દુનિયાના લોકો મૂર્તિપૂજક હતા તેમ તે લોકો મૂર્તિને માનતા ને પૂજતા.

**મહમ્મદ પયગંબર**—**મક્કા શહેર**માં ખાનદાન **કોરેઇશ કુટુંબ**માં ઈ. સ. ૫૭૦માં મહમ્મદ પયગંબરનો **જન્મ** થયો હતો. જન્મ થયા પહેલાં પયગંબરના પિતા ગુજરી ગયા. જ્યારે મહમ્મદ ૭ વર્ષના થયા ત્યારે માતા આમીના બીબી પણ ગુજરી ગયાં. તેથી પયગંબર પોતાના કાકા અબુતાલીબ સાથે બે ત્રણ વર્ષ માટે રહ્યા. હઝરત નાના હતા ત્યારે તેમને ઈશ્વર ઉપર ઘણીજ શ્રદ્ધા હતી. તેઓ ભણ્યા ગણ્યા નહોતા પણ તેઓ સત્યવક્તા ને નિડર હતા. થોડા વખત સૂધી તેમણે પોતાના કાકા સાથે વેપારનો અનુભવ લીધો ને પછી એક તાલેવર બાઈ **ખદીજા પાસે** તેઓ નોકર રહ્યા. અમુક વખત પછી બંનેનાં **લગ્ન** થયાં. હવે તેમને એમ જણાવા લાગ્યું કે મૂર્તિની પૂજા તે ખરા ઈશ્વરની પૂજા નથી ને ઈશ્વર તો માત્ર એકજ છે. આ પંથ તેમણે અરબોને ઉપદેશવા માંડયો તેથી **મક્કાના લોકો**એ તેમને **મદિના** જવા ફરજ પાડી. મદિનામાં ઘણા લોકો મુસલમાનો થયા ને તેમણે **મક્કા સર** કર્યું. ધીમે ધીમે **આખા અરબસ્તાન**માં **ઈસ્લામ ફેલાઈ** ગયો. મહમ્મદ મક્કાથી મદિના ગયા તેને મુસલમાનો "**હિજરત**" કહે છે, ઇ. સ. ૬૨૨. દસ વર્ષ પછી પયગંબર ગુજરી ગયા.

**ઈસ્લામ**—ઈસ્લામ એમ કહે છે કે ઈશ્વર માત્ર એકજ છે, તેથી મૂર્તિપૂજા ખોટી છે, મહમ્મદ' તે ઈશ્વરના પયગંબર છે ને ખેરાત કરવાથી ને બંદગી કરવાથી દરેકને સ્વર્ગ મળી શકે છે. ઈસ્લામમાં બધાં માણસો સરખાં ગણાય છે. **કુરાન** એ મુસલમાનોનું પવિત્ર પુસ્તક છે. તેઓ એમ માને છે કે ખુદાએજ પયગંબરને એ સંદેશ આપેલો.

**મુસલમાનો**:—અરબોએ **ઈરાન**, **ઈજિપ્ત**, **ઉત્તર આફ્રિકા**, પશ્ચિમ **એશિઆ**, ને **સ્પેઈન**ના દેશો **જીતી લીધા** ને ત્યાં પોતાનો ધર્મ ફેલાવ્યો. જેમ જેમ તેઓ વધારે સુધરેલા લોકોના સમાગમમાં આવતા ગયા તેમ તેઓ પણ વધારે **સુધર્યા** ને સાહિત્ય, ફિલસુફી, કળા, વગેરેમાં આગળ આવતા ગયા. યૂરોપમાં જ્યારે અજ્ઞાન હતું ત્યારે મુસલમાનોએ ગ્રીક,

પારસી ને હિંદની સંસ્કૃતિનો અભ્યાસ કરી તેનો લાભ યૂરોપિઅનોને આપ્યો. મુસલમાનોએ **તુર્કીસ્તાન ને અફઘાનીસ્તાન** પણ જીતી લીધાં ને ઠેઠ આપણા વાયવ્ય કોણ સુધી આવી ચડયા. એ દેશોના લોકો પણ હવે મુસલમાનો થઈ ગયા ને તેઓએ હિંદ ઉપર નજર કરવા માંડી.

**પ્રશ્નો**:—(૧) મહમ્મદ પયગંબરનું ટંકું જીવનચરિત્ર લખો. (૨) ઇસ્લામ એટલે? (૩) મુસલમાનોની અગત્યતા બતાવો.

## પ્રકરણ ૩જું

## હર્ષ પછીનાં કેટલાંક આર્ય રાજ્યો, ઇ. સ. ૬૪૭–૮૦૦.

(૧) **સિંધ**—સિંધના રાજાઓ ને લોકો બૌદ્ધ ધર્મ પાળતા. સિંધુ નદીના મુખ આગળ આ સમયમાં દેવળ બંદર નામનું બંદર હતું. દેવળ બંદરના ચાંચીઆઓએ એક અરબી વહાણ લુંટયું તેથી ખલીફા વલીદે પોતાના જમાઈ **મહમ્મદ કાસિમને** સિંધ ઉપર મોકલ્યો. કાસિમે સિંધના **રાજાને હરાવ્યો** ને આખો સિંધ દેશ સર કર્યો, ઇ. સ. ૭૧૨. એમ કહેવાય છે કે આ વખતે સિંધના રાજાની બે ઘણી રૂપવતી કન્યાઓને કાસિમે બગદાદ મોકલી હતી. તે કુમારિકાઓએ કાસિમ વિષે ખલીફા પાસે ખોટી ફરિયાદ કરી તેથી ખલીફાએ કાસિમને ઘણીજ ઘાતકી રીતે મારી નંખાવ્યો. મુસલમાન લોકો સિંધમાં દાખલ થયા એટલે તે દેશના ઘણા લોકોએ ઇસ્લામ ધર્મ કબૂલ કર્યો. **ખલીફાઓએ** સિંધ ઉપર ઠેઠ ઇ. **સ. ૧૦૨૫ સુધી** અમલ કર્યો.

(૨) **કાબુલ**—સાતમા સૈકાની અધવચમાં મુસલમાનો અફઘાનીસ્તાનમાં દાખલ થયા. **અફઘાન લોકો** એ વેળા **બૌદ્ધ**, કે **બ્રાહ્મણ**, કે પારસી હતા પણ કાબુલના હિંદુ રાજાની હાર થઈ એટલે આખો અફઘાનીસ્તાન દેશ મુસલમાન થઈ ગયો. આવી રીતે મુસલમાનો આપણા દેશના દરવાજા આગળજ આવી ગયા.

(૩) **કાશ્મીર**—કાશ્મીરનો ઇતિહાસ કલ્હણ નામના લેખકે **રાજતરંગિણી**માં લખ્યો છે. તે દેશમાં પણ હિંદુ રાજ્ય હતું. ઇ. સ. ૧૩૩૮માં મુસલમાનોએ આ રાજ્યને તોડયું. કાશ્મીરી બ્રાહ્મણો હજુ પણ ઘણા વિદ્વાન્ છે. અત્યારે તે દેશની વસ્તીનો મોટો ભાગ મુસલમાન છે.

(૪) **વલ્લભીપુર**—ઇ. સ. ના **પહેલા સૈકામાં** અયોધ્યાના **સૂર્ય વંશ**ના **કનકસેન** નામના માણસે કાઠિઆવાડ આવી ત્યાં એક નાની **સત્તા સ્થાપી.** તેના **વંશજોએ** ગુપ્ત રાજાઓના વખતમાં નોકરી કરી પોતાની વગ વધારી ને **વલ્લભીપુર (વળા) વસાવ્યું.** હર્ષ રાજાના વખતમાં ધ્રુવસેન નામનો વલ્લભીપુરનો રાજા હર્ષના લશ્કરથી હારી ગયો ને તેણે કનોજની સત્તાને સ્વીકારી. વલ્લભીપુરના રાજાઓ **મૈત્રકો** કહેવાતા. **ઇ. સ. ૭૭૫**માં ધ્રુવભટ્ટ શીલાદિત્ય નામના રાજાના વખતમાં એક વેપારીની ખટપટથી સિંધના મુસલમાન લોકોએ સુરાષ્ટ્ર ઉપર ચડાઈ કરી ને વલ્લભીપુર નગરીનો ને તેના રાજ્યનો **નાશ** કર્યો. વલ્લભીપુરના રાજાઓ મોટા વિદ્વાનો હતા ને તેમના રાજ્યમાં જૈનો, બૌદ્ધો ને શૈવોનું બળ ઘણું હતું. પ્રસિદ્ધ સંસ્કૃત “ **ભટ્ટિકાવ્ય** ” વલ્લભીપુરમાં લખાયું હતું.

(૫) **ભરૂચ**—ઉત્તર દેશના **ગુર્જરો** ગુજરાતમાં આવ્યા તેથી આપણા પ્રાંતનું નામ પણ ગુજરાત પડયું. તેમાંના કેટલાકોએ ભરૂચમાં **ગાદી** સ્થાપી.

(૬) **ભીનમાળ**—ઇ. સ.ના પાંચમા સૈકા પછી **ગુર્જર** જાતિના આર્ય લોકો રજપુતસ્તાનમાં ઉતરી આવ્યા ને **જોધપુરની ઉત્તરે ભીનમાળ**માં તેમણે પોતાની ગાદી સ્થાપી. મુસલમાનોએ આ શહેર અગ્યારમા સૈકામાં સર કર્યું. આ રાજ્ય ગુર્જર રાજ્ય કહેવાય છે. ઇ. સ. ૬૨૮માં બ્રહ્મગુપ્તે પોતાનો **બ્રહ્મસિદ્ધાંત** નામનો ખગોળ ઉપરનો ગ્રંથ ભીનમાળમાં પૂરો કર્યો હતો.

(૭) **પૂર્વ માળવામાં** પણ આ વખતમાં રાષ્ટ્રકૂટો તો કોઈ વાર કનોજના રાજાઓ રાજ્ય કરતા.

(૮) **કનોજ**—હર્ષના વખત પછી તેના બનેવી ગૃહવર્માના વંશજો કનોજમાં રાજ્ય કરતા. ઇ. સ. ૮૧૬માં ભીનમાળના ગુર્જર રાજા નાગભટ્ટે કનોજ જીતી ત્યાં પોતાની રાજધાની કરી. સાતમા સૈકાની આખરમાં સંસ્કૃત કવિ **ભવભૂતિ** ને પ્રાકૃત કવિ **વાક્પતિરાજ** કનોજના રાજા યશોવર્માના દરબારમાં થઈ ગયા. ભવભૂતિએ **મહાવીરચરિત, માલતીમાધવ** ને **ઉત્તરરામચરિત** લખ્યાં છે ને વાક્પતિરાજે **ગૌડવધ** લખ્યું છે.

ઇ. સ.ના નવમા સૈકામાં આ રાજ્યોનો નાશ થયો ને તેમાંના કેટલાંક ઉપર રજપુતોએ પોતાની સત્તા જમાવી.

**પ્રશ્નો**:—હિંદુસ્તાનમાં આઠમા ને નવમા સૈકામાં ક્યાં ક્યાં જુદાં જુદાં રાજ્યો થઈ ગયાં ? (૨) તે વખતમાં સાહિત્યમાં કોણે કોણે કીર્તિ મેળવી?

# પ્રકરણ ૪થું

## રજપુત રાજાઓનો ઉદય ને પરાજય, ઇ. સ. ૮૦૦–૧૨૦૬.

**નવો યુગ**—અત્યાર સૂધીનાં રાજ્યો ઉપર બ્રાહ્મણ, વૈશ્ય કે ક્ષત્રિય રાજાઓ રાજ્ય કરતા હતા પણ હવે પછી વૈશ્યો ને બ્રાહ્મણો અમલ ઉપરથી ઉતરી ગયા ને **રજપુત રાજા**ઓ આગળ આવ્યા. તેઓ મુસલમાનો સામે ઇ. સ. ૧૨૦૬ સૂધી લડ્યા. આજ જમાનામાં **બૌદ્ધ ધર્મ** આપણા દેશમાંથી ધર્મ તરીકે **નાશ પામ્યો**, તે એટલે સૂધી કે અત્યારે આપણા દેશમાં એક પણ બૌદ્ધ નથી. આજ વખતે નવી **પેટા જ્ઞાતિ**ઓ ઉભી થઈ. **બાળલગ્નો** પણ મોટા પ્રમાણમાં થવાં લાગ્યાં. માત્ર બ્રાહ્મણોજ વેદ ભણતા થયા. વળી આ વખત દરમ્યાન, મરાઠી, ગુજરાતી, બંગાળી, ને હિંદુસ્તાની **ભાષા**ઓનો **ઉદય** થયો; પણ એથી એમ સમજવાનું નથી કે સંસ્કૃત ને પ્રાકૃત ભાષાઓનો અભ્યાસ ઓછો થઈ ગયો. આ વખતમાં **મુસલમાનો** આપણા દેશ ઉપર વારંવાર **ચડી આવ્યા** ને અખુટ નાણું ખેંચી ગયા. એ રીતે આપણો દેશ ગરીબ થઈ ગયો.

**પ્રખ્યાત રજપુત વંશો**:—કેટલાએક લેખકો એમ માને છે કે રજપુતો હૂણો કે શકો કે અસલના દ્રાવિડો હતા. પણ આ માન્યતા ભૂલ ભરેલી હોય એમ જણાય છે. રજપુતો શુદ્ધ આર્ય ક્ષત્રિયો હતા એમ હવે માનવું જોઈએ. નીચે પ્રખ્યાત રજપુત વંશો આપવામાં આવ્યા છે.

**મેવાડનો ગુહિલોટ (ગુહિલપુત્ર) અથવા સિસોદીઆ વંશ**— મેવાડના રાણાઓ **રામચંદ્રના વંશજો** છે અને રજપુતોમાં હજુ પણ પહેલી ખુરશી ધરાવે છે. તેઓ એકલિંગ મહાદેવની પૂજા કરે છે. તેમનામાં બાપા રાવળ, સમરસિંહ, ભીમ, હમ્મીર, રાણો કુંભો, સંગ્રામસિંહ ને પ્રતાપ જેવા ઘણા પરાક્રમી રાજાઓ થઈ ગયા. તેઓએ મુસલમાનો સામે જ્યાં સૂધી લડી શકાય ત્યાં સૂધી લડ્યાં કર્યું ને રજપુતસ્તાનને સુલતાનોના હાથમાં જતું બચાવ્યું. વલ્લભીપુરનો જ્યારે નાશ થયો ત્યારે ત્યાંનો ગુહાદિત્ય નામનો

રાજા ઈડરમાં ગયો. તેના વંશજોમાં **બાપા રાવળ**નો જન્મ થયો. તેણે ચિતોડને અરબો સામે, સોલંકીઓ સામે ને કચ્છીઓ સામે બચાવ્યું ને પછી પોતે ચિતોડની ગાદી ઉપર આવ્યો. તે ઇ. સ. ૭૭૦માં મરી ગયો. સિસોદિયાઓનાં પરાક્રમો આગળ આખી દુનિયાના રાજાઓનાં પરાક્રમો ઝાંખાં થઈ જાય છે.

હજ્જારો સતી સુંદરી ઉછળતી ચિતા મહીં કૂદતી
વીરો કેસરીઆં કરી સમરમાં હોમાય શત્રુ દળી,
માતા પુત્ર તજે, સતી પતિ તજે, ભ્રાતા ભગિની તજે
રાખ્યો માત્ર સ્વધર્મ મૃત્યુ વરવા અશ્રુ વિના મોકલે.
ભૂમિ મેવાડની આ આ, ખરી એ યજ્ઞભૂમિ છે
હજારો દૈવી રત્નોનું મહા બલિદાન પામી છે.
ભૂમિ ભારત તણાં તનુજો ભવિષ્યે પ્રેરણા પામે
ખરા સ્વધર્મ ને સ્વાર્પણ તણા ત્યાં તેજને પામે.—પ્રભાવતી નાટક

(૨) **ચૌહાણો:**—અજમેર મુકામે ચૌહાણ કુળના રાજાઓ રાજ્ય કરી ગયા.

(૩) **કનોજના પ્રતિહારો:**—ભીનમાળના એક નાગભટ્ટ નામના રાજાએ કનોજ સર કરી ત્યાં પ્રતિહાર વંશ સ્થાપ્યો. મુસલમાન લોકો પ્રતિહાર રાજાઓના રાજ્યને **ગુજરાત** કહેતા. અરબ મુસાફરોએ એમના સારા કારભારની ઘણી તારીફ કરી છે. **રાજશેખર** નામના એક મહેંદ્રપાલ પ્રતિહાર રાજાના ગુરુએ **બાલભારત** ને **કર્પૂરમંજરી** નાટકો ને **કાવ્યામીમાંસા** લખ્યાં છે. પ્રતિહાર રજપુતો પાસેથી ચંદ્રદેવ નામના એક ગઢવાલ રજપુતે કનોજ લઈ ત્યાં પોતાના વંશની ગાદી સ્થાપી. **જયચંદ્ર રાઠોડ** (ઇ. સ. ૧૧૭૦–૧૧૯૩) કનોજનો છેલ્લો રાજા હતો. તેનાજ દરબારમાં સંસ્કૃત મહાકાવ્ય **નૈષધચરિત**નો કર્તા શ્રી હર્ષ નામનો કવિ થઈ ગયો.

(૪) **પાટણના ચાવડાઓ:—ભીનમાળના કેટલાક ચાપ રાજાઓ**એ અત્યારના ઝાંઝુવાડા (કાઠિઆવાડ) પાસે **પંચાસરમાં** ને વઢવાણમાં રાજ્ય કર્યું. પંચાસરના છેલ્લા રાજા જયશિખરને ભુવડ સોલંકીએ લડાઈમાં હરાવી માર્યો તેથી તેની સ્ત્રી રૂપસુંદરી વનમાં નાસી ગઈ. ત્યાં

તેણે **વનરાજને** જન્મ આપ્યો. જૈન યતિ શીલગુણસૂરિએ આ બાળકને આશ્રય આપ્યો ને જૈનો તથા ભીલોની મદદથી વનરાજે ઇ. સ. ૭૪૬માં પરદેશીઓને કાઢી મૂકી **પાટણમાં રાજધાની** કરી ફરીથી ચાવડાવંશ સ્થાપ્યો. ચાવડાઓએ પાટણમાં ઇ. સ. ૯૬૧ સુધી રાજ્ય કર્યું.

(૫) **ગુજરાતના સોલંકીઓ**—ઇ. સ. ૯૬૧માં મૂળરાજના વખતમાં સોલંકી વંશની પાટણમાં સ્થાપના થઈ. ચાવડાઓ ને સોલંકીઓના વખતમાં ગુજરાતમાં **જૈનોનું** ઘણું **જોર** હતું ને જો કે કુમારપાળ સિવાય બધા રાજાઓ શૈવ હતા છતાં તેઓ જૈનોને ઘણું સારૂં માન આપતા. તે વખતે ગુજરાતમાં મુસલમાનો પણ વેપાર અર્થે વસતા હતા ને તેમને પણ રાજાઓ સારો આવકાર આપતા. **સિદ્ધરાજ જયસિંહ** ઇ. સ. (૧૦૯૩-૧૧૪૩) નામના સોલંકી રાજાના વખતમાં ગુજરાતની કીર્તિ આખા હિંદમાં ફેલાઈ. સિદ્ધરાજે કાઠિઆવાડ, માળવા ને દક્ષિણમાં પણ પોતાની આણ ફેરવી હતી. તેના ભત્રીજા **કુમારપાળે** હેમચંદ્રસૂરિ પાસેથી **જૈન** ધર્મ સ્વીકાર્યો. સોલંકી વંશ ઇ. સ. ૧૨૮૬માં અસ્ત થયો. ઇ. સ. ૧૨૯૭માં મુસલમાનોએ ગુજરાત સર કર્યું. આ વખતમાં વિમળશાહે ને વસ્તુપાળ તથા તેજપાળ નામના બે જૈન પ્રધાનોએ આબુ ઉપર સુંદર જૈન દેવાલયો બંધાવ્યાં. સિદ્ધરાજે પાટણમાં રૂદ્રમાળ બંધાવ્યું હતું ને સહસ્ત્રલિંગ તળાવ તૈયાર કરાવ્યું હતું. સિદ્ધરાજ ને કુમારપાળના વખતમાં **જૈન આચાર્ય હેમચંદ્રાચાર્ય** થઈ ગયા. તેમણે વ્યાકરણ ઉપર ને જૈન ધર્મ ઉપર પુસ્તકો લખ્યાં છે. જૈનો તેમને "કલિકાલસર્વજ્ઞ" કહે છે.

(૬) **ધારાનગરીના પરમાર રાજાઓ**—માળવામાં આ વખતમાં પરમાર રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓની રાજધાની પહેલાં તો ઉજ્જૈનમાં હતી પણ પછી ધારાનગરી સ્થાપી ત્યાં તેઓએ રાજધાની કરી. તેમનામાં રાજા **મુંજ**, ઇ. સ. ૯૭૩-૯૯૭, ને રાજા **ભોજ**, ઇ. સ. ૧૦૧૦-૧૦૬૦ એ બે વિદ્વાન્ ને પ્રતાપી રાજાઓ થઈ ગયા. ધારાનગરીનો **જગદેવ પરમાર** પણ જાણીતો રાજા થઈ ગયો. રાજા ભોજે કેટલાક સંસ્કૃત ગ્રંથો લખ્યા છે. તે પ્રજા ઉપર ઘણો પ્રેમ રાખતો ને હજુ પણ સારા રાજાને હિંદુઓ **"રાજા ભોજ"ના નામથી ઓળખે છે.**

(૭) **ચંદેલ રજપુતો**—બુંદેલખંડમાં ચંદેલ રજપુતો આ વખતમાં આગળ આવ્યા.

(૮) **કલચૂરી રજપુતો**—મધ્ય પ્રાંતમાં કલચૂરી રજપુતો આ સમયમાં રાજ્ય કરતા હતા.

(૯) **બંગાળાના પાલ ને સેન રાજાઓ**—બંગાળાના પાલ રાજાઓનો વંશ આઠમા સૈકામાં સ્થપાયો. તેઓની **રાજધાની પાટલીપુત્ર** ને પછી **મુંગીર**માં હતી. તેઓ **બૌદ્ધ** હતા. અગ્યારમા સૈકામાં બંગાળામાં સેન વંશની સ્થાપના થઈ. ઇ. સ. ૧૨૦૩માં લક્ષ્મણસેન રાજા પાસેથી મુસલમાનોએ ગૌડ રાજધાની સર કરી ને બંગાળા દેશ તેમના હાથમાં ગયો. બંગાળાના આ છેલ્લા લક્ષ્મણ રાજાના દરબારમાં સંસ્કૃત કાવ્ય **ગીતગોવિંદ**નો કર્તા **કવિ જયદેવ** થઈ ગયો.

(૧૦) કોંકણમાં **થાણા**માં **સીલાહાર** રજપુત રાજાઓએ રાજ્ય કર્યું. તેઓએ મુંબઈ પાસે **પુરી**માં ને **કેનેરી**માં સુંદર **બૌદ્ધ** ને **શૈવ** ગુફાઓ કરાવી.

(૧૧) **માલખેડના રાષ્ટ્રકૂટો**—રાષ્ટ્રકૂટ રજપુતો યદુ વંશના હોવાનું કહે છે. ઇ. સ. સાતમા સૈકાની આખરે એ રાજાઓએ ચાલુકયો પાસેથી **મહારાષ્ટ્ર** પડાવી લીધું. **અમોઘવર્ષ** નામના રાજાએ (ઇ.સ. ૮૧૪–૮૭૭) માલખેડમાં રાજધાની કરી. અરબ મુસાફરો આ રાજાઓના અમલને બહુ વખાણી ગયા છે. કેટલાક રાષ્ટ્રકૂટ રાજાઓ દિગંબર જૈન ધર્મ પાળતા. કૃષ્ણરાજ નામના રાજાએ **ઈલોરા**નું સુંદર **કૈલાસમંદિર** કરાવ્યું.

(૧૨) **કલ્યાણના ચાલુકયો**—ઈ. સ. ૯૭૪માં ચાલુક્ય તૈલપે રાષ્ટ્રકૂટ રાજાને હરાવી મહારાષ્ટ્રમાં રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૧૧૯૨ સુધી તે રાજ્ય ચાલ્યું. પછી **યાદવો** આવ્યા. દેવગિરિ (દૌલતાબાદ)માં તેમની રાજધાની હતી. અલાઉદ્દીનના વખતમાં દેવગિરિનો રામચંદ્ર યાદવ રાજા મુસલમાનોથી હારી ગયો. તે પછી મહારાષ્ટ્રમાં તેમની સત્તા શરૂ થઈ.

આ સિવાય કંદહાર, દિલ્હી, કોશલ, વંગી, તેલંગણ, દ્વારાસમુદ્ર, મદુરા, તંજાવર, ગોવા, વગેરે સ્થળે બીજાં રજપુત કુટુંબો રાજ્ય કરતાં હતાં. તુંવર શાખાના રજપુત અનંગપાળે ઈ. સ. ૧૦૫૨માં **દિલ્હી** સ્થાપ્યું.

**પૃથ્વીરાજ ચૌહાણ**—પૃથ્વીરાજ ચૌહાણ અજમેરના રાજા સોમેશ્વર ને કર્પૂરદેવીનો પુત્ર થાય પહેલાં તેનું લગ્ન આબુના જેતસી પરમાર રાજાની



ઇલોરાની ગુફાનું એક દૃશ્ય.

પુત્રી ઇચ્છિન્ કુમારી સાથે થયું. તેમાં ગુજરાતનો રાજા ભોળો ભીમ નિરાશ થયો તેથી બંને વચ્ચે દુશ્મનાવટ થઈ. પૃથ્વીરાજે ઉત્તર હિંદના રાજ્યોમાં ચક્રવર્તીપદ ધારણ કર્યું. અજમેર તેના બાપની રાજધાની હતું ને દિલ્હી મામા અનંગપાળ પાસેથી તેના કબજામાં આવ્યું હતું. તેનો મુખ્ય હરીફ કનોજનો રાઠોડ રાજા જયચંદ્ર હતો. જયચંદ્ર પૃથ્વીરાજનો માસીઆઈ થતો પણ દિલ્હીના રાજ્યમાં ભાગ નહિ મળવાથી તે પૃથ્વીરાજની અદેખાઈ કરતો. તેણે રાજસૂય યજ્ઞ આરંભ્યો ને તેમાં બધા રાજાઓને નોતરવામાં આવ્યા. પણ પૃથ્વીરાજ ન આવ્યો. તેથી તેનું પૂતળું બનાવી તેને દ્વારપાળની જગ્યાએ રોકવામાં આવ્યો. એજ વખતે જયચંદ્રે પોતાની રૂપવતી કન્યા સંયોગિતાના લગ્ન માટે સ્વયંવરમંડપ તૈયાર કરાવ્યો. સંયોગિતાને પૃથ્વીરાજ સાથે વરવું હતું પણ પૃથ્વીરાજ તો મંડપમાં નહોતો.

તેથી સંયોગિતાએ તેના પૂતળાને વરમાળ પહેરાવી ને આગળની ગોઠવણ મુજબ પૃથ્વીરાજે મંડપમાં અચાનક હાજર થઈ સંયોગિતાનું હરણ કર્યું. કનોજ ને દિલ્હી વચ્ચે હડાહડ વૈર બંધાયું. તેમાં મુસલમાનો ફાવી ગયા ને બંનેનો નાશ થયો. પૃથ્વીરાજ એ છેલ્લો રજપુત રાજા ચક્રવર્તીપદે આવી ગયો. તે, જયચંદ્ર તથા શહાબુદ્દીન વચ્ચે જે યુદ્ધ થયાં તેનું વર્ણન **ચંદબારોટે** પોતાના **પૃથ્વીરાજ રાસા**માં આપ્યું છે. તે રાસો હિંદીમાં લખાયો છે ને તેમાં આપેલું વર્ણન કાયરમાં કાયર માણસને પણ શૂર બનાવે છે.

**રજપુતો**—આ બધા રજપુત રાજાઓ બહાદુરીથી લડતા, પોતાની પ્રજા ઉપર જુલમ ગુજારતા નહિ, વિદ્વાનોને આશ્રય આપતા ને યુદ્ધપ્રસંગે કદિ પણ પાછા ફરતા નહિ. તેમની સ્ત્રીઓ પણ તેમના જેવીજ હતી ને મુસલમાનોના હાથમાં જવા કરતાં મરવું પ્રસન્ન કરતી. તેઓ ધર્મ ઉપર ઘણી શ્રદ્ધા રાખતા. પણ આ બધાં રાજ્યો અંદર અંદર લડી પોતાનું બળ ઓછું કરી નાંખતાં. વળી તેમના રાજાઓ અંધશ્રદ્ધાળુ હતા ને મુસલમાનો સામે લડતાં તેઓ હારી ગયા, કારણ કે તેમનામાં શૌર્ય હતું પણ યુદ્ધ કરતાં તેમને આવડતું નહિં. છતાં પાંચસો વર્ષો સૂધી તેઓએ મુસલમાનો સાથે લડયાં કર્યું ને તેમને આર્ય સંસ્કૃતિને નાશ પામતી બચાવી.

હવે આપણે આ સમયની આપણા દેશની સ્થિતિ તપાસીએ.

**એ વખતનું હિંદ**—અરબ લેખકોનાં લખાણો ઉપરથી અને સંસ્કૃત તથા જૈન સાહિત્ય ઉપરથી આપણને તે વખતની આપણી પરિસ્થિતિનું કાંઈક જ્ઞાન મળી શકે છે. એ વખતે **બૌદ્ધ ધર્મ** મગધદેશ સિવાય લગભગ કયાંય જોવામાં આવતો **નહોતો**. શૈવો, વૈષ્ણવો ને જૈનોનું જોર સારૂં હતું. બધા પ્રાંતોમાં સૌ સૌના રાજાઓનું રાજ્ય ચાલતું; તેથી **લોકોને સ્વતંત્રતા** ઘણી **વ્હાલી હતી**. ધર્મના ઝગડાઓ નહોતા. બ્રાહ્મણો ને વૈશ્યોએ હવે યુદ્ધ કરવાનું મૂકી દીધું હતું. **દેશનો બચાવ** કરવાનું કામ માત્ર **ક્ષત્રિઓ એટલે રજપુતોના હાથમાંજ** આવી ગયું હતું. દેશમાં અખુટ નાણું હતું ને લોકો એકંદર **સુખી હતા**. કળામાં પણ આપણે ઘણા આગળ વધી શક્યા હતા. પણ તે વખતના સાહિત્યમાં આગળના જેવી શક્તિ જોવામાં આવતી નથી. જ્ઞાતિઓ હવે **પ્રાંતવાર ને ધંધાવાર**

બંધાઈ ગઈ હતી. છતાં હજુ જ્ઞાતિબંધનો આકરાં નહોતાં. આ વેળા **ભાસ્કરાચાર્ય** નામના દક્ષિણી બ્રાહ્મણ પંડિતે એમ જાહેર કર્યું કે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે. **કુમારિલ્લભટ્ટ** નામના આચાર્યે (ઇ. સ. ૬૫૦–૭૦૦) બૌદ્ધોને ને જૈનોને હરાવી **વદિક મત** ફરીથી **સ્થાપિત** કર્યો. સિંધના **અરબો**એ સિંધનો ઇતિહાસ લખ્યો તેમાં આપણા દેશનું પણ વર્ણન આપ્યું.

**શ્રી શંકરાચાર્ય**—ઇ. સ.ના આઠમા સૈકામાં મલબારમાં કાલદી ગામમાં એક નાંબુદ્રી બ્રાહ્મણના કુટુંબમાં શ્રી શંકરાચાર્યનો જન્મ થયો હતો. તેઓ જ્યારે નાના હતા ત્યારે તેમના પિતા ગુજરી ગયા. તેથી તેમણે માતા આગળ રહી અભ્યાસ કર્યો. વિંધ્યાચળ પર્વતના જંગલમાં ગોવિંદાચાર્ય પાસે તેમણે દીક્ષા લીધી ને શાસ્ત્રોનો અભ્યાસ કર્યા પછી પોતાનો વેદાંત મત જાહેર કર્યો. જૈનોને ને બૌદ્ધોને તેમણે મોટી મોટી સભાઓમાં હરાવ્યા. બીજાં દર્શનોનાં આચાર્યો તેમના શિષ્યો બન્યા. પૂર્વમીમાંસાદર્શનના મુખ્ય ઋષિ મંડનમિશ્રની વચ્ચે ને તેમની વચ્ચે વિવાદ થયો તેમાં મંડનમિશ્રની સ્ત્રીએ શંકરાચાર્યનો વિજય જાહેર કર્યો. શંકરાચાર્યે આખા ઉત્તર હિંદમાં મુસાફરી કરી પોતાના સિદ્ધાંતો ફેલાવ્યા પણ તેઓ બત્રીસ વર્ષની ભરજુવાન વયમાં ગુજરી ગયા. તેમણે વેદાંતસૂત્રો ઉપર ભાષ્ય, ને બીજા ઘણા સંસ્કૃત ગ્રંથો, લખ્યા છે, વળી તેઓ સુંદર સ્તોત્રો પણ કરી ગયા છે. પોતાના મતને પ્રજામાં ફેલાવવા તેઓએ શૃંગેરી, જગન્નાથપુરી, બદરીકાશ્રમ ને દ્વારકા, એમ દેશના ચાર છેડાઓમાં મઠો સ્થાપ્યા ને તે માટે જુદા જુદા આચાર્યો નીમ્યા. હજુ પણ આ આચાર્યોની ગાદીઓ ચાલી આવે છે. શંકરાચાર્યને માનનારા એમ કહે છે કે જગત્ મિથ્યા ને માયારૂપ છે ને બ્રહ્મજ માત્ર સત્ય છે તથા આત્મા એજ બ્રહ્મ છે. આ મત અદ્વૈતવાદ કહેવાય છે.

**પ્રશ્નો**:—(૧) નવમા સૈકાથી તેરમા સૈકા સુધીના મુખ્ય રજપુત વંશો બતાવો. (૨) એ વખતે આપણા પૂર્વજોની કેવી સ્થિતિ હતી! (૩) આ જમાનાના મુખ્ય સુધારકોના ઉપદેશો બતાવો.

## પ્રકરણ ૫મું

## પાંડય, કેરલ, ને ચોલ રાજાઓ. બૌદ્ધ ધર્મનો લોપ.

**તામિલ રાજ્યો**—આ વખતે દક્ષિણ હિંદમાં મદુરામાં **પાંડય** રાજાઓ, કાંચીમાં **ચોલ** રાજાઓ ને મલબારમાં **કેરલ** રાજાઓ રાજ્ય

કરતા હતા. એ રાજાઓની પ્રજાઓ બૌદ્ધ, જૈન, શૈવ ને વૈષ્ણવ ધર્મો પાળતી. તામિલ દેશના લોકો ઘણાજ પ્રાચીન કાળથી દેશાવર સાથે મોટો વેપાર ખેડતા. તેમનામાં પ્રજાસત્તાક સંસ્થાઓ પણ હતી ને રાજાઓ આ સંસ્થાના મત મુજબ સામાન્ય રીતે અમલ કરતા. આ પ્રદેશોના રાજ્યકર્તાઓએ ઠામઠામ ખેતીને ઉત્તેજન મળે તે માટે નહેરો ખોદાવી છે ને મોટાં મોટાં મંદિરો બંધાવ્યાં છે.

**બૌદ્ધ ધર્મ કેમ નાશ પામ્યો ?**—અત્યારે આપણા દેશમાં કોઈ પણ જણ બૌદ્ધ ધર્મ પાળતો નથી એ નવાઈની વાત છે ને તેનાં કારણો શોધવાં ઘણાં મુશ્કેલ છે. પહેલાં તો જૈનો ને બ્રાહ્મણોએ પોતાની રાજ્યસત્તાનો દુરુપયોગ કરી બૌદ્ધોનો નાશ કરાવ્યો. બૌદ્ધ ધર્મ પાછળથી ઘણો બગડી ગયો તેથી લોકોએ વૈષ્ણવ કે શૈવ મત સ્વીકાર્યો. વળી અત્યારનો હિંદુ સમાજ બૌદ્ધોના ઘણા આચારવિચારોને માન્ય રાખે છે તેથી પણ બૌદ્ધ ધર્મ નાશ પામ્યો. જે કાંઈ થોડું બાકી રહ્યું હતું તે મુસલમાની વખતે નાશ પામ્યું.

**પ્રશ્નો**—(૧) દક્ષિણમાં ક્યાં ક્યાં નાનાં રાજ્યો હતાં ? (૨) બૌદ્ધ ધર્મનો કેમ નાશ થયો ?

## પ્રકરણ ૬ઠ્ઠું

## મુસલમાનોની હિંદ ઉપર પહેલી સવારીઓ, ઈ. સ. ૧૦૦૦–૧૧૭૫.

**તુર્કો**—સિંધને જીતનારા મુસલમાનો અરબો હતા. તેમણે સિંધીઓ ઉપર ઝાઝો જુલમ ગુજાર્યો નહિ, કારણકે તેઓ સંસ્કારી હતા. વળી તેમને હિંદની સંસ્કૃતિ માટે ઊંચું માન હતું. પણ હવે જે મુસલમાનો આપણા ઉપર ચડી આવ્યા તે તુર્કો હતા. તેઓ ઝનુની ને ઘણા ઓછા સુધરેલા હતા. ઇ. સ. ૯૩૩માં બોખારાના અમીરના ગુલામ **અલપ્તગીન** નામના તુર્ક સરદારે ગઝની સર કર્યું ને અફઘાનીસ્તાનમાં પોતાની સત્તા સ્થાપી: તે ઈ. સ. ૯૭૭માં મરી ગયો એટલે તેનો ગુલામ **સબક્તગીન** ગાદી ઉપર બેઠો. **તેણે કાબુલના બ્રાહ્મણ રાજા જયપાળને તે તેના બીજા-**

**ઉત્તર હિંદના મિત્ર રાજાઓને હરાવ્યા ને** અફઘાનીસ્તાનમાંથી **હિંદુ સતાને નાબુદ કરી.** તે ઇ. સ. ૯૯૭માં મરી ગયો. તેના પછી તેનો પુત્ર મહમુદ ગઝની સુલતાન થયો.

**મહમુદ ગઝની,** ઇ. સ. **૯૯૭-૧૦૩૦**—મહમુદ ઘણો લોભી સુલતાન હતો. વળી તે ચુસ્ત સુન્ની મુસલમાન હતો. તેણે હિંદ ઉપર સત્તર વાર ચડાઈ કરી. આ સવારીઓનો એક મુદ્દો એ હતો કે જેમ બને તેમ હિંદમાંથી ખૂબ ધન ગઝની ખેંચી જવું. પહેલી સવારીમાં એટલે ઇ. સ. ૧૦૩૦માં મહમુદે **જયપાળને પેશાવર** આગળ **સખ્ત** હરાવ્યો. જયપાળ નિરાશ થઈ ચિતા ઉપર બળી મુઓ. તેનો પુત્ર આનંદપાળ હવે પેશાવર પાસેના મુલક પાસેથી હઠી ગયો ને તે મુલક તેણે મહમુદના હવાલામાં રહેવા દીધો. મહમુદે **મુલતાન પાસેના ભટ્ટી રાજાને** પણ હરાવ્યો, મુલતાનના અરબોને હરાવી તે ભાગ પોતાના મુલકમાં ભેળવી દીધો, ને આનંદપાળને પોતાના બાપના મુલકમાંથી કાઢી મૂકયો. ચાર વર્ષ પછી આનંદપાળ ફરીથી સુલતાન સામો થયો. પંજાબ, કનોજ ને કલંજરના રજપુત રાજાઓ પણ લડાઈમાં હાજર રહ્યા, કારણકે આવા પરદેશી હુમલાઓ વારંવાર તેઓ આવવા દે એમ નહોતા. **અટક પાસે** મોટી લડાઈ થઈ. **રજપુતો હારી ગયા.** મહમુદે **કાંગરા** અથવા **નગરકોટ** લીધું ને ત્યાંથી અંબિકાના મંદિરમાંથી અખુટ નાણું તે સ્વદેશ લઈ ગયો, ઇ. સ. ૧૦૦૯. ઇ. સ. **૧૦૧૦માં આનંદપાળ** ફરીથી લડતાં **માર્યો ગયો** તેથી તેની જગ્યા લેનાર પુત્ર ત્રિલોચનપાળે મહમુદ સાથે સુલેહ કરી. ચાર વર્ષ પછી **ત્રિલોચનપાળે** કાશ્મીરના રાજાની મદદ લઈ ફરી મહમુદ સામે થવા હિંમત કરી પણ ન ફાવતાં તે **કાશ્મીર નાશી ગયો.** હવે પંજાબનો રસ્તો મુસલમાનો માટે ખુલ્લો થઇ ગયો. સુલતાને તેનો લાભ લઈ **થાણેશ્વર કબજે કર્યું** અને ત્યાંના ચક્રસ્વામીની મૂર્તિને તે ગઝની ઉપાડી ગયો. ઇ. સ. ૧૦૧૮માં સુલતાને **કનોજના રાજા રાજ્યપાળ ઉપર સવારી** કરી ને **મથુરાનાં** મંદિરોને ફાવે તેમ લુંટયાં. ઇ. સ. ૧૦૧૯માં તે **કનોજ**માં દાખલ **થયો.** પછી ઇ. સ. ૧૦૨૨-૨૩માં તેણે **કલંજર**ના રાજાને પણ હરાવ્યો. **છેલ્લી સવારી** કાઠિઆવાડના **સોમનાથ મહાદેવના** મંદિરને લુંટવા ગુજરાત **ઉપર**

કરવામાં આવી, ઇ. સ. ૧૦૨૪. પાટણનો સોલંકી રાજા **ભીમદેવ હારી ગયો.** સોમનાથના બ્રાહ્મણોએ સુલતાનને મહાદેવની મૂર્તિને અખંડ રાખવા વીનવ્યો ને તે બદલ અખુટ દ્રવ્ય આપવા માંડયું. ઝનુની મહમુદ મૂર્તિ તોડનાર તરીકે દુનિયામાં ઓળખાવા માંગતો હતો. હજારો હિંદુઓ મહાદેવની મૂર્તિનો બચાવ કરતાં કપાઈ મુઆ. છેવટે મૂર્તિનું પણ ખંડન થયું તેના કટકા કાબુલ ને ગઝનીની મસ્જીદનાં પગથીઆં ઉપર ચોડવામાં આવ્યાં. પછી તે સ્વદેશ પાછો ફર્યો. તે ટૂંક મુદ્દતમાં મરી ગયો. તે લોભી પણ શૂરો હતો ને તેણે કેટલાક વિદ્વાનોને આશ્રય આપ્યો હતો. **શાહનામાનો** લખનાર ફારસી કવિ **ફિરદૌસી** તેના વખતમાં થઈ ગયો. પ્રખ્યાત અરબ **અલબેરૂની** પણ તેના વખતમાં થઈ ગયો. અલબેરૂની આપણા લોકો પાસેથી સંસ્કૃત શીખ્યો. તેના પ્રવાસના પુસ્તકમાં તેણે હિંદુસ્તાનની તે વખતની પરિસ્થિતિનું આબેહુબ ચિત્ર આપ્યું છે. આપણી સંસ્કૃતિ માટે તેને સારૂં માન હતું.

મહમુદની સવારીઓથી **હિંદુઓની પોલ** જાહેર થઈ ગઈ. સરસ્વતી નદી સૂધીનો **પંજાબનો પ્રાંત મુસલમાનો**ના હાથમાં ગયો. સિંધુ નદીની પેલી પારના **લોકો મુસલમાન** થયા ને અખુટ નાણાની લુટથી તથા હારોથી ઉત્તર હિંદના **લોકો ગરીબ ને નબળા** થઈ ગયા. તેનો લાભ ઘોરી સુલતાનને મળ્યો.

**ઘોરીઓ**—મહમુદના વંશજો ઇ. સ. ૧૨૦૧ સૂધી ગઝનીની ગાદી ઉપર ટકી શકયા. તેમના પછી ઘોરી સરદારો સત્તા ઉપર આવ્યા. ઘોર લોકો ગઝનીથી ઇશાન કોણમાં આવેલા દેશના રહેવાસી હતા ને મુસલમાન બન્યા અગાઉ તેઓ બૌદ્ધ ને હિંદુ હતા. તેમના એક સરદાર **અલાઉદ્દીને** ગઝનીના સુલતાન બહેરામની સત્તા તોડી ને **ગઝની**માં રાજ્ય સ્થાપ્યું. બહેરામનો પુત્ર ખુશરૂ લાહોર આવ્યો પણ ત્યાં ઘોરી લોકોએ તેને નિરાંતે રહેવા દીધો નહિ. અલાઉદ્દીનના ભત્રીજા **ગ્યાસુદ્દીને** ગઝનીમાં સ્વતંત્ર સત્તા સ્થાપી ને ગ્યાસુદ્દીનના ભાઈ **શહાબુદ્દીન બિન સામ ઘોરીએ** ભાઈને નામે **પંજાબ** ને બીજા **હિંદના દેશો લઈ લીધા.**

**પ્રશ્નો:**—(૧) તુર્કો કોણ હતા? (૨) મહમુદ ગઝનીએ હિંદ ઉપર કરેલી સવારીઓમાં મુખ્ય ચાર સવારીઓ વર્ણવો. (૩) તેમનાં પરિણામો જણાવો.

## પ્રકરણ ૭મું

## રજપુતોની છેલ્લી હાર, ઇ.સ. ૧૧૭૫-૧૨૦૬.

**શહાબુદ્દીન ઘોરીની હિંદ ઉપરની ચડાઈઓ:**—શહાબુદ્દીને ઇ. સ. ૧૧૭૫માં **મુલતાન સર** કર્યું પણ ઇ.સ.૧૧૭૮માં **પાટણના** સોલંકી સગીર મૂળરાજના **લશ્કરે** તેને **હરાવી** કાઢી મૂકયો. ઇ. સ. ૧૧૮૪માં ઘોરીએ લાહોરમાંથી ખુશરૂને કાઢી મૂકયો ને **પંજાબ પ્રાંત સર** કર્યો. **સિંધ** પણ તેણે કબજે કર્યું ને ઇ. સ. ૧૧૯૧માં **સરહિંદ** ઉપર ચડાઈ કરી. આ વખતે દિલ્હીના રાજા **પૃથ્વીરાજ ચૌહાણે તેને હરાવ્યો;** ઘોરી ઘાયલ થયો ને કેદ પકડાયો પણ ભોળા રજપુત રાજાએ તેને છોડી મૂકયો. ઈ. સ. ૧૧૯૩માં ઘોરી ફરી હિંદ ઉપર ચડી આવ્યો. **નારદીના આગળ મોટી** લડાઈ થઈ. ઉત્તર હિંદના લગભગ તમામ રજપુતો આ યુદ્ધમાં હાજર હતા. પણ તેઓ હારી ગયા. ચિતોડનો રાણો સમરસિંહ, તેના પુત્રો, પૃથ્વીરાજ પોતે ને તેના સરદારો, બધા યુદ્ધમાં માર્યા ગયા. **દિલ્હી** મુસલમાનોને હાથ ગયું. **અજમેર** લઇ ઘોરીએ પૃથ્વીરાજના પુત્રને ગાદીએ બેસાર્યો. પછી ઇ. સ. ૧૧૯૪માં **કનોજ** પડયું. રાજા જયચંદ્ર નદીમાં પડી બૂડી મુઓ. ઇ. સ. ૧૨૦૨માં શહાબુદ્દીન ગઝનીની ગાદીએ આવ્યો પણ ઇ. સ. ૧૨૦૬માં ગક્કર લોકોએ સિંધુ નદી ઉપર તેનું ખુન કર્યું. એજ વખત દરમ્યાન, દિલ્હીના સુબા કુત્બુદ્દીને ઇ. સ. ૧૦૯૯માં **પાટણ** લીધું, ને ઈ. સ. ૧૨૦૨ માં **કલંજર** લીધું. બીજા સરદાર બખ્તૂયાર ખીલજીએ ઈ. સ. ૧૨૦૩માં બંગાળાના સેન રાજા લક્ષ્મણસેનને હરાવી **બંગાળા ને બિહારના** પ્રાંતો કબજે કર્યા.

**રજપુતો કેમ હારી ગયા?:**—હિંદના રજપુતો મુસલમાનો સામે છસો છસો વર્ષ થયાં લડતા હતા તેથી મુસલમાનોને હિંદ કબજે કરતાં

જેટલો વખત ને જેટલા ભોગો આપવા પડયા તેટલા ભોગો ને તેટલો વખત બીજા દેશો કબજે કરતી વેળા આપવા પડયા નહોતા. મુસલમાની સવારીઓથી ઉત્તર હિંદ **પૈસે ઘસાઈ ગયુ** હતું. વળી **રજપુતોમાં કુસંપ** હતો. તેઓ **યુદ્ધ** કરતા પણ **કરી જાણતા નહોતા.** ઘોરી જબરો સરદાર હતો. રજપુત રાજાઓમાં **કુનેહ નહોતી.** તેઓ શત્રુ ઉપર બહુ વિશ્વાસ રાખતા. વળી તેઓ લડતી વેળા પોતાના નાના મોટા **સરદારોની સલાહ** પૂછી યુદ્ધ કરતા. આ તેમની મોટી નબળાઈ હતી. છતાં **રજપુતોએ જે વીર પરાક્રમો કરી આપણા દેશનો બચાવ કર્યો છે તે માટે તેમને ખરેખર ધન્યવાદજ ઘટે છે. તેઓ લડીનેજ હાર્યા; કદિ લડયા સિવાય તેમણે પોતાનાં રાજ્યો હાથથી જવા દીધાં નહિ.**

**રજપુત હારની અસરો**—હારી ગએલાં રજપુત કુટુંબો હવે **રજપુતસ્તાનમાં** ગયાં ને ત્યાં તેમણે **નવાં રાજ્યો** સ્થાપ્યાં. મુસલમાનોને તેમણે હવે ઉત્તર હિંદના બધા રસ્તાઓ ખુલ્લા કરી દીધા. આ રજપુતોએ ઉત્તરની આર્ય **સંસ્કૃતિનો બચાવ** કર્યો. પંજાબ, અયોધ્યા, કાશી ને બંગાળામાં મુસલમાનોની સંખ્યા હવે વધવા લાગી. હિંદુઓ તેમના સહવાસમાં આવ્યા તેથી તેમના **આચારવિચારોમાં** પણ **ફેરફાર** થયા.

**પ્રશ્નો:**—(૧) છેલ્લા રજપુત પરાજયનું વર્ણન આપો. (૨) રજપુતો કેમ હારી ગયા? (૩) રજપુત હારનાં પરિણામો બતાવો.

**ચંદ બરદાઈમાંથી કાંઈક**—ચંદબરદાઈના પૃથ્વીરાજ રાસામાં એમ કહેવામાં આવ્યું છે કે પૃથ્વીરાજ કેદ પકડાયો ને શહાબુદ્દીન તેને ગઝની લઈ ગયો. ત્યાં તેની આંખો ફોડી નાખવામાં આવી અને તેના ગળામાં સો મણની સાંકળ તથા હાથપગમાં વજનદાર બેડીઓ નાંખવામાં આવી. ચંદ બારોટને આ વાતની ખબર પડતાં તે પણ ગઝની ગયો. ત્યાં સુલતાનની પરવાનગી લઈ તે ચૌહાણ વીર પુરુષ પૃથ્વીરાજને મળવા ગયો. રાજા બારોટને તુરતજ ભેટી પડયો. જાસુસે આ વાત સુલતાનને કહી. સુલતાને પૃથ્વીરાજના ગળામાં વિશેષ વજનદાર સાંકળ નાંખવા હુકમ કર્યો. બારોટે કાલાવાલા કરી તેમ કરતાં તેને અટકાવ્યો.

તેજ સાથે તેણે શહાબુદ્દીનને પૃથ્વીરાજની કેટલીક ચાલાકીઓ જોવાની સૂચના કરી. પૃથ્વીરાજ મોટો શબ્દવેધી એટલે અવાજ સાંભળીને બાણ મારવાનો જાણકાર હતો. શહાબુદ્દીને આ હાથચાલાકી જોવાની માંગણી કરી. રાજાએ હા પાડી. સાત સાત વાર રાજાએ ધનુષ હાથમાં લીધુ પણ તે તુટી ગયું. પછી સુલતાને રાજાનું ખાસ ધનુષ તેના હાથમાં આપ્યું. પૃથ્વીરાજને બેડી તો હજુ પહેરાવીજ હતી. વળી તે આંધળો હતો. છતાં તેણે બાણ સાધ્યું. સુલતાને ગોઠવણ મુજબ સાત તવા ઉપરાઉપર મૂકાવ્યા હતા. એક તવા ઉપર તેણે કાંકરો માર્યો ને પછી "શાબાશ, શાબાશ" એવો અવાજ કર્યો. રાજાનું બાણ પણ સણસણાટ કરતું અવાજ સાથેજ છૂટયું ને ચંદની સૂચના પ્રમાણે સુલતાનના ગળાને વીંધી પેલી પાર પડયું. પછી રાજા ને બારોટ એક બીજાને હાથે મરી ગયા. ચંદે આ વેળાએ કહેલા દોહાઓ નીચે આપ્યા છે.—

ચાર વંશ ચૌવીસ ગજ, અંગુલ અષ્ટ પ્રમાન
એતે પર સુલતાન હૈ, મત ચૂકે ચહુઆન.
ઈહી બાણ ચહુઆન, રામ રાવણ ઉત્થાપ્યો,
ઈહી બાણ ચહુઆન, કર્ણ શિર અર્જુન કાપ્યો;
ઈહી બાણ ચહુઆન, શંભુ ત્રિપુરાસુર સંધ્યો,
ઈહી બાણ ચહુઆન, ભ્રમર લછમન કર વેધ્યો;

સો બાણ આજ તો કર ચઢયો, ચઢે વિરદ સાંચો ચવે;
ચહુઆન રાજ સંભરધની, મત ચૂકે મોટે તવે.

ઉપરની હકીકતમાં ઐતિહાસિક સત્ય નથી. પણ તેમાં પૃથ્વીરાજનું બળ, તેની ચાલાકી, ને એ વખતના રજપુતોનાં પરાક્રમો બતાવવા આ દંતકથા અથવા કવિકથા આપવામાં આવી છે.

# વિભાગ ૪થો

# દિલ્હીના સુલતાનો ને રજપુતો,

# ઇ. સ. ૧૨૦૬–૧૫૨૬.

## પ્રકરણ ૧લું

## ગુલામ વંશ

**કુત્બુદ્દીન ઈબક, ઇ. સ. ૧૨૦૬-૧૨૧૦.**—શહાબુદ્દીન ઘોરી મરી ગયો ત્યારે તેના તુર્કી ગુલામ કુત્બુદ્દીને દિલ્હીમાં સ્વતંત્ર સત્તા સ્થાપી. તે ગુલામ હતો ને તેના પછી ગુલામો ઘણે ભાગે સુલતાનો થયા તેથી મુસલમાની વંશોમાં પહેલો રાજ્યકર્તા વંશ **ગુલામ વંશ** કહેવાય છે. કુત્બુદ્દીનના વખતમાં **સિંધના ને ગઝનીના સુબાઓ** હિંદ ઉપર ચડી આવવા માંગતા હતા. તેઓ પણ ઘોરીના ગુલામો હતા. પણ કુત્બુદ્દીને તેમને **હરાવ્યા.** આ સુલતાન ઘણો **ઉદાર** હતો. લાહોર મુકામે એક વાર તે "પોલો" રમતાં ઘોડા ઉપરથી પડી ગયો ને મરણ પામ્યો.

**આરામ શાહ, ઇ. સ. ૧૨૧૨**—કુત્બુદ્દીન પછી તેનો પુત્ર આરામ ગાદીએ આવ્યો પણ તે નમાલો હતો તેથી રાજ્યના સરદારોએ ભેગા થઇ ગુલામ અલ્તમશને ગાદી આપી.

**અલ્તમશ, ઇ. સ. ૧૨૧૨-૧૨૩૬**—અલ્તમશ એકવાર ગુલામ હતો. તે હવે સુલતાન થયો. તેણે **સિંધ, પંજાબ** ને **બંગાળા**ના પોતાના હરીફોને **દાબી દીધા.** અલ્તમશે **ગ્વાલિઅર** ને **રણથંભોર**ના રજપુતોને હરાવી તે કિલ્લાઓ **સર** કર્યા ને **માળવાના** રજપુતોને હરાવી ભિલસા તથા ઉજ્જૈન **લુંટયાં.** ઉજ્જૈનના મહાકાળના મંદિરનો તેણે નાશ કર્યો. તેણે **રાજ્ય-વહિવટમાં** ઘણા **સુધારાઓ** કર્યા. ઉત્તર હિંદમાં મુસલમાનોને ખરી રાજ્ય-સત્તા અપાવનાર એ સુલતાન હતો. કુત્બુદ્દીનના વખતમાં શરૂ કરેલો **કુત્બમીનાર** તેણે **પૂરો** કરાવ્યો. તેની સત્તાથી અંજાઇ બગદાદના ખલીફાએ **તેને સુલતાનનો પોશાક** મોકલ્યો હતો.

**ચિંગિઝખાંની સવારી, ઇ. સ. ૧૨૨૧**—મોગલ લોકોએ આ વખતે ચિંગિઝખાંની સરદારી નીચે બોખારા, સમરકંદ, ખીવા વગેરે સર



કુત્બમીનાર

કર્યાં. ખીવાનો સુલતાન જલાલુદ્દીન નાસતો નાસતો ઠેઠ સિંધુ નદી સુધી આવ્યો. ત્યાંથી તેણે દિલ્હીના સુલતાનની મદદ માંગી પણ દરમ્યાન તે હારી ગયો. મોગલો હવે હિંદ ઉપર ચડી આવત પણ આપણા દેશનાં

આબોહવા તેમને માફક નહિ આવવાથી આપણે ઇશ્વરકૃપાથી બચી ગયા, કારણકે એ લોકો ઘણા ક્રૂર ને જંગલી હતા.

અલ્તમશ ઇ. સ. ૧૨૩૬માં મરી ગયો.

**રુક્નુદ્દીન**—અલ્તમશના મૃત્યુ પછી અમીરોએ તેના પુત્ર રુક્નુદ્દીનને સુલતાન બનાવ્યો પણ તે નમાલો હોવાથી તેની મા કારભાર કરવા લાગી. તેને ને મર્હુમ સુલતાનની પુત્રી રઝિયા બેગમને તકરાર થતાં અમીરોએ રઝિયાનો પક્ષ લીધો ને તેને સુલતાના બનાવી.

**રઝિયા બેગમ, ઇ. સ. ૧૨૩૬-૧૨૪૦**—અલ્તમશ ગાદી તો રઝિયાનેજ આપતો ગયો હતો પણ અમીરોએ તે પહેલાં કબૂલ કર્યું નહિ. રઝિયાએ પહેલાં તો પોતાના દુશ્મનોની સત્તા તોડી પાડી. તે ચતુર, બહાદુર ને ઉદાર સુલતાના થઈ ગઈ. રાજ્યનો કારભાર તે ખુલ્લા દરબારમાં કરતી ને પુરુષનો પોશાક પહેરતી. લડાઈમાં પણ તે બહાદુર હતી. પણ તેણે એક **જમાલુદ્દીન યાકુત** નામના હબસી નોકર સાથે **પ્રીતિ** કરી **તેથી અમીરો** તેનાથી **નાખુશ** થઈ ગયા. **સરહિંદના સુબા અલ્તુનિયાએ** રઝિયા સામે **બંડ ઉઠાવ્યું.** યાકુતનું ખુન થયું. પરિણામે **રઝિયાએ અલ્તુનિયા સાથે લગ્ન કર્યું** ને બંનેએ સાથે મળી દિલ્હી ઉપર સવારી કરી. પણ દરમ્યાન **તેના ભાઈ બ્હેરામને** અમીરોએ સુલતાન કર્યો હતો. તેણે રઝિયાને ને અલ્તુનિયાને **હરાવ્યાં.** તેઓ બંને હવે સિવાલિક પર્વત તરફ ભાગી ગયાં પણ રસ્તામાં કર્નાલ આગળ કેટલાક હિંદુઓએ તેમના પ્રાણ લીધા.

**બ્હેરામશાહ ને મસૂદશાહ, ઇ. સ. ૧૨૪૦-૪૬**—બ્હેરામે માત્ર એક વર્ષ માટેજ રાજ્ય કર્યું. અમીરોએ તેને મારી નાંખ્યો ને મસૂદને ગાદી આપી. પણ તે ક્રૂર નીવડયો તેથી તેનો કાકો નાસિરુદ્દીન સુલતાન બન્યો.

**નાસિરુદ્દીન મહમુદ, ઇ. સ. ૧૨૪૬-૬૬**—આ સુલતાન સ્વભાવે ઘણો **ભલો** હતો. તે પોતાની બેગમનુંજ રાંધેલું ખાતો ને કુરાન લખી પોતાનું ગુજરાન ચલાવતો. **મોગલો** આ વખતે હિંદ ઉપર વારંવાર ચડી આવવા લાગ્યા પણ સુલતાનના બાહોશ વઝીર **બલબને તેમને હરાવી કાઢી મૂક્યા. અમીરોને** તેણે **દાબી દીધા.** નાસિરુદ્દીન પછી બલબન **પોતે સુલતાન થયો.**

**બલબન, ઇ. સ. ૧૨૬૬–૮૬**—બલબન પહેલાં તુર્કીસ્તાનનો રહીશ હતો. મોગલોએ તેને બગદાદમાં ગુલામ તરીકે વેચ્યો ત્યાંથી તે ગુજરાત ગયો ને પછી અલ્તમશ પાસે ગુલામ તરીકે નોકરી કરવા લાગ્યો. સુલતાનની મહેરબાનીથી તે ધીમે ધીમે મોટો અમીર થયો ને પછી નાસિરુદ્દીનના અમલમાં મુખ્ય વઝીર થઈ તેણે રાજ્યની તમામ લગામ પોતાના હાથમાં લીધી. ઇ. સ. ૧૨૬૬માં તે સુલતાન થયો. તેણે પ્રથમ **ગુલામો**ની ને **અમીરો**ની વધતી જતી **સત્તાને ઓછી** કરી ને આખા રાજ્યમાં માત્ર **અફઘાનોનેજ નોકરી**માં રાખ્યા. **હિંદુઓ ઉપર** તે ઘણો **જુલમ** ગુજારતો ને તેમને નોકરીમાં રાખતો નહિ. તેનું **જાસુસખાતું** ઘણુંજ સારૂં હતું. **મેવાત**ના બડખોરોને તેણે હરાવ્યા. **બંગાળા**માં સુલતાનનો **ગુલામ તુઘરીલખાં** સ્વતંત્રપણે વર્તતો હતો તેથી **બલબ**ને તેને **હરાવ્યો.** તુઘરીલ માર્યો ગયો. સુલતાને બંગાળાનો વહિવટ પોતાના પુત્ર બુઘરાખાંને આપ્યો. એના વખતમાં પણ **મોગલો** તો પંજાબ ઉપર ચડી આવતાજ હતા. બે વાર તેમને શેરશાહ નામના સરદારે કાઢી મૂક્યા પણ ત્રીજી વારની **લડાઈ**માં સુલતાનનો **શાહઝાદો મહમુદ** ઇ. સ. ૧૨૮૫માં તેમની સામે લડતાં **મરાયો.** એ વિદ્વાનોનો શોખીન હતો ને હિંદુસ્તાની કવિ અમીર ખુશરૂ તેનો ખાસ મિત્ર હતો. બલબન આ બનાવથી ઘણો ખેદ પામ્યો ને ઇ. સ. ૧૨૮૬માં તે મરી ગયો. આ સુલતાન પૂર ભભકાથી રહેતો. મોગલોથી ત્રાસીને **એશિઆના ઘણા રાજ્યકર્તાઓ તેના આશ્રય** તળે આવી રહ્યા હતા.

**કૈકોબાદ, ઇ. સ. ૧૨૮૬–૯૦**—બલબન પછી તેના પુત્ર ને બંગાળાના હાકેમ બુઘરાખાંનો શાહઝાદો કૈકોબાદ સુલતાન થયો. એક વાર તે પોતાના બાપ સામે **બંગાળામાં** ગયો પણ ઉસ્તાદ **બુઘરાખાંએ** તેને પોતાના પક્ષમાં લઈ લીધો. કૈકોબાદ એશઆરામમાં પડી જતાં અમીરો તેની વિરુદ્ધ પડ્યા. ખિલજી સરદાર જલાલુદ્દીનની આગેવાની નીચે તેમણે સુલતાનનું ખુન કર્યું. તેના નાના પુત્રને પણ મારી નાંખવામાં આવ્યો. પછી અમીરોએ જલાલુદ્દીનને સુલતાન બનાવ્યો. આવી રીતે ગુલામ વંશનો અંત આવ્યો.

**પ્રશ્ન**—ગુલામ વંશના સુલતાનોમાંથી બે સૌથી વધારે પરાક્રમી સુલતાનોનો કારભાર વર્ણવો.

# પ્રકરણ ૨જું
## ખિલજી વંશ

**જલાલુદ્દીન, ઇ. સ. ૧૨૯૦-૯૫**—ફિરોઝ અથવા જલાલુદ્દીન ખિલજી જ્યારે સુલતાન થયો ત્યારે તેની ઉમર ૭૦ વર્ષની હતી. તેણે **સીદી મૌલા** નામના એક **પાખંડી** ફકીરને **મારી** નંખાવ્યો. આથી લોકો ઘણા નારાજ થયા. પણ એ સુલતાન રાજ્યકર્તા તરીકે ઘણો **પરગજુ**, ને **ઉદાર** હતો. તે શિક્ષા કરવા ના પાડતો હતો. તેથી રાજ્યમાં હરામખોરો ને બંડખોરોનું બળ ઘણું વધી ગયું. બલબનના સગા **છજ્જુ**એ બંડ ઉઠાવ્યું પણ તેને સુલતાને દબાવી દીધું. આ સુલતાને **રણથંભોરના રજપુતો**ને હરાવવા ઘણી મહેનત કરી પણ તેમાં તે ફાવ્યો નહિ. **મોગલો** પણ આ વખતે હિંદ ઉપર હુમલાઓ કરતા હતા. જલાલુદ્દીને તેમને પૈસા આપ્યા ને કેટલાકને દિલ્હીમાં બોલાવી રહેવા સગવડ કરાવી આપી. તેમનું રહેવાનું સ્થળ **મોગલપરા**ના નામથી જાણીતું થયું. મુસલમાનોએ હવે પહેલીજવાર દક્ષિણ હિંદ ઉપર ચડાઈ કરી. ઇ. સ. ૧૨૯૪માં સુલતાનના ભત્રીજા અલાઉદ્દીને પોતાની જાગીર અયોધ્યાના પ્રાંતમાંથી મોટું લશ્કર લઈ ચંદેરી તરફ કુચ કરી ને ઓચિંતા દેવગિરિ અથવા અત્યારના **દોલતાબાદના રાજા રામચંદ્ર યાદવ** ઉપર તે સવારી લઈ ગયો. રાજા તથા તેનો પુત્ર શંકરદેવ હારી ગયા. અલાઉદ્દીનની પાસે ઘણું ઓછું લશ્કર હતું પણ તેણે કપટ કરી રાજાને કહેવરાવ્યું કે પોતાની પાસે તો નાનું લશ્કર છે પણ પાછળ સુલતાનનું મોટું લશ્કર છે. યાદવ રાજાએ સુલેહ કરી ને અલાઉદ્દીનને બેસુમાર ધન આપી પાછો કાઢ્યો. અલાઉદ્દીન ઉત્તર હિંદ પાછો ફર્યો. સુલતાન તેની સામો ગયો ને કેટલાક ડાહ્યા અમીરોએ ચેતવણી આપી હતી તેને નહિ ગણકારતાં તે પોતાના ભત્રીજાને આવકાર આપવા તૈયાર થયો. પરસ્પર મેળાપ દરમ્યાન અલાઉદ્દીને પોતાના ઘરડા કાકાનું ખુન કરાવ્યું ને ગાદી પચાવી પાડી, ઇ. સ. ૧૨૯૫.

**અલાઉદ્દીન ખિલજી, ઇ. સ. ૧૨૯૫-૧૩૧૫**—આ સુલતાન બલબન સિવાય ઘણોજ બાહોશ અને બહાદુર હતો. તેણે દિલ્હીની મુસલમાની સત્તાને ઘણી વધારી. **મોગલો** હજુ જોરમાં હતા ને પંજાબ

ને દિલ્હી ઉપર વારંવાર ચડી આવતા હતા. સુલતાને તેમને હરાવ્યા ને હજારોની કતલ કરી તેમના મનમાં દિલ્હીની સત્તાનો મોટો ડર ઉત્પન્ન કર્યો. ઇ. સ. ૧૨૯૭માં અલાઉદ્દીને ગુજરાતના **રાજા કરણ વાઘેલા** ઉપર ચડાઈ કરી. કરણે પોતાના નાગર પ્રધાન માધવની સ્ત્રી રૂપસુંદરીનું હરણ કર્યું ને તેનો બચાવ કરતાં માધવનો ભાઈ કેશવ મરાયો. કેશવની સ્ત્રી ગુણસુંદરી સતી થઈ. માધવે તે અપમાનનું વૈર લેવા અલાઉદ્દીનની મદદ માંગી. સુલતાને અલપખાંને મોકલ્યો. તે સરદારે પાટણ જીતી લીધું. કરણ પોતાની બે પુત્રી દેવળદેવી ને કનકદેવી સાથે બાગલાણ નાસી ગયો ને તેની સ્ત્રી કમળાદેવી શત્રુના હાથમાં પડી. તે પાછળથી સુલતાનની બેગમ બની. કરણ રઝળી રઝળી મરી ગયો પણ કમળાદેવીના આગ્રહથી સુલતાને દેવળદેવીને મહારાષ્ટ્રના કુંવર શંકરદેવ સાથે પરણતાં અટકાવી દિલ્હી આણી. ત્યાં શાહઝાદા ખિઝરખાં ને તેની વચ્ચે પ્રીતિ ઉત્પન્ન થતાં બંનેનાં લગ્ન થયાં. અલાઉદ્દીનના સરદાર અલપખાંએ આ વખતે ખંભાતમાંથી એક વટલેલ હિંદુને ગુલામીમાં પકડયો. તે **મલિક કાફૂર**ના નામથી પાછળથી જાણીતો થયો. તેઓએ ગુજરાત સર કર્યું ને કાઠિઆવાડના રાજાઓને પણ હરાવી બંને પ્રાંતોનાં અનેક હિંદુ ને જૈન મંદિરોને તોડયાં ને ઘણું નાણું ભેગું કર્યું. મલિક કાફૂરે રામચંદ્ર યાદવ ઉપર પણ ચડાઈ કરી ને તે રાજાએ સુલતાનને ખંડણી આપવા તથા **બરાડનો** પ્રાંત સુપ્રત કરવા કબૂલ કર્યું. ઇ. સ. ૧૩૧૨માં શંકરદેવ પોતે મરાયો ને આખો **મહારાષ્ટ્ર** મુસલમાનોના હાથમાં ગયો. કાફૂરે ઇ. સ. ૧૩૦૯માં **તેલંગણના રાજા પ્રતાપરુદ્રદેવ** તથા તેની મા રૂદ્રાંબા ઉપર ચડાઈ કરી ને તેમની **પાસેથી** પણ **ખંડણી** વસુલ કરી. ઇ. સ. ૧૩૧૧માં કાફૂરે દ્વારાસમુદ્રના **હોયસાલ રાજા વીરબલ્લાલ**ને હરાવ્યો ને **કોંકણ, મલબાર તથા મ્હૈસુર**માંથી મુસલમાનો અખુટ ધન ઉત્તર તરફ ખેંચી ગયા. ત્યાર પછી મદુરાની ગાદી માટે તકરાર થતાં સુંદરપાંડય નામના રાજાને કાફૂરે મદદ કરી ને **મદુરા** પણ **સર** કર્યું. આ વખતે **મુસલમાનો** ઠેઠ **રામેશ્વર સુધી** પહોંચી ગયા. **ઉત્તર**માં અલાઉદ્દીને ઇ. સ. ૧૩૦૧માં હમ્મીર પાસેથી **રણથંભોર** લીધું. **ચિતોડ**માં આ વખતે રાણા **ભીમસીની**

સ્ત્રી પદ્મિની ઘણી ખુબસુરત હતી. અલાઉદ્દીને તેને લેવાની લાલચે ને રજપુતોને હરાવવા ચિતોડ ઉપર ચડાઈ કરી. ભીમસીને સુલતાને દગાથી કેદ કર્યો પણ પદ્મિનીએ તેને ચાલાકીથી છોડાવ્યો. પછી **પદ્મિની** વગેરે બધી રજપુતાણીઓ જૌહર કરી બળી મુઈ. ચિતોડના બચાવમાં ૩૦,૦૦૦ રજપુતો કેસરીઆં કરી લડ્યા ને માર્યા ગયા. ત્યાર્ પછી તે ગઢ અલ્લાઉદ્દીન લઈ શક્યો.

અલાઉદ્દીનના વખતમાં મુસલમાનો ચિતોડ, ગુજરાત, મહારાષ્ટ્ર, તેલંગણ, કોંકણ, મ્હૈસૂર, મલબાર, મદુરા ને રામેશ્વર જેટલે જઈ શક્યા એટલુંજ નહિ, પણ સુલતાને **રાજ્યકારભાર**માં પણ ઘણા જાણીતા **ફેરફારો** કર્યા. અલાઉદ્દીનને એક **નવો ધર્મ કાઢવાનો વિચાર** હતો પણ જાણીતા કાઝીઓ ને ધર્મગુરુઓ વિરુદ્ધ પડવાથી તેણે આખું હિંદ જીતવાનો નિશ્ચય કર્યો. તેણે **લશ્કર**નો કારભાર્ સુધાર્યો ને **રસ્તા**ઓ કર્યા. વળી તેનું **બાતમીદારનું ખાતું** ઘણું સારૂં ચાલતું. બલ્લબનની માફક તેણે **હિંદુઓને નોકરીમાં ન લેવાનો** નિર્ણય કર્યો ને તેમના ઉપર બીજી જાતના **જુલમો** પણ **બહુ** કર્યા. રજપુત સિવાય કોઇ હિંદુ ઘોડા ઉપર પણ બેસી શકતો નહિ. ઉત્તર હિંદમાં આ વેળા ઘણી **મોંઘવારી** થઈ ગઈ હતી તેથી સુલતાને બજારો **ઉપર અંકુશ મૂકયો** ને દરેક ચીજોના ભાવ નક્કી કર્યા. તેણે **દારૂ**નો ઉપયોગ **બંધ** કરાવ્યો ને **અમીરોની સત્તાને** પણ **નબળી** કરી. અલાઉદ્દીને દિલ્હી પાસે એક **નવું શહેર** વસાવ્યું. મુસલમાન લેખકો આ સુલતાનને સિકંદર સાથે સરખાવી ગયા છે. તે ઘાતકી, કપટી, અભણ, દુરાગ્રહી પણ બહાદુર ને કડક હતો. **હિંદુસ્તાની કવિ ખુશરૂ** તેના વખતમાં થઈ ગયો.

મલિક કાફૂર રાજ્યમાં ઘણો માનીતો માણસ થઈ પડયો હતો. તેણે ખિઝરખાં વગેરે શાહઝાદાઓને, બેગમોને, અને જાણીતા અમીર ઉમરાવોને કેદ કર્યા ને કેટલાકને મારી નાંખ્યા. સુલતાન મરી જતાં તેણે સૌથી નાના શાહઝાદા ઉમરને ગાદી આપી.

**ઉમર, ઈ. સ. ૧૩૧૫–૧૩૧૬**—ઉમર ઝાઝો વખત ગાદી ભોગવી શક્યો નહિ. મુબારક નામના અલાઉદ્દીનના પુત્રે કાફૂરને મારી નંખાવ્યો પછી ઉમરની પણ આંખો ફોડી નાંખી તે પોતે સુલતાન થયો.

**મુબારક, ઇ. સ. ૧૩૧૬-૧૩૨૦**—મુબારક પાછળથી ઘણો ખરાબ સુલતાન નીવડયો. તેણે દેવગિરિના **રાજા હરપાળદેવને** કેદ કરાવી તેની **જીવતાં ચામડી ઉતરાવી** નાંખી. **મહારાષ્ટ્ર** હવે મુસલમાનોએ ખાલસા કર્યું. **ખુશરૂ** નામના એક **વટલેલ ગુજરાતીએ મલબાર ને તેલંગણ ઉપર સવારીઓ** કરી ત્યાંના રાજાઓ પાસેથી કેટલાક મુલકો પડાવ્યા.. ખુશરૂ હવે રાજ્યનો ધણી થઈ પડયો. તેણે સુલતાનનું ખુન કરાવ્યું ને સુલતાનપદ પોતે હાથ કર્યું.

**ખુશરૂ, ઇ. સ. ૧૩૨૦**:—ખુશરૂ અસલ હિંદુ હતો તેથી તેણે **હિંદુઓને** ને તેમના ધર્મને રાજ્યમાં **ઉત્તેજન** આપવા માંડયું. આ કારણથી મુસલમાન અમીરો તેની સામે ઉઠયા. તેમાં **પંજાબના અમીર ગ્યાસુદ્દીન તઘલખે દિલ્હી** કબજે કર્યું. ખુશરૂ નાસી ગયો પણ પાછળથી પકડાઈ ગયો ને **તેને મારી નાંખવામાં** આવ્યો. આવી રીતે ખિલજી વંશ નાશ પામ્યો.

**પ્રશ્નો**:—(૧) જલાલુદ્દીન સુલતાન કેમ થઈ શકયો ? (૨) અલાઉદ્દીનનો કારભાર વર્ણવો. (૩) ખિલજી સુલતાનોએ દક્ષિણ હિંદમાં પોતાની સત્તા કેવી રીતે ફેલાવી ? (૪) " અમીર ખુશરૂ " ને " સુલતાન ખુશરૂ " ઉપર ટૂંકી નોંધો લખો.

## પ્રકરણ ૩જું

## તઘલખ વંશ

**ગ્યાસુદ્દીન, ઇ. સ. ૧૩૨૦-૨૫**—ગ્યાસુદ્દીન પહેલાં ઘણો ગરીબ હતો પણ આપવડાઇથી તે સુલતાન થયો. પહેલાં તેણે **તેલંગણ** ઉપર સવારી મોકલી. તેના પુત્ર ઉલૂઘખાંએ તે દેશને **સર** કર્યો ને ત્યાં સમરશાહ નામના પાલણપુરના એક જૈનને મુખ્ય અધિકારી નીમવામાં આવ્યો. **બંગાળા** ઉપર પણ આ સુલતાને પોતાની સત્તા સ્થાપી. બંગાળાથી જ્યારે ગ્યાસુદ્દીન પાછો આવતો હતો ત્યારે તેને આવકાર આપવા શાહઝાદા મહમ્મદે એક લાકડાનો મંડપ તૈયાર કરાવ્યો હતો. સુલતાન ને તેનો મોટો પુત્ર મંડપમાં દાખલ થયા કે તરતજ હાથીના તોફાનથી મંડપ તુટી પડયો ને

તેમાં બંને જણા દબાઇ કચરાઇ મુઆ. ગ્યાસુદ્દીને દિલ્હી પાસે **તઘલખાબાદ** વસાવ્યું હતું.

**મહમ્મદ તઘલખ, ઇ. સ. ૧૩૨૫-૧૩૫૧**—મહમ્મદ મોટો વિદ્વાન્ હતો. અરબી, ફારસી ને હિંદુસ્તાની ભાષાઓ તે સારી રીતે જાણતો. તે ચુસ્ત સુન્ની મુસલમાન હતો પણ હિંદુઓ ઉપર તેને હિંદુ તરીકે અણગમો નહોતો. પણ સ્વભાવે તે ઘણો કડક હતો. તેના વિચારો જમાનાથી ઘણા આગળ વધતા હતા. તે બહુજ ક્રૂર હતો. બંડખોરોને તે કદિ માફી આપતો નહિ. એ કારણોથી તેનો અમલ નિષ્ફળ નીવડયો.

મહમ્મદે પહેલાં **ગંગા ને જમના વચ્ચેના મુલક**ના ખેડુતોના **કરો** ઘણા વધારી દીધા. ત્યાર પછી તેણે દિલ્હીથી **દેવગિરિ રાજધાની** ફેરવવાનો વિચાર કર્યો. દેવગિરિને તેણે **દોલતાબાદ**નું નામ આપ્યું ને દિલ્હીના તમામ લોકોને નવી રાજધાનીમાં જઈ વસવા હુકમ કર્યો. રસ્તામાં અસંખ્ય લોકો પાયમાલ થઇ ગયા. ઇ. સ. ૧૩૩૦માં મહમ્મદે ઇરાન ને ચીનના રાજાઓને પગલે દેશમાં **તાંબા નાણાંની કિંમત રૂપાનાં નાણાં જેટલી ઠરાવી.** પરિણામે લોકો રૂપાનું નાણું ભેગું કરવા માંડયા ને દેશમાં તાંબાનાણું ઉભરાવા લાગ્યું. રાજ્ય પાયમાલ થઇ ગયું. મહમ્મદે **સતીનો રિવાજ બંધ** કર્યો ને **રજપુતોને ત્રાસ આપવાનો ચાલ** પણ **બંધ** કર્યો. પહેલાં તેને **ખોરાસાનનો** પ્રાંત **જીતવાનું મન** થયું પણ પછી તે વિચાર બંધ રહ્યો. તેને બદલે સુલતાને **હિમાલયની તળેટીમાં** રહેતા કેટલાક **રાજાઓને દબાવવા** એક મોટું લશ્કર મોકલ્યું પણ લશ્કર આખું નાશ પામ્યું. આ સવારી ચીન ઉપર મોકલવામાં આવી હોય એમ કેટલાકો કહે છે પણ તે ખોટું છે. મહમ્મદ એટલો ક્રૂર હતો કે તે માણસોનો પણ શિકાર કરતો.

ઉપલાં કારણોથી આખા રાજ્યમાં મોટાં **બંડો** થયાં. ઇ. સ. ૧૩૩૫માં પહેલાં તો **મદુરા**માં જલાલુદ્દીન સ્વતંત્ર થયો. ઇ. સ. ૧૩૩૭માં **બંગાળામાં** ફખરૂદ્દીન સ્વતંત્ર થયો. ઇ. સ. ૧૩૪૦-૪૧માં **અયોધ્યામાં** ઐન-ઉલ-મુલ્ક નામનો મોટો ઉમરાવ સુલતાન સામો ઉઠયો પણ સુલતાને તેને માફી આપી ને તેનાં માણસોને સખ્ત શિક્ષા કરી. **સિંધમાં** પણ **બંડ**

થયાં, ઇ.સ. ૧૩૪૨. **તેલંગણમાં** કૃષ્ણાપ્પાનાયક, **દ્વારાસમુદ્ર** ને **મલબારમાં** વીર બલ્લાલ હોયસાલ રાજા ને તેના બે મુખ્ય સરદારો, હરિહર ને બુક્ક, **દૌલતાબાદમાં** ઈસ્માઈલ ને હસન કંકુ, **ગુજરાતમાં** તાગી, એમ ચોતરફ બંડખોરો ઉઠયા. હરિહરે ઇ. સ. ૧૩૪૭માં વિજયનગરના વિખ્યાત હિંદુ મહારાજ્યની સ્થાપના કરી. હસન કંકુએ ઇ.સ.૧૩૪૭માં અલાઉદ્દીન બહમનશાહનું નામ ધારણ કરી કલબુર્ગામાં બહમની સલ્તનતની સ્થાપના કરી. મહમ્મદ આ બંડખોરો પાછળ પડયો. તેણે તેમને તેલંગણમાં, મહારાષ્ટ્રમાં, ગુજરાતમાં, કાઠિઆવાડમાં ગોંડળ આગળ, સિંધમાં હરાવ્યા પણ ઠઠ્ઠા પાસે આવતાં તેને તાવ લાગુ પડયો ને ઇ. સ. ૧૩૫૧ તે મરણ પામ્યો. આ સુલતાનના વખતમાં **તાંજીરનો ઈબ્નબતૂતા** નામનો **મૂર દિલ્હી આવ્યો** હતો. મહમૂદે તેને સારો આવકાર આપ્યો હતો ને દિલ્હીના કાજીની જગ્યા આપી હતી. સુલતાને તેને ચીનના પાદશાહ પાસે પોતાના વકીલ તરીકે પણ મોકલ્યો હતો. આ મુસાફરે પોતાના લખાણમાં હિંદને લગતી હકીકત આપી છે.

**ફિરોઝશાહ તઘલખ, ઇ. સ. ૧૩૫૧–૮૮:**—મહમ્મદ પછી તેના ભત્રીજા ફિરોઝશાહને રાજ્યના અમીરોએ સિંધમાંજ સુલતાન બનાવ્યો. ફિરોઝની મા પંજાબના એક રજપુત રાજાની પુત્રી હતી છતાં તેણે **હિંદુઓને ઘણા સતાવ્યા** ફિરોઝશાહ પોતે બાહોશ સરદાર નહોતો. તે ચુસ્ત સુન્ની હતો. તેથી તેણે બ્રાહ્મણોને, **શિયાપંથી મુસલમાનોને**, ને બીજા **ઈસ્લામી સુધારકોને ઘણો ત્રાસ આપ્યો.** બ્રાહ્મણો ઉપર તેણે ઝઝીયાવેરો નાંખ્યો. તે ગુલામોનો ઘણો શોખીન હતો. તેણે વિદ્વાનોને સારો આશ્રય આપ્યો તેના વખતમાં કેટલાક સંસ્કૃત ગ્રંથોનો ફારસીમાં અનુવાદ કરવામા આવ્યો. તેણે **ધર્મશાળાઓ, નિશાળો, દવાખાનાંઓ, રસ્તાઓ** ને **નહેરો** તૈયાર કરાવ્યાં ને **રાજ્યની કરપદ્ધતિમાં** પણ યોગ્ય ફેરફાર કર્યો. તેણે કેટલાક ગેરવ્યાજબી **કરો માફ** કર્યા. તે ઉપરાંત રાજ્યના **ચલણમાં** પણ તેણે સુધારાઓ કરાવ્યા ને પ્રાચીન **સ્તંભો** વગેરેનું પણ **રક્ષણ** કર્યું. ફિરોઝે સિંધ, નગરકોટ ને જાજનગર જીતી લીધાં પણ બંગાળા, મહારાષ્ટ્ર, મલબાર, મદુરા ને ગુજરાતના બંડખોરો સામે તે લડી શક્યો નહિ. તેથી તે લોકો સ્વતંત્ર થયા. કેટલાએક

લોકો આ સુલતાનને અયોગ્ય રીતે અકબર સાથે સરખાવે છે. ફિરોઝ ઇ. સ. ૧૩૮૮માં ૯૦ વર્ષની ઉમરે મરી ગયો. વૃદ્ધ ઉમરમાં તે કારભાર ઉપર લક્ષ આપી શકતો નહતો તેથી સલ્તનતની સ્થિતિ બગડી ગઈ.

**ગ્યાસુદ્દીન, અબુબકર; ઇ. સ. ૧૩૮૮-૮૯, ઇ. સ. ૧૩૮૯-૯૦** ફિરોઝ પછી પુત્ર ફતહખાં ગ્યાસુદ્દીન નામ ધારણ કરી તખ્ત ઉપર બેઠો. તેણે પાંચ માસ રાજ્ય કર્યું. પછી તેનો ભાઈ અબુબકર ગાદીએ આવ્યો. તેને તેના મોટા ભાઈ મહમ્મદે હરાવ્યો ને નાસિરુદ્દીન નામ ધારણ કરી ગાદી લીધી.

**મહમ્મદ, ઇ. સ. ૧૩૯૦-૯૪; હુમાયું, ઇ. સ. ૧૩૯૪**—મહમ્મદે ચાર વર્ષ રાજ્ય કર્યું. પછી તેનો પુત્ર હુમાયું સુલતાન થયો. તે તુરતજ મરી ગયો તેથી બીજો પુત્ર મહમુદ સુલતાન થયો.

**મહમુદ, ઇ. સ. ૧૩૯૪-૧૪૧૨. તીમૂરની સવારી, ૧૩૯૮**—મહમુદના ગાદીએ આવ્યા પછી ચાર વર્ષે તીમૂર મોગલે હિંદ ઉપર ચડાઈ કરી. તીમૂરનો જન્મ સમરકંદ પાસે ઇ. સ. ૧૩૩૬માં થયો હતો. જ્યારે તે ૩૩ વર્ષનો થયો ત્યારે તેણે ચુગતાઈ તુર્કોની આગેવાની લીધી

ઈરાન જીતી લીધું. પછી તે હિંદ ઉપર ચડી આવ્યો. તેના પુત્ર પીરમહમ્મદે **મુલતાન** સર કર્યું ને તીમૂરે પોતે પંજાબ લઈ દિલ્હી ઉપર હુમલો કર્યો. રસ્તામાં તેણે દસ હજાર હિંદુઓની કતલ કરી. દિલ્હી પણ તેના હાથમાં ગયું. સુલતાન મહમુદ ગુજરાત નાસી ગયો. દિલ્હીના રહીશો ને તીમૂરના સિપાઈઓ વચ્ચે તકરાર થવાથી તીમૂર ઉશ્કેરાઈ ગયો ને તેણે એ શહેરની કતલ ચલાવી ને લોકોને ખૂબ લુંટયા. પછી તેણે **મીરત, હરદ્વાર, જમ્મુ,** વગેરે સ્થળોના હિંદુઓને લુંટ્યા ને જમના નદી ઓળંગી તે **કાશ્મીર થઈ સ્વદેશ** ગયો. તેની સાથે ઘણા હિંદુ કારીગરો સમરકંદ ગયા. તે ઘણો ક્રૂર હતો. તેણે પોતાની આત્મકથા લખી છે.

તીમૂરની સવારીથી દિલ્હીના સુલતાનની સત્તા ઘણી નબળી થઈ. બંગાળા, સિંધ, કાશ્મીર, ગુજરાત, મહારાષ્ટ્ર, તેલંગણ ને માળવામાં સ્વતંત્ર રાજ્યો ઉભાં થયાં. દિલ્હી આસપાસ પણ સુલતાનનું કહ્યું કોઈ માનતું નહિ. રજપુતસ્તાનના રજપુતો પણ હવે બળવાન થયા. તીમૂરે હિંદની સલ્તનત

ઉપર જે પોતાનો હક્ક સ્થાપ્યો તે તેની છઠ્ઠી પેઢીએ બાબરે સાબુત કર્યો. અફઘાન અમીરો હવે ઘણા બળવાન્ થઈ ગયા ને સુલતાનને પણ દબાવવા લાગ્યા. તીમૂર હિંદ છોડી ગયો ત્યારે મહમુદ સુલતાન ગુજરાતથી કનોજમાં ગયો હતો. દિલ્હીમાં ઇકબાલખાં નામનો સરદાર અમલ કરતો હતો. પણ ઇ. સ. ૧૪૦૫માં ખિઝરખાં સૈય્યદે પંજાબી લશ્કરની મદદ વડે તેને હરાવી માર્યો એટલે સુલતાન દિલ્હી પાછો આવ્યો. પણ તે સાત વર્ષ પછી મરી ગયો. એ વર્ષ સૂધી તો સલ્તનત માટે અમીરો અંદર અંદર લડયા. પણ છેવટે ખિઝરખાં સૈય્યદ ગાદીએ આવ્યો.

**પ્રશ્નો**—(૧) મહમ્મદ તઘલખનો કારભાર વર્ણવો. (૨) તીમૂરની સવારી વિષે તમે શું જાણો છો? (૩) તઘલખ વંશનો નાશ કેમ થયો?

## પ્રકરણ ૪થું

## સૈય્યદ તથા લોદી વંશો. અફઘાનોનું રાજ્યતંત્ર.

**ખિઝરખાં**, ઇ. સ. **૧૪૧૪-૨૧**—ખિઝરખાં મહમ્મદ પયગંબરના વંશનો હોવાથી તેનો વંશ સૈય્યદ વંશ કહેવાય છે. તે પ્રથમ તો તીમૂરના એક અમલદાર તરીકેજ દિલ્હીમાં રાજ્ય કરવા લાગ્યો પણ પાછળથી તેણે સ્વતંત્રપણે વર્તવા માંડયું. તેનો કારભાર રાજ્યના જુદા જુદા બંડખોરોને દાબી દેવામાં પૂરો થયો. તે દયાળુ ને ઇનસાફી સુલતાન હતો.

**મુબારકશાહ**, ઈ. સ. **૧૪૨૧-૩૪; મહમ્મદશાહ**, ઈ. સ. **૧૪૩૪-૪૫; ને અલાઉદ્દીન**, ઇ. સ. **૧૪૪૫-૪૮**. આ ત્રણ સુલતાનોના અમલ દરમ્યાન **હિંદુ ને મુસલમાન જાગીરદારો બંડ કરતા** તેથી **તેમને દાબી દેવામાંજ** એ ત્રણેયનો **કારભાર સમાપ્ત** થયો. અલાઉદ્દીન પાસેથી પંજાબના બહલોલ લોદી નામના સરદારે ગાદી પચાવી પાડી એટલે સૈય્યદ વંશનો અંત આવ્યો ને લોદી વંશની સ્થાપના થઈ.

**બહલોલ લોદી**, ઇ. સ. **૧૪૪૮-૮૮**—પહેલાં બહલોલ પંજાબમાં સુલતાન વતી કામકાજ કરતો. તેણે ઇ. સ. ૧૪૮૯માં **જવનપુરના** સુલતાનને હરાવી તે રાજ્ય દિલ્હીના મુલક સાથે ભેળવી દીધું. **બહલોલ** રહેણી કરણીમાં **ઘણો સાદો** હતો. તે **ગાદી** ઉપર કદિ બેસતો **નહિ ને**

પોતાના અમીરો સાથે કદિ ગુમાન કરતો નહિ. તે **ઘણો ઉદાર** સુલતાન હતો ને વિદ્વાનોને આશ્રય આપતો. એમ કહેવાય છે કે જો કોઈ અમીર માંદો પડતો તો બહલોલ એકદમ તેને ઘેર જતો ને એક સાધારણ માણસ માફક તેની સારવાર કરતો. પરિણામ એ આવ્યું કે અમીરો ઘણા અભિમાની ને જોહુકુમી થઈ ગયા ને ખુદ સુલતાનને પણ દબાવવા માંડયા.

**સિકંદર લોદી, ઇ સ. ૧૪૮૮-૧૫૧૯:**—બહલોલ પછી તેનો પુત્ર સિકંદર સુલતાન થયો. તેણે પોતાના **અમીરોને કબજામાં** રાખ્યા ને બંગાળાના સુલતાન સાથે મિત્રતા કરી. **આગ્રા** બંધાવી ત્યાં તેણે પોતાની **રાજધાની** કરી. તેણે **કારભારને સુધાર્યો** ને **ખેતીને** નહેરો **કરાવી** ઉત્તેજન આપ્યું. **વેપારને** પણ તેણે સારૂં ઉત્તેજન આપ્યું. તેનામાં એક મોટો દોષ હતો. **હિંદુઓ તરફ** તે ઘણી **ખરાબ** રીતે વર્તતો.

**ઈબ્રાહીમખાં લોદી, ઇ. સ. ૧૫૧૯-૨૬:**—સિકંદર ઇ. સ. ૧૫૨૬માં મરી ગયો એટલે તેનો પુત્ર ઈબ્રાહીમ તખ્ત ઉપર આવ્યો. તે **મિજાજી** ને વળી **લોભી** હતો. તેણે પણ પોતાના બાપની માફક **સરદારોની** સત્તા તોડવાનું ધોરણ ચાલુ રાખ્યું તેથી તેઓ સુલતાનની **સામા થયા.** પહેલાં તો તેમણે જલાલ નામના સુલતાનના ભાઈને જવનપુર મુકામે સુલતાન કર્યો પણ તે ઈબ્રાહીમથી ભય પામી માળવા નાસી ગયો. ઈબ્રાહીમે ચિતોડના રાણા **સંગ્રામસિંહને હરાવ્યો.** પણ અમીરો તેનાથી કંટાળી ગયા હતા. દૌલતખાં નામના અમીરે કાબુલના પાદશાહ **બાબરને સંદેશ** મોકલ્યો ને તેજ વિનંતિ આલમખાં નામના બીજા વગવાળા અમીરે ફરીથી કરી. બાબરે ચાર વાર હિંદ ઉપર ચડાઈ કરી હતી પણ તે દિલ્હી સુધી કદિ આવ્યો નહતો. ઇ. સ. ૧૫૨૬માં તેણે પંજાબ પ્રાંત ફરી સર કર્યો ને જુન માસમાં **પાણીપતના મેદાન** ઉપર માત્ર ૧૨૦૦૦ માણસોના લશ્કર વડે ઈબ્રાહીમ લોદીના એક લાખ માણસોના લશ્કરને હરાવ્યું. સુલતાન પોતે લડાઈમાં મરાયો. અફઘાનો અયોધ્યા તરફ નાસી ગયા. લોદી વંશનો ને તે સાથે અફઘાન અમલનો પણ અંત આવ્યો.

**અફઘાન અમલ**—દિલ્હીની સલ્તનતના **અમીરો** પોતે **સુલતાનને ચુંટતા પણ સામાન્ય રીતે** સુલતાનની **ગાદી વંશપરંપરા** ચાલી શકતી.

રાજ્યનો કારભાર કરવા **વકીલ** ને **વઝીર** નામના બે મોટા અમલદારો સુલતાનને મદદ કરતા. **દેશને** જુદા જુદા **અમીરો** વચ્ચે વ્હેંચી **નાંખવામાં** આવતો ને આ અમીરો સુલતાનને જરૂરી વખતે લશ્કરો પૂરાં પાડતા. અફઘાન સુલતાનો **હિંદુઓ** ઉપર ઘણો **જુલમ** ગુજારતા. તેઓએ રજપુતો સામે ઠેઠ સૂધી લડયાંજ કર્યું. આ તેમની ભૂલ હતી. તેઓએ **મોગલો સામે** ઉત્તર હિંદનું **રક્ષણ** કર્યું. કેટલાએક સુલતાનો કળા ને સાહિત્યના શોખીન હતા. અફઘાન સુલતાનોના અમલનો **ઈતિહાસ** આપણને **તારીખવાર** ને **હકીકતવાર** મળી આવે છે એ ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત છે.

**પ્રશ્નો**:—(૧) બહલોલ લોદીએ શી કામગીરી કરી બતાવી ? (૨) સિકંદર લોદીનો કારભાર લખો. (૩) બાબર હિંદ ઉપર શા માટે ચડી આવ્યો ? (૪) ઇબ્રાહીમ લોદી કેમ હારી ગયો ?

## પ્રકરણ ૫મું
## કેટલાંક સ્વતંત્ર રાજ્યો

**કાશ્મીર**:—કાશ્મીરમાં ૧૪મા સૈકા સૂધી હિંદુ રાજ્ય હતું પણ પછી એક મીર નામના મુસલમાન વઝીરે રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો ને સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થાપ્યું. અકબરે કાશ્મીરની સ્વતંત્રતાનો નાશ કર્યો. આ વખત દરમ્યાન કાશ્મીરના લોકોનો મોટો ભાગ મુસલમાન થઈ ગયો.

**બંગાળા**:—ઇ. સ. ૧૨૦૩ માં બખ્ત્યારે બંગાળા દેશ જીત્યો. ત્યાર પછી થોડાએક અપવાદો સિવાય ત્યાંના મુસલમાન રાજ્યકર્તાઓ ઠેઠ અકબરના વખત સૂધી સ્વતંત્ર રહી શકયા હતા. બંગાળાની રાજધાની **ગૌડ**માં હતી.

**જવનપુર**:—મહમ્મદ તઘલખના વખતમાં ખ્વાજા જહાન નામના સરદારે જવનપુરમાં સ્વતંત્ર સત્તા સ્થાપી. બહલોલ લોદીએ એ રાજ્ય જીતી લીધું.

**માળવા**:—ઇ. સ. ૧૪૦૧માં દિલ્લાવરખાં નામના સરદારે ધારાનગરમાં સ્વતંત્ર સત્તા સ્થાપી. તેના પુત્ર હુશંગશાહે માંડુ મુકામે રાજધાની ફેરવી પણ તેના પુત્રને મહમુદખાં ખિલજી નામના વઝીરે મારી **ખિલજી વંશ** સ્થાપ્યો. આ વંશ ઠેઠ શેરશાહના વખત સૂધી ચાલ્યો.

**ગુજરાતઃ**—ઇ. સ. ૧૪૦૧ માં જાફરખાં નામનો એક અમીર પાટણમાં દિલ્હીથી સ્વતંત્ર થયો. સુલતાન અહમદશાહે અહમદાબાદ વસાવ્યું ને જૂનાગઢ, ઇડર, વગેરેના રાજાઓ સાથે લડાઈઓ કરી ગુજરાતનું ગૌરવ વધાર્યું. તે ઇ. સ. ૧૪૪૩ માં મરી ગયો. તેના પૌત્ર મહમુદ બિગડાએ ચાંપાનેર ને જુનાગઢ જીતી લીધાં ને મહમુદાબાદ વસાવ્યું. બહાદુરશાહ સુલતાને (ઇ. સ. ૧૫૨૬–૩૭) રજપુતસ્તાનમાં, માળવામાં ને ખાનદેશમાં પણ ગુજરાતની વગ કરી. પણ તે હુમાયું પાસે હારી ગયો ને ફિરંગીઓએ તેને દીવ આગળ કપટ કરી મારી નાંખ્યો. તેના પછી ગુજરાતમાં જુદા જુદા અમીરો બળવાન્ થયા ને સુલતાનો નબળા થઈ ગયા. અકબરે ઇ. સ. ૧૫૭૨માં એ દેશ ખાલસા કર્યો.

**ખાનદેશઃ**—ખાનદેશમાં **ફરૂખી વંશના** સુલતાનો ઠેઠ અકબરના વખત સૂધી ટકી શકયા. ફિરોઝ તઘલખના વખતમાં એ વંશની શરૂઆત થઈ હતી. બુર્હાનપુરમાં તેની રાજધાની હતી.

**બહમની સુલતાનોઃ**—હસન કંકુ આ રાજ્યનો ખરો સ્થાપનાર હતો. તે મૂળ ઇરાની શાહ **બહમન**નો વંશજ હોવાથી પોતાના **વંશને** પણ તેણે તેજ નામ આપ્યું. બહમની સુલતાનોની **રાજધાની કલબુર્ગા**માં હતી. તેઓએ તુંગભદ્રા સૂધીનું દક્ષિણ હિંદ જીતી લીધું. ઇ. સ. ૧૪૨૮ સૂધી એ સત્તા કાયમ રહી. પછી તેના **પાંચ વિભાગો** પડયાઃ—

**બિજાપુરમાં આદિલશાહી, ગોવળકોંડામાં કુત્બશાહી, અહમદનગરમાં નિઝામશાહી, બુર્હાનપુરમાં ઈમાદશાહી, બિદરમાં બરીદશાહી.** બિજાપુરના સુલતાને ઇ. સ. ૧૬૦૯ માં બરીદશાહીનો નાશ કર્યો ને ઈમાદશાહી પણ ઇ. સ. ૧૫૭૪ સૂધીજ ટકી. બહમની સુલતાનો **શિયા ધર્મ** પાળતા. શાહજહાંએ અહમદનગર ખાલસા કર્યું ને ઔરંગઝેબે બિજાપુર ને ગોવળકોંડા ખાલસા કર્યાં એટલે આ રાજ્યોનો અંત આવ્યો.

**વિજયનગરઃ**—વરંગુલના રાજા પ્રતાપરુદ્રની નોકરીમાં **સંગમ નામના યાદવ કુળના રજપુતના પાંચ પુત્રો** હતા. મુસલમાનો **વરંગુલમાં** દાખલ થયા એટલે તેઓ **દ્વારાસમુદ્રના** હોયસાલ રાજા વીર

બલ્લાલની **નોકરી કરવા** ગયા. તે રાજાને પણ મુસલમાનોએ હરાવ્યો એટલે પાંચમાંથી મોટા **હરિહર** ને **બુક્ક દિલ્હી** ગયા. મહમ્મદ તઘલખના વખતમાં એ બંને **પાછા સ્વદેશ** આવ્યા ને મુસલમાનોને કાઢી મૂકી **આનીગુંદી** પાસે સ્વતંત્રપણે વર્તવા લાગ્યા. ઈ. સ. ૧૩૪૭માં તેમણે **વિજયનગર** વસાવ્યું. તેમના પછીના રાજાઓએ તુંગભદ્રા નીચેનું બધું **દક્ષિણ હિંદ** ખાલસા કર્યું ને બહમની સુલતાનોને આગળ વધતા અટકાવ્યા. ઈ. સ. ૧૫૬૫માં **તાલીકોટા** આગળ રામરાજાને બહમની સુલતાનોએ ભેગા થઈ હરાવ્યો ને માર્યો. તેથી તેના ભાઈ તિરુમલ્લે **પેનુગોદામાં** રહી કારભાર કરવા માંડયો. તેનો એક વંશજ વેંકટરાજ મુસલમાનોથી હારી **ચંદ્રગિરિ** ગયો. પણ ગોવળકોંડાના સરદાર મીરજુમ્લાએ તેના વંશજ શ્રીરંગ રાજાને હરાવ્યો ને એવી રીતે વિજયનગરના રાજ્યનો અંત આવ્યો. આ રાજાઓ ચીન, ઇરાન, બોખારા વગેરેના દૂરના રાજ્યકર્તાઓ સાથે સંબંધ રાખતા. વિજયનગર ઘણું પૈસાદાર શહેર હતું. રાજાઓ કળાના ને વિદ્યાના ઘણા શોખીન હતા. તેમણે નહેરો વગેરે કરાવી લોકોને ઘણી સગવડ કરી આપી હતી.



બિજાપુરનો ગોળગુંબજ




**મેવાડ:**—આ વખતમાં મેવાડનું રજપુત રાજ્ય બહુજ આગળ આવ્યું. ઈ. સ. ૧૪૧૯–૬૯ દરમ્યાન કુંભો રાણો થઈ ગયો. તેણે માળવાના સુલતાનને હરાવી કેદ કર્યો ને ચિતોડમાં તથા આબુ–અચલેશ્વર ઉપર સુંદર

કીર્તિસ્તંભો ને દેવાલયો કરાવ્યાં. તેનો પૌત્ર **સંગ્રામસિંહ** પણ તેના જેવોજ પરાક્રમી થયો. આ વખતે આખા રજપુતસ્તાનની સરદારી મેવાડ અથવા ચિતોડના રાણાને ઘેર હતી.

**દેશની સ્થિતિ**:—આ બધાં નાનાં મોટાં રાજ્યોમાં **વિદ્યાને ને કળાને** સારી રીતે ઉત્તેજન મળતું. જવનપુર, માંડુ, ધાર, અહમદાબાદ, ચિતોડ, ગૌડ, શ્રીનગર, અહમદનગર, બિજાપુર, ગોવળકોંડા, વિજયનગર, વગેરે રાજધાનીઓમાં હજુ પણ જોવા જેવી ઈમારતો આબાદ છે. આ સમયમાં ઘણા હિંદુઓ ઈસ્લામમાં ભળ્યા. તે વખતે પણ આપણા પૂર્વજો દેશાવર સાથે **મોટો વેપાર** ખેડતા. કેટલાએક મુસલમાનોએ દેશની પ્રાચીન સંસ્કૃતિનો અભ્યાસ પણ કર્યો ને લોકોની ભાષામાં કવિતા વગેરે લખ્યાં. આજ વખતમાં **યુરોપિઅનો વેપાર માટે** આપણા દેશમાં આવ્યા ને તેજ વખતમાં કેટલાક મોટા **ધર્મપ્રવર્તકો** થઈ ગયા.

**રામાનુજાચાર્ય**:—તેમનો જન્મ ઇ. સ. ૧૦૮૭માં ત્રિચિનાપલ્લી જીલ્લામાં થયો હતો. તેઓ શંકરાચાર્યના અદ્વૈતવાદથી વિરુદ્ધ હતા. **વિશિષ્ટાદ્વૈત**નો મત તેમણે લોકોને ઉપદેશ્યો ને કહ્યું કે જગત્ મિથ્યા નહિ પણ સત્ય છે. રામાનુજાચાર્યથી ત્રીજી પેઢીએ રામાનંદાચાર્ય થઈ ગયા.

**મધ્વાચાર્ય**:—તેમનો જન્મ કર્ણાટકમાં ઇ. સ. ૧૦૯૯માં થયો હતો. તેમણે **દ્વૈતવાદનો** ઉપદેશ આપ્યો.

**કબીર, ઈ. સ. ૧૩૮૦–૧૪૨૦.** કબીરનો જન્મ એક મુસલમાન વણકરના કુટુંબમાં થયો હતો. તેઓ રામાનંદાચાર્યના મુખ્ય શિષ્ય હતા. તેમણે એમ ઉપદેશ આપ્યો કે "રામ" ને "રહીમ" એકજ છે ને હિંદુઓ ને મુસલમાનોમાં કાંઈ ભેદ નથી. તેઓ જ્ઞાતિભેદ ને મૂર્તિપૂજા વિરુદ્ધ હતા. શુદ્ધ વર્તન રાખવાથીજ ઈશ્વર મળી શકે છે એમ તેઓ કહેતા. તેઓની સાખીઓ હજુ બધા લોકો આનંદથી ગાય છે.

**વલ્લભાચાર્ય**—તેમનો જન્મ ઇ. સ. ૧૪૭૯માં એક તેલંગ બ્રાહ્મણને ત્યાં થયો હતો. તેઓનો સંપ્રદાય **પુષ્ટિમાર્ગ** કહેવાય છે. ઈશ્વર ભક્તિથી મળે છે તેમ તેમનું માનવું હતું. તેઓની ફિલસુફી **શુદ્ધાદ્વૈત** કહેવાય છે.

તેમના અનુયાયીઓ અત્યારે **વૈષ્ણવો** કહેવાય છે ને ગુજરાતમાં તેમની મોટી સંખ્યા છે. મુખ્યત્વે તેઓ વેપારીઓ છે.

**ચૈતન્ય, ૧૪૮૬-૧૫૨૭**—બંગાળામાં (નવદ્વીપ) માયાપુરમાં તેમનો જન્મ થયો હતો. તેઓ ભક્તિથી ઈશ્વર મળે છે તેમ ઉપદેશ આપી ગયા છે. તેઓ ગૌરાંગ પ્રભુના નામથી પણ ઓળખાય છે. તેઓ મોટા વિદ્વાન્ હતા.

**જૈનો**—આ વખતે ગુજરાત, કર્ણાટક, તેલંગણ ને તામિલ દેશોના જૈનોએ સાહિત્ય વગેરેમાં ઘણું સારૂં કામ કર્યું.

**નામદેવ, મીરાંબાઈ, વગેરે**—ભક્તિ માર્ગના મુખ્ય પ્રચારક નામદેવ મહારાષ્ટ્રમાં થઈ ગયાં. મીરાંબાઈનાં પદો હજુ ગુજરાતમાં ગવાય છે.

**માધવાચાર્ય વિદ્યારણ્ય**—આ પંડિત વિજયનગરના રાજ્યમાં મુખ્ય પ્રધાન હતા ને વિજયનગરની સ્થાપના તેમણે કરી હતી.

**નાનક ને સિખ ધર્મ**—આજ વખતમાં સિખ ધર્મની સ્થાપના થઈ. નાનકશાહ સિખ ધર્મનો પહેલો ગુરુ હતો. તે કબીરનો શિષ્ય હતો ને તેનો જન્મ પંજાબમાં નાનકાના મુકામે ઇ. સ. ૧૪૬૯માં થયો હતો. નાનકનો બાપ જાતે ખત્રી હતો. તેણે એમ કહ્યું કે હિંદુ મુસલમાનો બધા સરખા છે; ધર્મને નામે તેમણે લડવું જોઈએ નહિ. તે ઇ. સ. ૧૫૩૮માં ગુજરી ગયો. તેના પછીના એક **રામદાસ** ગુરુએ **અમૃતસર** વસાવ્યું. **અર્જુન** નામના ગુરુએ સિખોની સત્તા વધારી ને તેમનો **આદિગ્રંથ** લખ્યો. જહાંગીરે તેને મારી નંખાવ્યો, કારણકે તેણે ખુશરૂનો પક્ષ લીધો હતો. **ગોવિંદ, હરરાય, તેજ બહાદુર,** એ બધા ગુરુઓએ હવે મુસલમાનો સામે ઉપદેશ આપવા માંડયો. **ગોવિંદસિંહ,** (ઇ. સ. ૧૬૭૫-૧૭૦૮)ને **બંદા,** (ઇ. સ. ૧૭૦૮-૧૬) નામના ગુરુઓએ મોગલો સામે લડાઈઓ કરી. ગોવિંદે સિખોને સિપાઈઓ બનાવ્યા ને "સિંહ" નામ પોતાનાં નામ પાછળ રાખવા હુકમ કર્યો.

સિખ લોકો હિંદુ ધર્મના સિદ્ધાંતોને મુખ્યત્વે માને છે. અત્યારના સિખો દાઢી રાખે છે ને માંસ પણ ખાય છે.

સિખ લોકોની મુખ્ય સંસ્થા **"ખાલસા"** કહેવાતી. તેમાં દરેક સિખ **"મિસલ"** અથવા **મંડળનો** પ્રતિનિધિ બેસી શકતો. **ખાલસાનું** એક

**બુઢાદળ** "નામે સામાન્ય લશ્કર પણ રહેતું. **તેની રાજધાની અમૃતસરમાં** હતી. દરેક સિખ "મિસલ"માં જઈ શકતો. રણજિતસિંહે "ખાલસા"ના બળને તોડી નાંખ્યું. હિંદના લશ્કરમાં અત્યારે ઘણા સિખ સિપાઈઓ છે.

**મહારાષ્ટ્રની ચળવળ**:—સોળમાં સૈકામાં મહારાષ્ટ્રમાં પણ જ્ઞાતિ, રૂઢી, ને વ્હેમ વિરુદ્ધ મોટી ચળવળ ચાલી રહી હતી. મહારાષ્ટ્રના કેટલાક સંતોએ મુસલમાનોના અમલ વિરુદ્ધ પણ ઉપદેશ આપ્યો હતો. આનું પરિણામ આપણે આગળ ઉપર જોઈશું.

**ભક્તિ સંપ્રદાય** પણ આ જમાનામાં નીકળ્યો. શ્રીકૃષ્ણની ભક્તિ કરવાથી પૂર્ણ સુખ મળે છે એમ આ સંપ્રદાયના લોકો માને છે. આ કારણથી શ્રી કૃષ્ણને સંબોધનારાં ઘણાં ભજનો, કીર્તનો, વગેરે આ યુગમાં બહાર પડયાં. આપણાજ પ્રાંતમાં, નરસિંહમેતો ને મીરાંબાઈ, એ આ વિચારને પ્રભાતીઆંમાં ને ગરબીઓમાં ગાઈ ગયાં છે. સત્તરમા, અઢારમા



અમૃતસરનું સુવર્ણમંદિર

ને ઠેઠ ઓગણીસમા સૈકાઓમાં પણ આ વિચાર ચાલુ રહ્યો. **દયારામની** ગરબીઓ આખા ગુજરાતનાં સ્ત્રીપુરુષો હજુ ઘણા ભાવથી ગાય છે.

**પ્રશ્નો**—(૧) ગુજરાત, કાશ્મીર ને માળવાનાં રાજ્યોની આબાદી ક્યા ક્યા સુલતાનોના અમલમાં શ્રેષ્ઠ થઈ શકી હતી? (૨) વિજયનગર અને બહમની સલ્તનતનો ઉદય કેવી રીતે થયો? (૩) તે બંને વચ્ચેની હરીફાઈનું મુખ્ય કારણ જણાવો. (૪) આ જમાનામાં હિંદુ ને મુસલમાનોમાં એકસંપી કરવા કોણે કોણે પ્રયત્ન કર્યા? (૫) સાહિત્યની ઉન્નતિ માટે આ જમાનામાં કેવી પ્રવૃત્તિઓ હતી?

## કબીરની કેટલીક સાખીઓ

માલા ફેરત યુગ ભયા, મિટા ન મનકા ફેર,
કરકા મણકા ડાલ દે, મનકા મણકા ફેર.
જા ઘટ પ્રીત ન પ્રેમ રસ, પુનિ રસના નહીં નામ
સો નર પશુ સંસારમેં, ઉપજ મરે બે કામ.
જોગી જંગમ સેવડા; સંન્યાસી દરવેશ,
બિના પ્રેમ પહુંચે નહીં, દુર્લભ સત ગુરુ દેશ.
તીરથ વ્રત કર જગ મુવા, ઠંડે પાણી ન્હાય,
સત્ત નામ જાને બિના, કાલ જુગન જુગ ખાય.
દિનકો રોજા રાખતે, રાત બધત હૈ ગાય,
યહ તો ખુન વહ બંદગી, કૈસે ખુશી ખુદાય.
**કબીર** સોઈ પીર હૈ, જો જાને પર પીર,
જો પર પીર ન જાન હી, સો કાફિર બેપીર.
હિંદુ મેં દયા નહીં, રહમ તુરકનમેં નાહીં,
કહેં **કબીર** દોનો ગયે, લખ ચોરાસી માંહિં,
મુસલમાન કેં કર્દ હૈં, હિંદુ કે તલવાર,
કહેં **કબીર** દોનું ચલે, મિલકર જમકેં દ્વાર.

# વિભાગ ૫મો
# મોગલાઈ

## પ્રકરણ ૧લું
## સામાન્ય વિચારો

**મોગલો**—મોગલો તાર્તાર્ જાતિના હતા. તેમણે ચિંગિઝખાંની સરદારી નીચે એશિઆ તથા યૂરોપમાં ઘણો ત્રાસ વર્તાવ્યો હતો. આપણા લોકો પહેલાં તો તેમને **ચુગતાઈ કે જગતાઈ તુર્કો** કહેતા પણ અત્યારે બાબર ને તેના વંશજોના અમલને બધા લેખકો મોગલાઈના નામથી ઓળખે છે. આ પાદશાહોએ આપણા **આખા દેશમાં** પોતાની **સત્તા** સ્થાપી અને ઔરંગઝેબ સિવાય તેઓએ અફઘાન સુલતાનોના ધોરણને બદલી નાંખી **હિંદુઓને ત્રાસ** આપ્યો **નહિ**. વળી આપણા **રાજ્યતંત્રમાં** પણ તેમણે અગત્યના **ફેરફાર** કર્યા. તેથી હવેથી આપણો ઇતિહાસ **જુદા યુગમાં** પ્રવેશ કરે છે.

**પ્રશ્નો**—(૧) મોગલો કોણ હતા? (૨) તેમના આવવાથી આપણા ઇતિહાસમાં કેવા ફેરફારો થયા?

## પ્રકરણ ૨જું
## ઇ. સ. ૧૫૨૬નું હિંદ.

**ઇ. સ. ૧૫૨૬નું હિંદ**—જ્યારે બાબરે હિંદમાં આવી પાણીપતના મેદાન ઉપર ઇબ્રાહીમખાં લોદીને હરાવ્યો ત્યારે **બંગાળામાં નસરતશાહ** નામે **સુલતાન** રાજ્ય કરતો હતો. બિહાર, અયોધ્યા ને અલ્લાહાબાદના પ્રાંતોમાં હારેલા **અફઘાન અમીરોનું** જોર હતું. **આગ્રા, દિલ્હી, પંજાબ** ને **અફઘાનીસ્તાન** બાબરના કબજામાં હતાં. **કાશ્મીરમાં** સ્વતંત્ર **મુસલમાની રાજ્ય** હતું. **સિંધ** ને **મુલતાન ઉપર શાહ હુસેન** રાજ્ય કરતો હતો. **ગુજરાતમાં બહાદુરશાહ સુલતાનનું** રાજ્ય હતું. તે કાઠિઆવાડ, માળવા ને ખાનદેશ ઉપર પણ સત્તા ભોગવતો ને રજપુતસ્તાનના રજપુતો પણ તેનાથી ડરતા. **દિવ, દમણ, ને ગોવા મુકામે**

**પોર્ચુગીઝો** અથવા ફિરંગીઓનું બળ હતું. **માળવામાં ખિલજી** વંશના સુલતાનનો અમલ હતો પણ ત્યાં મદિનીરાય જેવા **રજપુતોની ઘણી વગ** હતી. ચિતોડનો **રાણો સંગ્રામસિંહ** રજપુત રાજાઓમાં મુખ્ય ને ઉત્તર હિંદમાં ઘણો બળવાન્ રાજ્યકર્તા ગણાતો. **ખાનદેશમાં ફરૂખી વંશનું** રાજ્ય હતું. દક્ષિણમાં, **અહમદનગર, બિજાપુર,** ને **ગોવળકોંડાનાં** ત્રણ મુસલમાની રાજ્યો ને તુંગભદ્રાની દક્ષિણે **વિજયનગરનું** હિંદુ રાજ્ય, એ ચાર મોટાં રાજ્યો હતાં. વિજયનગરના હિંદુ રાજાઓ પોતાના રાજ્યની ઉત્તરે આવેલા બહમની સુલતાનો સાથે હમેશાં રાયચુર દુવાબ માટે લડાઈ કરતા.

**પ્રશ્ન**:—(૧) ઇ. સ. ૧૫૨૬માં હિંદની પરિસ્થિતિનો ખ્યાલ આપો.

## પ્રકરણ ૩જું

## બાબર, ઇ. સ. ૧૫૨૬–૩૦.

**બાબર, ઇ. સ. ૧૫૨૬**—બાબર તીમૂરની છઠ્ઠી પેઢીએ ને માથી ચિંગિઝખાંની ચૌદમી પેઢીએ થયો. તેનો જન્મ ઇ. સ. ૧૪૮૩માં થયો હતો. જ્યારે તે **ચૌદ વર્ષનો** હતો ત્યારે તેનો બાપ ગુજરી ગયો. કાકાઓ બાળક બાબરના સામા થયા. માંડ માંડ તેને **ફરઘાનાની ગાદી** મળી શકી. બાબરનો વિચાર તીમૂરની રાજધાની **સમરકંદ જીતી** લેવાનો હતો ને તેમાં તે **બે વાર** ફાવ્યો પણ ખરો પણ આખરે તીમૂરના વંશજોના કટ્ટા શત્રુ ઉઝબેગ સુલતાન **શૈબાનીખાંએ** ફરઘાના ને સમરકંદ બંને કબજે કર્યાં ને બાબરને



બાબર

**કાઢી** મૂક્યો. ઇ. સ. ૧૫૦૨. બે વર્ષ પછી બાબરે **કાબુલ** સર કર્યું ને ઇ. સ. ૧૫૧૦માં તેણે **સમરકંદ** પણ પાછું લઈ લીધું. હવે બાબરનું મન હિંદ તરફ વળવા લાગ્યું. ઇ. સ. **૧૫૧૯થી** ઇ. **સ. ૧૫૨૫** સૂધીમાં તે પંજાબ ઉપર **ચાર વાર** ચડી આવ્યો, કારણકે તે એમ માનતો હતો કે પંજાબ પ્રાંત તીમૂરનો જીતાએલો હોઈ તો ખરેખરો પોતાનોજ હતો. ઇ. સ. ૧૫૨૬માં ઇબ્રાહીમખાં સુલતાનના કડક અમલથી કંટાળી પંજાબના બે આગેવાન અમીરોએ બાબરને ફરી હિંદ આવવા સંદેશો મોકલ્યો ને આપણે ઉપર જોયું તેમ તેણે પાણીપતના મેદાન ઉપર માત્ર થોડાજ માણસોના લશ્કર વડે બાહોશ સરદારીથી દુશ્મન ઉપર વિજય મેળવ્યો.

**હિંદમાં મોગલાઈની સ્થાપના**, ઇ. **સ. ૧૫૨૬–૩૦**—બાબરે ઇબ્રાહીમખાંને પાણીપતના મેદાન ઉપર હરાવ્યો ને માર્યો. હુમાયુંએ **દિલ્હી** ને **આગ્રા, ગ્વાલિઅર,** ને **અયોધ્યા** સૂધીનો મુલક લઈ લીધો. આ વખતે ચિતોડનો રાણો **સંગ્રામસિંહ** ઘણો જોરાવર રાજ્યકર્તા હતો. બાબર ને તેની વચ્ચે દિલ્હીની આસપાસના મુલક માટે વાંધો પડયો ને બંને વચ્ચે ફતેપુર સિક્રીની **પાસે કનવા ગામ નજીક** ઇ. સ. **૧૫૨૭**માં **ભયંકર યુદ્ધ** થયું. સંગ્રામસિંહ પાસે ૮૦,૦૦૦ તો ફક્ત ઘોડેસવારોજ હતા. વળી તમામ રજપુત રાજાઓ ને કેટલાક અફઘાનો પણ તેની નીચે નોકરી કરવા આવ્યા હતા. સંગ્રામસિંહ પોતે એક જબરો યોદ્ધો હતો. જુદી જુદી લડાઇઓથી તે એક આંખે કાણો, એક હાથે ઠુંઠો ને એક પગે લુલો થયો હતો ને તેના શરીર ઉપર ૮૦ તો જખમો જોવામાં આવતા. આવા બળવાન્ શત્રુ, ને તે પણ રજપુતો સાથે લડતાં બાબરના લશ્કરની હિંમત ચાલી નહિ. બાબર પણ અકળાયો. પણ હિંમત હારી ન જતાં તેણે કુરાન ને ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી દારૂની બંધી કરી ને કરાવી ને પોતાના સિપાઇઓને શત્રુઓ ઉપર તુટી પડવા હુકમ કર્યો. રજપુતો બહાદુરીથી લડ્યા પણ બાબરની બાહોશ આગેવાની આગળ અને તેના ભયંકર તોપખાના આગળ તેમનું કાંઈ ફાવ્યું નહિ. સંગ્રામસિંહ હારી નાસી ગયો. રજપુતોનું બળ ઓછું થયું. તેના મરણ પછી તેના પુત્રે બાબર સાથે સુલેહ કરી તેને **રણથંભોર**નો કિલ્લો આપ્યો. ઇ. સ. ૧૫૨૮માં બાબરે મોદિનીરાય પાસેથી **ચંદેરી**નો કિલ્લો લીધો ને

હુમાયુંએ ઇ. સ. ૧૫૨૯માં અયોધ્યાના **અફઘાનોને હરાવ્યા.** આવી રીતે હિંદમાં બાબરે મોગલ સત્તા સ્થાપી.

**બાબરનું મરણ, ઈ. સ. ૧૫૩૦**—હુમાયુંને ઇ. સ. ૧૫૩૦માં સખ્ત તાવ આવ્યો ત્યારે બાબર ઘણો ગભરાયો. તે હુમાયુંના પલંગ આસપાસ ફર્યો ને હુમાયું સાજો થાય ને તેનો રોગ પોતાને લાગુ પડે તેવી પ્રાર્થના કરી. નવાઈની વાત તો એ છે કે બાબર તેજ દિવસથી માંદો પડયો ને હુમાયું સાજો થતો ગયો. તે ઇ. સ. ૧૫૩૦માં મરી ગયો.

**બાબરના ગુણદોષ. તેની આત્મકથા**—બાબર સુંદર, કસરતબાજ, મીલનસાર, વિદ્વાન્ ને શોખીન પાદશાહ હતો. તે એટલો બધો મજબુત હતો કે એક દિવસમાં તે ૪૦ ગાઉ સુધી ઘોડા ઉપર બેસી મજલ કરી શકતો ને ગઢના એક બુરજા ઉપરથી બીજા બુરજા ઉપર દરેક બગલમાં અક્કેક માણસને રાખી તે આખી દીવાલ ઉપર ચાલી શકતો. તે કવિ હતો. બાબરને પશુ પંખીઓનો ને કુદરતના દેખાવોનો ઘણો શોખ હતો. તે દારૂ સખ્ત પીતો. તે મોટો સરદાર હતો ને હાથનો પણ એટલોજ ઉદાર હતો. પોતાનાં છોકરાંઓ ઉપર ને કુટુંબીઓ ઉપર તે ઘણી મમતા રાખતો. તે પોતાની **આત્મકથા** લખી ગયો છે. તેમાં નીખાલસપણે ને સુંદર ભાષામાં તેણે પોતાના અનુભવોને જાહેર કરી દીધા છે. આ આત્મકથા તુર્કી ભાષામાં લખાએલી હતી. અકબરે તેનું ફારસીમાં ભાષાંતર કરાવ્યું. બાબરના શબને તેની મરણ વખતની ઇચ્છા મુજબ કાબુલમાં દાટવામાં આવ્યું છે. બાબરને હિંદુસ્તાન ને તેના લોકો વિષે બહુ ઊંચો મત નહોતો.

**પ્રશ્નો:**—(૧) બાબરે હિંદ ઉપર જે સવારીઓ કરી તેનું વર્ણન લખો. (૨) બાબરે ઉત્તર હિંદમાં મોગલાઈની સ્થાપના કેવી રીતે કરી? (૩) બાબરના ગુણદોષ કહો. તેની "આત્મકથા" વિષે તમે શું જાણો છો?

## પ્રકરણ ૪થું

## હુમાયું, ઇ. સ. ૧૫૩૦–૪૦.

**હુમાયું ને તેના ત્રણ ભાઈઓ**—બાબરે જ્યારે હુમાયુંને ગાદીનો વારસ બનાવ્યો ત્યારે પોતાના ભાઈઓ સાથે સારી રીતે વર્તવાનું તેને જણાવ્યું હતું. તે આજ્ઞા મુજબ હુમાયુંએ પોતાથી નાના ભાઈ **કામરાનને**

કંદહાર, **અફઘાનીસ્તાન** ને **પંજાબ**, બીજા ભાઈ **હિંદાલને** દિલ્હીની દક્ષિણે **મેવાત**, ને ત્રીજા ભાઈ **મીરઝા અસ્કરીને** સંભલ અથવા **રોહિલખંડ** આપ્યા. ચારે ભાઈઓ વચ્ચે અણબનાવ હતો તેથી હુમાયું ઘણો નબળો થઈ ગયો, કારણ કે તેના લશ્કરમાં અફઘાનો ને પંજાબીઓ હવે દાખલ થતા અટક્યા.

હુમાયું.

**હુમાયું ને બહાદુરશાહ**—બહાદુરશાહ ઘણો બળવાન રાજ્યકર્તા હતો. તેણે હુમાયુંના દુશ્મનોને આશરો આપ્યો હતો. વળી તેણે ચિતોડ પણ સર કર્યું હતું ને આગ્રા ઉપર એક સવારી પણ મોકલી હતી. ચિતોડની રાણીએ ઇ.સ.૧૫૩૫માં હુમાયુંને ભાઈ માની તેની મદદ માંગી. હુમાયુંએ બહાદુર ઉપર ચડાઈ કરી **મંદુસર આગળ તેને હરાવ્યો.** હુમાયુંએ હવે **માળવા ને ગુજરાત તાબે** કર્યાં. બહાદુરશાહ ખંભાત ભાગી ગયો. પણ હુમાયું ગુજરાતનો કબજો ઝાઝો વખત ભોગવી શક્યો નહિ. જ્યારે તે ઉત્તર હિંદ પાછો ફર્યો ત્યારે ગુજરાતીઓએ મોગલોને ને અસ્કરીને કાઢી મૂક્યા ને બહાદુરને સુલતાન બન્યો. હુમાયુંથી **ગુજરાતની** ને **માળવાની ખબર લઈ શકાઈ** નહિ, કારણ કે તેને આ વખતે શેરખાં જેવા બાહોશ ને બળવાન દુશ્મન સાથે લડવાની જરૂર પડી.

**શેરખાં, ઈ. સ. ૧૪૮૬-૧૫૩૮**—શેરખાં ઇ. સ. ૧૪૮૬માં જન્મ્યો હોય એમ માનવામાં આવે છે. તે સૂર જાતિનો અફઘાન હતો. તેનો દાદો ઇબ્રાહીમ ઘોડાનો સોદાગર હતો ને પંજાબમાં નોકરી કરતો. તેના

પુત્ર હસનને નિઝામ ને ફરીદ નામના બે પુત્રો હતા. તેમાં ફરીદ પાછળથી શેરશાહ તરીકે પ્રખ્યાત થયો. ફરીદની મા અણુમાનીતી હતી તેથી તે નાનપણમાં ઘણો દુઃખી થયો હતો. હસનની નોકરી પહેલાં પંજાબમાં હતી પણ પછી તેના અમલદારની બદલી થતાં તે પણ તેની સાથે ગયો ને બિહારમાં ખવાસપુરની જાગીર મળતાં સહસ્રામમાં રહેવા લાગ્યો. ફરીદને આ વખતમાં તેના બાપ તરફથી બહુ હેરાન થવું પડતું. થોડોક વખત તે જવનપુર ગયો. પછી તેણે પોતાના બાપની જાગીરનો સારો બંદોબસ્ત કર્યો. ઇ. સ. ૧૫૧૯માં તે ઇબ્રાહીમખાં લોદી પાસે પણ જઈ આવ્યો. પછી જવનપુરના સુબા પાસે નોકરી કરતાં તેણે એક વાર સિંહનો શિકાર કર્યો તેથી તેનું નામ શેરખાં પડયું. જ્યારે બાબર પાદશાહ થયો ત્યારે શેરખાં તેની પાસે પણ જઈ આવ્યો. જવનપુરનો સુબો મરી જતાં શેરખાંએ તેના સગીર પુત્રને નામે કેટલોક વખત કારભાર કર્યો. પછી તેણે **ચુનાર**નો કબજો લીધો ને તે ગઢની માલિક બાઈ સાથે લગ્ન કર્યું, ઇ. સ. ૧૫૩૦. ઇ. સ. ૧૫૩૪માં શેરખાંએ **સુરજગઢ આગળ** બંગાળીઓને હરાવ્યા ને તેણે **બંગાળાનો** પણ **કબજો** લીધો, ઇ. સ. ૧૫૩૫–૩૮. તેજ વખતે હિંદુ રાજા હરિકૃષ્ણ પાસેથી તેણે **રોટાસ**નો ગઢ દગાથી લીધો. આ વખતે **હુમાયુંએ ચુનાર**ને ઘેરો ઘાલી તે ગઢ **સર કર્યો** ને પછી ઇ. સ. ૧૫૩૯માં તેણે **બંગાળા** પણ **જીતી** લીધું. શેરખાંએ બંગાળામાંથી પોતાનાં બધાં થાણાંઓ ઉઠાવી લીધાં ને બિહાર ને અયોધ્યા સૂધીનો મુલક પોતાને કબજે કર્યો. ચોમાસું ઉતર્યું ત્યારે હુમાયું બંગાળા બહાર નીકળ્યો પણ શેરખાંએ તેને ઇ. સ. ૧૫૩૯માં **બકસર પાસે** હરાવ્યો. હુમાયુંની બેગમ દુશ્મનના હાથમાં પડી. શેરખાંએ તેને સહીસલામત આગ્રા તરફ રવાના કરી દીધી. હુમાયું પોતે એક ભીસ્તીની મદદથી માંડ માંડ ગંગા નદીમાં ડૂબતાં બચી ગયો. શેરખાં હવે **બંગાળાનો શાહ** બન્યો. હુમાયુંએ આગ્રા જઈ લસ્કર એકઠું કર્યું. પણ ફરી શેરશાહે તેને **કનોજ પાસે હરાવ્યો,** ઇ. સ. ૧૫૪૦. હવે **શેરશાહે** આગ્રા ને દિલ્હી પણ સર કર્યાં ને પોતે **પાદશાહ** થયો.

**રઝળતો હુમાયું**—કામરાન કાબુલ નાઠો, અસ્કરી કંદહાર નાઠો ને હિંદાલ સિંધ ભાગી ગયો. હુમાયુંને ભાઇઓ તરફથી કશી મદદ નહિ મળતાં

તે પણ **સિંધ તરફ** નાઠો. ત્યાંથી તેણે જોધપુરના રાજા માલદેવ પાસે મદદ માંગી પણ તેમાં તે ફાવ્યો નહિ. કંટાળી તે **દક્ષિણ સિંધ** તરફ ગયો. ત્યાં અમરકોટના રાણા પ્રસાદે તેને માન આપી મદદ કરી. ઇ. સ. **૧૫૪૨ના નવ્હેંબરની** ૨૩મી તારીખે હુમાયુંની બેગમ **હમીદાબાનુ બેગમે** અમરકોટ મુકામે **અકબરને જન્મ આપ્યો.** હુમાયું પાસે એ વેળા ભેટ માટે કાંઈ નહોતું; માત્ર થોડીક કસ્તૂરી રહેલી. તે પોતાનાં માણસો વચ્ચે વ્હેંચી આપતાં હુમાયું ભવિષ્યવાણી વદતો હોય એમ બોલ્યો કે જેમ કસ્તૂરીનો વાસ ચોતરફ ફેલાય છે તેમ આ બાળકની કીર્તિ પણ દુનિયામાં ચોમેર ફેલાશે.

હુમાયુંને સિંધમાં મદદ ન મળવાથી તે **ઈરાન ગયો.** ત્યાં શાહ તહમાસ્પે તેનું સારૂં માન કર્યું ને હિંદ જીતવા મદદ આપવા વચન આપ્યું. ૧૪૦૦૦ ઈરાણીઓના લશ્કર સાથે હુમાયુંએ ઇ. સ. ૧૫૪૫માં **કંદહાર** લીધું; પણ શરત પ્રમાણે તે વર્ત્યો નહિ. તે શહેર તેણે પોતાની પાસે રાખ્યું. ત્યાર પછી તેણે **કાબુલ** પણ લીધું ને ઇ. સ. ૧૫૫૬માં **સરહિંદ આગળ સિકંદર સૂરને હરાવી ફરી ગાદી હાથ** કરી. ઇ. સ. ૧૫૫૬માં તે મરી ગયો.

**હુમાયુંના ગુણદોષ**—હુમાયું આળસુ, બંધાણી ને લ્હેરી હતો. તે બહાદુર સિપાઈ હતો પણ તેનામાં સરદારની શક્તિ નહોતી. તેના ભાઈઓ તરફ તે ઘણો ઉદાર રહ્યો તે તેની ભૂલ હતી. પણ તે મોટો વિદ્વાન્ હતો ને ગણિત તથા જ્યોતિષનો તેને ઘણો શોખ હતો. ઉપરાંત, તે એક સારો કારીગર પણ હતો.

**પ્રશ્નો**—(૧) હુમાયુંના મુખ્ય શત્રુઓ કોણ કોણ હતા? તેમની સાથે તે કેવી રીતે લડ્યો? (૨) હુમાયુંને તેના ત્રણ ભાઈઓએ કેવી રીતે ને શા માટે સતાવ્યો? (૩) હુમાયુંના ગુણદોષ લખો. (૪) શેરખાં શેરશાહ કેવી રીતે થઈ શક્યો?

# પ્રકરણ ૫મું

## શેરશાહ સૂર ઇ. સ. ૧૫૪૦-૪૫.

**શેરશાહ, ઇ. સ. ૧૫૪૦-૪૫. ઉત્તર હિંદનો કબજો**—શેરશાહે આગ્રા ને દિલ્હી લીધા પછી **પંજાબ** પણ **કબજે** કર્યો ને ત્યાંથી મોગલોને કાઢી મૂક્યા. પછી તેણે **બંગાળાના વહિવટની વ્યવસ્થા** કરી. ઇ. સ. ૧૫૪૨માં **માળવા** ઉપર સવારી કરી **ત્યાંના રજપુતોને હરાવ્યા**. આ વખતે તેણે **રાયસીં**નો કિલ્લો સ્વાધીન કર્યો પણ એવી શરતે કે કિલ્લાના રજપુતોને તેણે મારવા નહિ. શેરશાહે આ વચન પાળ્યું નહિ ને બધા રજપુતોને કાપી નાંખ્યા. રજપુત સ્ત્રીઓ જોહર કરી બળી મુઈ. ઇ. સ. ૧૫૪૩માં શેરશાહે **મુલતાન** ને **ઉત્તર સિંધ** પણ **ખાલસા** કર્યાં. ઇ. સ. ૧૫૪૪માં તેણે **મારવાડ** ઉપર ચડાઈ કરી. મારવાડમાં આ વખતે **માલદેવ નામે** પ્રતાપી **રાજા** રાજ્ય કરતો હતો ને તેની વગ ચિતોડના સંગ્રામસિંહ જેટલીજ હતી. શેરશાહે આ **રાજાને પણ હરાવ્યો** ને રજપુતોને ખંડિઆ બનાવ્યા. હવે તેણે **કલિંજરના કોટને** ઘેરો ઘાલ્યો. ઘેરો બહુ લાંબો ચાલ્યો. અફઘાનોએ છેવટે ગઢ લીધો ખરો પણ દરમ્યાન એક **અકસ્માત્** થતાં શેરશાહ દાઝયો ને ટૂંક મુદતમ **મરી ગયો,** ઇ. સ. ૧૫૪૫.

**શેરશાહના ગુણદોષ**—શેરશાહ બાહોશ રાજ્યકર્તા થઈ ગયો. તેણે હિંદુઓને સતાવ્યા નહિ. તે મોટો સરદાર હતો. તે જબરો મુત્સદ્દી પણ હતો. તે માયાળુ ને દયાળુ સુલતાન હતો. હિંદુઓને તેણે મોટી સંખ્યામાં પોતાની નોકરીમાં રાખ્યા હતા. તેનો ઈનસાફ અદલ હતો. શેરશાહનું જીવન ઘણુંજ નિયમિત ને ઉદ્યમી હતું. તેની ચાલચલગણ પણ ઘણી સારી હતી. કારભારની ઝીણામાં ઝીણી બાબત પણ તે તપાસતો.

**તેની રાજ્યવ્યવસ્થા**—શેરશાહે આખા રાજ્યના નાના નાના ભાગો કે **સિરકારો** કરી નાંખ્યા ને દરેક સિરકાર ઉપર તેણે **શિકદાર** નામના અમલદારને નીમ્યો. આ અમલદાર મ્હેસુલી બાબત ઉપર નજર રાખતો. શેરશાહે જાગીરોની પદ્ધતિ કાઢી નાંખી. દરેક સિરકારનાં **પરગણાંઓ** ઉપર પણ

નોખા અમલદારો તેણે નીમ્યા. શેરશાહે અલાઉદ્દીને કરેલા **લશ્કરી સુધારાઓ** તાજા કર્યા. તે બધી **નીમણુંકો જાતેજ કરતો.** તેણે **જમીનની માપણી** કરાવી, ને **ખેડુતોએ** આપવાનો **હિસ્સો** પણ **નક્કી** કર્યો. શેરશાહે આ બાબતમાં બહુ ચોક્કસ લક્ષ આપ્યું. તેણે **નવા સિક્કા** કાઢી તે વખતના **ચલણને** સુધાર્યું ને નકામા કરી **કાઢી** નાંખી **વેપારને** પણ **ઉત્તેજન** આપ્યું. વળી શેરશાહે **રસ્તાઓ, સરાઈઓ** ને ડાકને માટે સવડો કરાવી લોકોને સુખી કર્યા. રસ્તાઓ ઉપર તેણે મજબુત **કિલ્લાઓ** બાંધ્યા. **સહસ્રામમાં** તેણે પોતાને માટે બંધાવેલો **રોજો** ઘણો આકર્ષક છે.

**પ્રશ્નો**—(૧) શેરશાહે પોતાની સત્તા કેવી રીતે સ્થાપી? (૨) શેરશાહના વખતના હિંદુસ્તાનનો નકશો કાઢો. (૩) શેરશાહે કરેલી રાજ્યવ્યવસ્થાનો ખ્યાલ આપો.

## પ્રકરણ ૬ઠ્ઠું

## સૂરવંશના સુલતાનો.

**સુલતાન સલીમશાહ, ઇ. સ. ૧૫૪૫-૫૩**—શેરશાહને બે પુત્રો હતા, આદિલ ને જલાલ. તેમાં આદિલ નાસી ગયો તેથી જલાલ સલીમશાહ નામ ધારણ કરી ગાદીએ આવ્યો. તેણે શેરશાહના મુખ્ય **અમીરોને** ઘણા **નારાજ** કર્યા અને **શેખ અલાઈ** નામના ઇસ્લામી **સુધારકને મારી નંખાવ્યો.** તે એકંદર બાહોશ સુલતાન હતો. સલીમશાહ ઇ. સ. ૧૫૫૩માં મરી ગયો. તેના પછી તેનો પુત્ર **ફિરોઝશાહ** ગાદીએ આવ્યો. પણ તે નાનો હતો તેથી શેરશાહના ભત્રીજા ને તેના મામા મુબારિઝે તેને મારી નાંખ્યો. આદિલશાહના નામથી તે ગાદીએ આવ્યો.

**આદિલશાહ, ઇ. સ ૧૫૫૩-૬૦**—આદિલ ઘણો ઉડાઉ અને લંપટ હતો તેથી રાજ્યમાં ઠેકઠેકાણે બંડો થયાં. પણ હેમુ નામના એક બાહોશ વઝીરના હાથમાં સત્તા આવવાથી આદિલ થોડા વખત માટે તો ગાદી ઉપર ટકી શકયો. **હેમુ** નાતનો વાણીઓ હતો ને પહેલાં બકાલું કરતો. ધીમે ધીમે તે આગળ વધ્યો ને આદિલનો વઝીર બન્યો. તે ઘણો

લાયક વઝીર નીવડયો. પહેલાં તેણે પાદશાહના બનેવીને પાદશાહ તરીકે **જાહેર થએલા ઈબ્રાહીમ સૂર**ને આગ્રામાંથી ઓરિસ્સા ભગાડી મૂકયો, ઇ. સ. ૧૫૫૪. આદિલનો એક સાળો અહમદખાં પંજાબમાં **સિકંદર સૂર** નામ ધારણ કરી પાદશાહ થયો. હુમાયુંએ આ સિકંદરને ઇ. સ. ૧૫૫૫માં **સરહિંદ પાસે** હરાવ્યો ને આગ્રામાં ફરીથી મોગલાઈ જાહેર કરી. સિકંદર સૂર સિવાલિકના ડુંગરોમાં નાસી ગયો ને પાછળથી તેણે અકબર પાસેથી બિહારમાં જાગીર મેળવી. આદિલશાહ બંગાળામાં લડતાં માર્યો ગયો. તેનો પુત્ર શેરશાહ પણ મોગલો પાસે હારી ગયો. આવી રીતે સૂર વંશનો અંત આવ્યો.

**હુમાયુંનું મરણ, ઇ. સ. ૧૫૫૬**—હુમાયું ફરી પાદશાહ થયો પણ એક વાર સાંજરે તે પોતાના કિતાબખાનામાંથી નીચે જતો હતો ત્યારે બાંગનો વખત થતાં તે ઉભો રહ્યો. દરમ્યાન હાથમાં પકડેલી લાકડી આરસ ઉપરથી લપસતાં પાદશાહ પોતે પણ નીચે પડી ગયો ને થોડા દિવસ પછી મરણ પામ્યો, ઇ. સ. ૧૫૫૬.

**પાણીપતની લડાઈ ને અકબરની જીત, ઇ. સ. ૧૫૫૬**—હુમાયું જ્યારે મરણ પામ્યો ત્યારે અકબર પંજાબમાં હતો. આદિલશાહના વઝીર **હેમુએ** પોતાના શત્રુઓને હરાવવા માટે મોટું લશ્કર લઈ **આગ્રા કબજે કર્યું** અને પછી હુમાયુંના સરદાર તારદીબેગ પાસેથી **દિલ્હી પણ સર કર્યું. પછી** તે અકબરને હરાવવા **પાણીપતના મેદાન ઉપર આવ્યો.** અકબરની ઉમર એ વખતે માત્ર ૧૩ વર્ષની હતી ને કારભાર તેનો વાલી બ્હેરામખાં ચલાવતો હતો. બંને લશ્કરો બહાદુરીથી લડયાં. પણ હેમુની આંખમાં તીર વાગતાં તે પોતાના "હવાઈ" નામના હાથી ઉપરથી બેભાન થઈ પડી ગયો તેથી તેનું લશ્કર પણ વીખરાઈ ગયું ને અકબરને વિજય મળ્યો. હેમુ પકડાઈ ગયો ને બહેરામખાંએ તેને મારી નાંખ્યો.

**પ્રશ્નો**:—(૧) શેરશાહના વંશજોનો ટૂંકો ઇતિહાસ આપો. (૨) હુમાયું હિંદુસ્તાનની ગાદી પાછી કેવી રીતે મેળવી શકયો ?

# સૂરવંશના પાદશાહો.


ઇબ્રાહીમ
હસન
ધાઝીખાં
(૬) ઇબ્રાહીમ સૂર, ૧૫૫૪-૫૫.
(૧) ફરીદ કે શેરશાહ, ૧૫૪૦-૪૫.
નિઝામ
આદિલખાં
(૨) સલીમશાહ, ૧૫૪૫-૫૩
(૩) ફિરોઝશાહ, ૧૫૫૩, ત્રણ દિવસ.
બીબીબાઇ.
(૪) મુબારિઝખાં (મહમ્મદ આદિલશાહ) ૧૫૫૩-૬૦.
શેરશાહ
પુત્રી=અહમદશાહ, સિકંદર સૂર. (૫), ૧૫૫૪-૫૫.
પુત્રી=ઇબ્રાહીમ સૂર. (૬)

## પ્રકરણ ૭મું

## (૧) રજપુતો ને મોગલાઈની એકસંપી. અકબર પાદશાહ, ઇ. સ. ૧૫૫૬–૧૬૦૫.

**અકબર**—અકબરનો જન્મ ઇ. સ. ૧૫૪૨ના નવ્હેંબરમાં થયો હતો ને પાદશાહ તરીકે તેનો અભિષેક કલાનૌર નામે પંજાબના એક ગામમાં થયો હતો. તે નાનો હોવાથી ચાર વર્ષ સૂધી બહેરામખાંએ રાજ્યનો કારભાર ચલાવ્યો.



અકબર

**બહેરામખાંનો કારભાર, ઇ. સ. ૧૫૫૬–૬૦.** બહેરામખાં મૂળ ઇરાનનો ને **શિયાપંથી** હતો તેથી ઘણા દરબારીઓ તેની સામા થયા. તેણે દિલ્હીના સરદાર તારદીબેગને હેમુને તે શહેર સ્વાધીન કરવા માટે ફાંસી આપી તથા બીજા સરદારો તરફ તે યોગ્ય વર્તન રાખતો નહિ. આ કારણોથી અકબરની મા વગેરે તેની વિરૂદ્ધ થયાં ને ઇ. સ. ૧૫૬૦માં તેના કારભારનો અંત આવ્યો. અકબરે માની ને દૂધમાની શીખવણીથી પોતાનાંજ ફરમાનો માનવાનો ઢંઢેરો આગ્રાથી બહાર પાડયો. બહેરામે આગ્રા જતાં રસ્તામાં બંડ કર્યું. પણ તે હારી ગયો ને મક્કા જવા કબુલ થયો. રસ્તામાં પાટણમાં એક મુસલમાને આગળનું વેર વાળવા તેનું ખુન કર્યું. તેના વખતમાં મોગલોએ **ગ્વાલીઅર** ને **જવનપુર** લીધાં, ઇ. સ. ૧૫૫૮–૬૦.

**બીબીઓનો કારભાર, ઇ. સ. ૧૫૬૦–૬૪**—રાજ્યનો કારભાર હવે અકબરની મા, દૂધમા, ને તેમના પક્ષકારોના હાથમાં આવ્યો. પણ તેઓ

અવિચારી હતાં. તેમણે માળવા, વગેરેમાં લાંચ રૂશવત લઈને પાદશાહના માનીતાં માણુસોને કનેડગત કરી અકબરને ઘણો કંટાળો આપ્યો. તેથી અકબરે દૂધભાઈ આધમખાંને ગુન્હા માટે મારી નંખાવ્યો. દૂધમા માહમ અનગા મરી ગઈ. એટલે હમીદાએ બધું તંત્ર અકબરના હાથમાં સોંપી દીધું.

બીબીઓના કારભાર દરમ્યાન આધમખાં ને પીર મહમ્મદ ' મના સરદારોએ બાઝ બહાદુર પાસેથી **માળવા** કબજે કર્યો, ઇ. સ. ૧૫૬૧–૬૨. **ચુનાર ને મેરથાના** કિલ્લાઓ પણ આ વખતે મોગલોને હાથ આવ્યા. ઇ. સ. ૧૫૬૨માં અકબરે અંબેરના રાજા **બિહારીમલ્લની પુત્રી સાથે લગ્ન** કર્યું ને તેના પિત્રાઈ માનસિંહને રાજ્યમાં મોટી પાયરી આપી. ઇ. સ. ૧૫૬૩માં **જાત્રાળુ ઉપરના બધા કરો** ને ૧૫૬૪માં **જઝીયા વેરો** પણ **કાઢી નાંખવામાં આવ્યા.** ઇ. સ. ૧૫૬૪માં **પન્નાનું** રાજ્ય શરણ થયું. આસફખાંએ **ગોંદવનના** રાજ્ય ઉપર ચડાઈ કરી. **રાણી દુર્ગાવતી** બહાદુરીથી લડતાં મરી ગઈ. **વીર નારાયણ** રાજા પણ મરાયો. ગોંદવનમાંથી મોગલો અખુટ ધન ખેંચી ગયા.

**મેવાડ ને ચિતોડગઢ**—અંબેરના રાજાએ અકબરને પોતાની કુંવરી લગ્નમાં આપી પણ ચિતોડના રાણા ઉદયસિંહે તેવો વ્યવહાર કરવા ના પાડી. વળી તેણે અકબરોના શત્રુઓને આશરો આપ્યો હતો. તેથી પાદશાહે ઇ. સ. **૧૫૬૭માં ચિતોડ ઉપર** મોટી **ચડાઈ** કરી. ઉદયસિંહ રાણો અરવલ્લીના ડુંગરોમાં નાસી ગયો, ને ત્યાં તેણે ઉદેપુર વસાવ્યું. ચિતોડના ગઢનું રક્ષણ જયમલ્લ કરતો હતો. એક વાર અકબરે તેને દિવાલ ઉપર ગોળીથી ઠાર કર્યો. બીજે દિવસે ૩૦,૦૦૦ રજપુતો કેસરીઆં કરી લડવા બહાર પડ્યા ને બધા લડતાં લડતાં મરી ગયા. તેમની સ્ત્રીઓ જોહર કરી બળી મુઈ, ઇ. સ. ૧૫૬૮. ચિતોડગઢ હવે દુશ્મનોના હાથમાં ગયો. પણ જ્યારે ઉદયસિંહ રાણો ઇ. સ. ૧૫૭૨માં મરી ગયો ત્યારે તેનો પુત્ર પ્રતાપ ગાદીએ આવ્યો ને તેણે બાપીકું વૈર ચાલુ રાખ્યું. તેનો એક ભાઇ અકબર સાથે ભળી ગયો. બીજા રજપુત રાજાઓ પણ મોગલો સાથે રહી લડતા હતા. તેની પોતાની પાસે પૈસો, માણસ, જમીન, કાંઇ બહુ નહોતાં છતાં એકલે હાથે તેણે મોગલો સામે લડ્યાં કર્યું ને એવી પ્રતિજ્ઞા કરી કે

જ્યાં સુધી ચિતોડ પાછું ન મળે ત્યાં સુધી દાઢી મુંડાવવી નહિ, સોનારૂપાના થાળમાં જમવું નહિ ને સુંવાળી પથારી પર સૂવું નહિ. ઇ. સ. ૧૫૭૬માં **હલદીઘાટ પાસે** ભયંકર લડાઇ થઈ. પ્રતાપ જંગલમાં ભાગી ગયો. આખો **મેવાડ અકબરના હાથમાં** ગયો. પણ રાણો ડગ્યો નહિ. તે ઇ. સ.૧૫૯૭માં મરી ગયો. તેના પુત્ર અમરસિંહે જહાંગીર સાથે સુલેહ કરી. અકબરે પણ દુશ્મનોની બહાદુરીની તારીફ કરી. જયમલ ને પત્તાની મૂર્તિઓને તેણે આરસના હાથી ઉપર બેસારી આગ્રામાં દરબારગઢના ઝરૂખા નીચે રખાવી. શાહજહાંએ એ મૂર્તિઓને દિલ્હી મોકલાવી દીધી. ઝનુની ઔરંગઝેબે તેમને તોડી નંખાવી.

**મોગલ સામ્રાજ્યનો વિકાસઃ**—હવે અકબરે **રજપુતસ્તાનનાં** બધાં રાજ્યોને પોતાનાં ખંડિઆં બનાવ્યાં ને બિકાનેર, જોધપુર, વિગેરે સંસ્થાનોના રાજાઓએ તેને પોતાની પુત્રીઓ પણ પરણાવી. **રણથંભોર** ને **કલંજર**ના કિલ્લાઓ ઇ. સ. ૧૫૬૯માં તેના હાથમાં આવ્યા. અકબરના કુટુંબીઓ મિરઝાજાદાઓ તોફાને ચડ્યા. અકબરે તેમને દાબી દીધા. **ગુજરાત**માં સુલતાન મુઝફ્ફરનું રાજ્ય હતું. તે નબળો હતો ને ઇતિમાદખાં, શેરખાં, તથા અકબરના પિત્રાઈ મીરઝાજાદાઓ ત્યાં મોટા પ્રાંતોના ધણી થઈ પડયા હતા. તેમની વચ્ચે ઘણી ખટપટો ચાલતી હતી તેથી ઇતિમાદખાં નામના મુખ્ય અમીરે અકબરને બોલાવ્યો. ઇ. સ. **૧૫૭૨**માં અકબરે ખુદ જઈ આખો ગુજરાત દેશ કબજે કર્યો. ગુજરાતમાં વારંવાર બંડો થયાં કરતાં તેથી ઇ. સ. ૧૫૭૩માં નવ દિવસમાં આગ્રાથી અમદાવાદ જેટલી મુસાફરી કરી પાદશાહે બંડખોરોને ફરી હરાવ્યા. ઇ. સ. ૧૫૯૨ સુધી આ બંડો કાયમ રહ્યાં. છેવટે કાઠિઆવાડમાં ધ્રોળ પાસે કેદી સુલતાન મુઝફ્ફરે આપઘાત કર્યો એટલે ગુજરાત પૂરેપૂરૂં મોગલોનું થયું.

**બિહારમાં ને બંગાળામાં દાઉદખાં** પઠાણ રાજ્ય કરતો હતો. ઇ. સ. ૧૫૭૪માં અકબરે ને ઇ. સ. ૧૫૭૬માં ટોડરમલ્લે તેને હરાવ્યો. દાઉદ લડતાં લડતાં **માર્યો** ગયો. બંગાળામાં બંડો તો ઠેઠ અકબરના મરણ સુધી થયાં કર્યાં. પણ એકંદર તે દેશ પણ મોગલ પ્રાંત બન્યો.

ઇ. સ. **૧૫૮૧**માં અકબરના **ઓરમાન** ભાઈ **મિરઝા મહમ્મદે પંજાબ ઉપર ચડાઈ કરી.** આ વખતે અકબરના નવા ધોરણથી ચીડવાઈ જઈ **કેટલાક અમીરો** પણ શત્રુ સાથે **ભળ્યા. બંગાળામાં** પણ તેજ વખતે **બળવો** થયો. અકબરે હકીમ સામે જઈ તેને ઠેઠ કાબુલની પેલી પાર હઠાડી મૂક્યો ને રાજદ્રોહી બંગાળીઓને પણ દાબી દીધા.

ઇ. સ. **૧૫૮૩**માં અકબરે **કાશ્મીર** દેશ તાબે કર્યો. આજ વખતે વાયવ્ય સરહદ ઉપર **યુસુફ્ઝી** ને **રોશની** પંથના લોકોએ તોફાનો કર્યાં તેથી અકબરે ઝૈનખાં ને બીરબલને તેમની **સામે** મોકલ્યા. પણ ઝૈનખાં હારી ગયો ને **બીરબલ્લ માર્યો** ગયો. રાજા ટોડરમલ્લ તથા માનસિંગે આ લોકોના સરદાર જલાલને હરાવ્યો પણ તે લોકો ઠેઠ સુધી પાદશાહને શરણ થયા નહિ.

ઇ. **સ ૧૫૯૧**માં અબ્દુર્રહીમે ઠઠ્ઠાના મિરઝા જાની પાસેથી **સિંધ** લીધું. ઇ. સ. ૧૫૯૨માં માનસિંહ રાજાએ **ઓરિસ્સા**માં અફઘાનોને હરાવ્યા ને તે પ્રાંત પણ પાદશાહને સ્વાધીન થયો. ઇ. સ. ૧૫૯૫માં **બલુચીસ્તાન** પણ કબજે કરવામાં આવ્યું અને એક ઈરાની અમલદાર પાસેથી **કંદહાર** વગર યુદ્ધે મોગલ રાજ્યમાં આવ્યું.

હવે અકબરે દક્ષિણ હિંદ ઉપર પોતાની નજર ફેરવી. **અહમદનગર**માં બુર્હાન-ઉલ-મુલ્ક રાજ્ય કરતો હતો તે મરી ગયો. તેની ગાદી બહાદુરના હાથમાં ગઈ. અકબરના પુત્ર મુરાદે તેના ઉપર ચડાઈ કરી. બહાદુર બરાડ પ્રાંત આપવા કબુલ થયો, ઇ. સ. ૧૫૯૩. આ વખતે સુલતાનની ફોઈ **ચાંદબીબી** પ્રસિદ્ધિમાં આવી. સુલેહનો ભંગ થયો એટલે લડાઈ પાછી શરૂ થઈ. તેમાં ચાંદબીબીએ અહમદનગરનું બહાદુરીથી રક્ષણ કર્યું પણ તેના દુશ્મનોએ તેનું ખુન કર્યું તેથી દાનીઆલે ઇ. સ. **૧૬૦૦**માં અહમદનગર જીતી લીધું. આ વખતે અકબર પણ દક્ષિણમાં હાજર હતો.

**ખાનદેશની** ગાદી ઉપર ઇ. સ. ૧૫૯૭માં મીરાં બહાદુર નામનો સુલતાન હતો. અકબરે તેના ઉપર ચડાઈ કરી તેનો **અસીરગઢ**નો મજબુત કિલ્લો ઇ. સ. ૧૬૦૧માં લઈ લીધો. ખાનદેશ હવે મોગલ પ્રાંત બન્યો.

**સલીમનું બંડ, ઇ. સ. ૧૬૦૧**—અકબરને ત્રણ પુત્રો હતા (૧) સલીમ (૨) મુરાદ (૩) દાનીઆલ. તેમાં **સલીમ** દારૂડીઓ અને લંપટ

કર્યો પણ તે માન્ય નહિ કરતાં સલીમે બળવો કર્યો ને ઇ. સ. ૧૬૦૦માં અયોધ્યા તથા અલ્લાહાબાદના પ્રાંતો સર કરી ત્યાં પોતાને નામે અમલ કરવાનું શરૂ કર્યું. અકબર તુરતજ ઉત્તર તરફ રવાના થયો. તેણે પોતાના મિત્ર અબૂલફ્ઝલને પણ દક્ષિણમાંથી બોલાવ્યો. રસ્તામાં એક વીરસિંહદેવ નામના બુંદેલ રાજાએ સલીમની શીખામણથી તેનું ખુન કર્યું. અકબર સલીમથી ઘણો નારાજ થયો પણ છેવટે તેની મા વગેરેના વચમાં વચમાં આવવાથી બાપદીકરા વચ્ચે સમાધાની થઈ, ઇ. સ. ૧૬૦૪.

**અકબરનું મરણ, ઇ. સ. ૧૬૦૫**—અકબરને પુત્રોનું સુખ નહોતું. મુરાદ ઇ. સ. ૧૫૯૯માં મરી ગયો. દાનીઆલ પણ ઇ. સ. ૧૬૦૪માં મરી ગયો. માનસિંહ રાજાએ ને બીજાઓએ સલીમના પુત્ર ખુશરૂને ગાદીનો વારસ બનાવવા વિચાર રાખ્યો હતો પણ અકબરે સલીમને કયારનો વારસ જાહેર કર્યો હતો ને મરણ પથારી ઉપર પણ તેનેજ ગાદી આપી. પાદશાહ ઇ. સ. ૧૬૦૫માં ટૂંકી બીમારી ભોગવી મરી ગયો.

## પ્રકરણ ૮મું
## અકબરનો અમલ

**અકબરના ગુણદોષ**—અકબર શરીરે ઘણો મજબુત બાંધાનો હતો. તે મસ્તમાં મસ્ત હાથીને પણ બહુજ સ્હેલાઇથી કબજામાં લાવી શકતો. ઘણીવાર તે ક્રૂર થઈ જતો પણ મોટી ઉમરે તેનો સ્વભાવ ઘણો દયાળુ થઈ ગયો હતો. તે એક મોટો પાદશાહ હતો ને તેવા દમદમાટથી રહેતો. અકબર હમેશાં નિયમિત રહેતો ને તેનો ખોરાક ઘણો સાદો હતો. તે ઘણી ઓછી ઉંઘ કરતો. તેનું ચરિત્ર બહુ ઊંચું નહોતું પણ પાછળથી તે બાબતમાં પણ તે સુધરી ગયો હતો. તેને વાંચવા લખવાનો કંટાળો આવતો પણ તે તદ્દન અભણ નહોતો. તેની યાદદાસ્ત ઘણી તીવ્ર હતી તેથી તે બધી બાબતો લક્ષમાં રાખી શકતો. વિદ્વાનોના હમેશના સહવાસથી તે પણ વિદ્વાન્ થઈ ગયો હતો ને તેની બોલીમાં કે વાતચીતમાં કદિ પણ એમ જણાઈ આવતું નહિ કે પાદશાહ ઓછો ભણેલો હશે. તે બહાદુર ને બાહોશ સરદાર હતો. કળા ને સાહિત્યનો તે ઘણો શોખીન હતો. એ બાબતમાં

હિંદુઓ તેને રાજા વિક્રમ ને ભોજ સાથે સરખાવે છે. તે મોટો મુત્સદ્દી હતો. માણુસની પરીક્ષા પણુ તે ઘણીજ સારી રીતે કરી શકતો. તે મિત્રોને કદિ ભૂલી જતો નહિ. લુચ્ચાઓને તે હમેશાં સખ્ત શિક્ષા કરતો. જો અકબરના વખતના યૂરોપ ને એશિઆના રાજ્યકર્તાઓ સાથે તેનો મુકાબલો કરવામાં આવે તો તે પહેલીજ જગ્યા લેશે. અત્યારે પણુ તે દુનિયાના મહાન્ રાજવીઓમાં પહેલું સ્થાન લે છે. તે અખુટ ધન, વફાદાર પ્રજા, ને મોટું સામ્રાજ્ય પોતાની પાછળ મૂકતો ગયો.

**હિંદુઓ તરફ અકબરનું વલણ**—અફઘાન સુલતાનો રજપુતો તરફ ને હિંદુઓ તરફ ઘણોજ તિરસ્કાર રાખતા ને રજપુતો સાથે તેમણે ત્રણસો વર્ષો સૂધી લડાઈઓ કર્યાં કરી. તેમાં તેઓ ફાવ્યા નહિ. જ્યારે અકબર હિંદનો પાદશાહ થયો ત્યારે તેના દરબારીઓનાં મન હિંદ ઉપર બરોબર લાગ્યાં નહોતાં. પઠાણો તો મોગલોના હડહડતા દુશ્મનોજ હતા. તેથી અકબરે રજપુત રાજાઓને ને હિંદુઓને પોતાના પક્ષમાં લીધા ને તેમની મદદથી તેણે મુસલમાની રાજ્યોને જીતી પોતાનું બળ વધાર્યું. અકબરે રજપુત રાજાઓને તેમનાં રાજ્યો પાછાં આપ્યાં, તેમને રાજ્યમાં મોટા મોટા હોદ્દાઓ આપ્યા, તેમની કુંવરીઓને પોતાના ને પોતાના શાહઝાદાઓના ઝનાનામાં લીધી, હિંદુઓ ઉપરના વેરાઓ ને ખાસ કરીને ઝઝીયાવેરાના બોજાઓ કાઢી નાંખ્યા, મહાભારત, અથર્વવેદ, વગેરે સંસ્કૃત ગ્રંથોનો ફારસીમાં અનુવાદ કરાવ્યો ને એવી રીતે હિંદુઓને મોગલાઈના ભભકાથી આંજી દીધા. આ વલણુ માટે અકબર પોતેજ જવાબદાર છે; તે વલણુ તેણે નાનપણુથીજ લીધું હતું.

**અકબરનો ધર્મ**—અકબર ધર્માંધ નહોતો. નાનપણુથીજ તેને ઉદાર શિક્ષણુ મળ્યું હતું. તેના વખતમાં ઇસ્લામને સુધારવા માટે ઘણા પ્રયત્નો થઈ રહ્યા હતા. અકબરને પણુ તે પ્રયત્નો ખ્યાલમાં હતા. વળી ઇસ્લામી રાજ્યોના પૂર્વ ઇતિહાસમાં પણુ એવા પ્રયત્નો થયા હતા તે અકબરને ખબર હતી. તેના ઝનાનામાં રજપુત સ્ત્રીઓ હતી. તેના પરમ મિત્રો પણુ હિંદુઓ હતા. ગોવાથી તે કેટલાક ખ્રિસ્તિ પાદરીઓના પરિચયમાં આવ્યો. કેટલાક જૈન સાધુઓ પણુ તેના દરબારમાં

ગયા. નવસારીથી એક પારસી મોબેદ પણ અકબર પાસે ગયો. અકબરે પોતાના શાહઝાદાઓને શિક્ષણ આપવા ખ્રિસ્તી પાદરીઓને રોક્યા હતા. પાદશાહને ધર્મની ચર્ચા કરવાનું બહુ ગમતું. તેથી ફત્તેહપુર સિક્રીમાં તેણે ઈબાદતખાનું તૈયાર કરાવ્યું ને ત્યાં પહેલાં ઈસ્લામીઓ ને પછી બધા ધર્મના આગેવાનો હાજર રહેવા લાગ્યા. અકબરે જૈનોના, પારસીઓના ને હિંદુઓના ઘણા આચારો પણ સ્વીકાર્યા. પછી જ્યારે તે રાજ્યમાં તદ્દન નિર્ભય બન્યો ત્યારે તેણે સર્વ ધર્મોના સારરૂપ એક **દિને ઈલાહી** નામનો સંપ્રદાય કાઢ્યો. હવે અકબરનો મત બધી ધાર્મિક તકરારોમાં બંધનકર્તા થયો ને તે રાજ્યમાં મુખ્ય ધર્માધ્યક્ષ બન્યો. આ પંથનાં માણસો ઈશ્વરને માનતાં પણ તેઓ ઈસ્લામની જુની માન્યતાઓને માનતાં નહિ ને ખલીફા અથવા પાદશાહ માટે તેઓ પોતાનું સર્વસ્વ કુરબાન કરવા તૈયાર રહેતા. અકબરના મરણ પછી તેનો પંથ પણ નાબુદ થયો.

**અકબરની રાજ્યવ્યવસ્થા**—અકબરે રાજ્યતંત્ર નવા પાયા ઉપર ગોઠવ્યું. કારભારમાં સલાહ આપનાર ને પાદશાહથી ઉતરતે દરજ્જે **વકીલ** નામનો અમલદાર હતો. **વઝીર**ના હાથમાં હિસાબી કામકાજ રહેતું. **બક્ષી** બધાને પગારો આપતો. ધરમાદાની મીલકત ને ન્યાયનું કામ **સદર**ના હાથમાં રહેતાં. પાદશાહ હમેશાં **દરબાર** ભરતો ને સવારે લોકોને ઝરૂખામાં **દર્શન** આપતો. આ દરબાર **દિવાનેખાસ** કહેવાતો. તે સિવાય **ઝનાના** માટે ને **બીજાં ખાતાં**ઓ માટે જુદા જુદા અમલદારો રહેતા. અકબરે રાજ્યને પ્રાંતોમાં વ્હેંચી નાંખ્યું હતું. એ પ્રાંતોનાં નામ આ પ્રમાણે છે. બંગાળા; બિહાર; અયોધ્યા; અલ્લાહાબાદ; આગ્રા; દિલ્હી; લાહોર; મુલતાન; કાબુલ; ગુજરાત; અજમેર; માળવા; બરાડ; ખાનદેશ ને અહમદનગર. દરેક પ્રાંતનો મુખ્ય અમલદાર **સુબેદાર** કહેવાતો. પ્રાંત પછીનો વિભાગ **સરકાર** કહેવાતો ને તે ઉપર **ફોજદાર** રહેતો. સરકારના વિભાગ **પરગણા** ઉપર **ચોધરી** રહેતો. મોટાં શહેરો **કોટવાળો** નીચે આવતાં. ગામડાંઓમાં **મુખી**ઓ કામકાજ કરતા. ન્યાય **કાજી**ઓ કરતા. તે સિવાય અકબરે અમુક પગાર ને માન સહિત દરબારીઓના **મનસબદારો**માં વિભાગો પાડ્યા હતા. દરેક મનસબદાર પાદશાહને પોતાના કરાર પ્રમાણે લશ્કર પૂરૂં

પાડતો. આ લોકોને પાદશાહ મરજી પ્રમાણે મોટા મોટા **ખિતાબો** પણ આપતો. **લશ્કરમાં તોપખાના** માટે **પરદેશી**ઓની મદદ લેવામાં આવતી. ખંડિઆ રાજાઓ પણ આ લશ્કરમાં પોતાનાં લશ્કરો લાવતા. **પાદશાહ**નું પણ **ખાસ લશ્કર** હતું. દરેક મનસબદાર પોતાના લશ્કર માટે જવાબદારી ધરાવતો.

અકબરે **જમીનની માપણી** કરાવી ને ખેડુતોને રાજ્યને આપવાના દરો નક્કી કર્યા. આ વ્યવસ્થામાં ખત્રી અમલદાર **ટોડરમલ્લે** પાદશાહને ઘણી મદદ કરી. જમીનના કસ પ્રમાણે ખેડુત મ્હેસુલ પોતાની મરજી મુજબ રોકડમાં કે માલમાં આપી શકતો. જમીન ઉપરના બીજા બોજાઓ માફ થયા ને પાકનો ત્રાજો ભાગ ખેડુતે સરકારને આપવો એમ નક્કી કરવામાં આવ્યું.

અકબરે **બીજા** ઘણા **સુધારા**ઓ કર્યા. તેણે **ફત્તેહપુર સીક્રી વસાવ્યું, અટક, વગેરે કોટો બંધાવ્યા, ચલણ**માં સુધારો કર્યો. **સતી, બાળલગ્ન, ગુલામી,** વગેરે **બંધ કરાવ્યાં** ને **વેપારીઓ**ના **બોજાઓ ઘડાડી** વેપારને વધાર્યો.

અકબરનો વિચાર એવો હતો પશ્ચિમ કિનારા ઉપરનાં ફિરંગી બંદરોને કબજે કરી તે તરફનો વેપાર પણ મોગલોના હાથમાં લેવો. આ બાબતમાં તે ફાવ્યો નહિ. તેણે સ્પેઇનના રાજા પાસે એલચી મોકલવાનો પણ બંદોબસ્ત કર્યો હતો. તેના વખતમાં આપણી સ્થિતિ ઘણી આબાદ હતી.

**અકબરનો દરબારઃ**—અકબરના દરબારમાં ઘણાં જાણીતાં રત્નો હતાં. તેમાં **સુફી શેખ મુબારક**ના બે પુત્રો **અબૂલ ફઝલ** ને **અબૂલ ફૈઝી** મુખ્ય રત્નો હતા. ફૈઝી સંસ્કૃત જાણતો. તે રાજકવિ હતો. અબૂલ ફઝલ **આઈન-ઇ-અકબરી** ને **અકબરનામા** લખી ગયો છે. આઇનમાં અકબરનું રાજ્યતંત્ર આપવામાં આવ્યું છે ને અકબરનામામાં ઇતિહાસ આપવામાં આવ્યો છે. **તાનસેન** નામનો એક મોટો ગવૈયો અકબરના દરબારમાં થઇ ગયો. **ગંગભટ્ટ** હિંદુસ્તાનીમાં સુંદર કવિતા કરતો. **સુરદાસ** બીજો કવિ હતો. મહેશદાસ **બીરબલ** અકબરનો ખાસ માનીતો હતો. તે રમુજી કથા કરતો ને કવિતા પણ બનાવતો. બિરબલ જાતે **બ્રહ્મભટ્ટ** હતો.

**રાજા ટોડરમલ્લે** ફારસીમાં હિસાબ રાખવાની પ્રથા ચાલુ કરી ને તેણે આખા રાજ્યમાં એક સરખો મ્હેસુલી બંદોબસ્ત દાખલ કર્યો. **રાજા ભગવાનદાસ** ને **રાજા માનસિંહ** એ બે મોટા હિંદુ રાજાઓ અકબરના સંબંધીઓ ને માનીતા દરબારીઓ હતા. **નિઝામુદ્દીન અહમદ** નામનો એક ઇતિહાસ-લેખક થઇ ગયો. બીજો ઇતિહાસલેખક **અબ્દુલકાદિર બદાયૂની** હતો. તે સંસ્કૃત પણ જાણતો. **અબ્દુર્રહીમ** સંસ્કૃત જાણતો ને હિંદુસ્તાનીમાં કવિતા કરતો. જૈન આચાર્ય **હીરવિજયસૂરી** પણ મુખ્ય માનીતા હતા. અકબરનાજ વખતમાં **રામચરિતમાનસના કર્તા મહાત્મા તુલસીદાસ** થઈ ગયા. તેમનું રામાયણ આખા ઉત્તર હિંદમાં અત્યારે વંચાય છે. આ સિવાય બીજા ઘણા નામાંકિત લેખકો, ચિત્રકારો, વગેરે દરબારમાં હતા. આ બધું આઇનમાં વીગતવાર આપવામાં આવ્યું છે. છતાં આટલું યાદ રાખવું જોઈએ કે આ મોટા અમલદારોમાં હિંદુઓની ને હિંદુસ્તાનના મુસલમાનોની સંખ્યા ઘણી નાની હતી.

**પ્રશ્નો:**—(૧) અકબરે ધીમે ધીમે હિંદુસ્તાનમાં મોગલાઇની સ્થાપના કેવી રીતે કરી? (૨) અકબર અને રજપુત રાજાઓ વચ્ચેના સંબંધનો ખ્યાલ આપો. (૩) અકબરે જમીનના મહેસુલ માટે ને પ્રાંતોના કારભાર માટે શી વ્યવસ્થા કરી? (૪) અકબરના ધર્મ સંબંધી વિચારો જણાવો. (૫) અકબરને તમે મહાન્ સમ્રાટ્ કેમ કહો છો? (૬) તેના ગુણદોષ કહો. (૭) અકબરના દરબારના ત્રણ નામાંકિત પુરુષો વિષે જે જાણતા હો તે લખો. (૮) "ફત્તેહપુર સિક્રી," "મહાત્મા તુલસીદાસ" અને "બ્હેરામખાં" ઉપર ટૂંકી નોંધો લખો.

## અકબરનાં કેટલાંક વચનામૃતો

એક વખત હું જે મુસલમાનો ન હોય તેમને સતાવતો અને તેમ કરવામાં હું મારા ધર્મ-ઇસ્લામ–મુજબ વર્તું છું એમ મને લાગતું. પણ ધીમે ધીમે મને ખરૂં જ્ઞાન થતું ગયું ને તે કામની શરમ લાગવા લાગી, કારણકે મને ખબર પડી કે હું પોતે સાચો મુસ્લીમ નહોતો તો બીજાને પરાણે મુસ્લીમો કરવામાં મારી મૂર્ખાઈજ હતી. જે લોકોને મારીને મુસલમાન કરવામાં આવે છે તે લોકોમાં ખરી શ્રદ્ધા છે એમ આપણે ક્યાંથી ધારી શકીએ?

મારૂં કર્તવ્ય તો એ છે કે બધાં માણસો સાથે મારે સદ્ભાવે રહેવું. જો તેઓ પરમેશ્વરના ફરમાન મુજબ વર્તતા હોય તો તેમના જીવનમાં દરમ્યાન થવું નિંદવા જોગ છે જો તેઓ તેમ વર્તતા ન હોય તો તેઓ અજ્ઞાની છે. અજ્ઞાની દશામાં મારે તો તેમની દયા ખાવી જોઈએ.

હું એક મોટા રાજ્યનો શહેનશાહ છું છતાં જુદા જુદા પંથોને લઈને મારા મનને જરા પણ શાંતિ વળતી નથી....કોઈ પણ મહાત્માના અવતારની હું વાટ જોઈ બેસી રહ્યો છું.

મારી સારી શહેનશાહતનો કારભાર કરી શકે એવો કોઈ લાયક વઝીર મને મળે તો તેને બધો ભાર સોંપી હું તરતજ નિવૃત્ત થઈ જાઉં. જે કોઈ આદમી આ દુનિયાથી નિવૃત્ત થવા મારી પરવાનગી માંગશે તેને હું બેલાશક તેની ઈચ્છા મુજબ વર્તવા દઈશ.

ઈશ્વરકૃપાથી મને કોઈ ઉસ્તાદ વઝીર મળ્યો નહિ; નહિતર લોકો તો એમજ માનત કે મારા બધા સુધારાઓ મેં નહિ પણ મારા વઝીરે દાખલ કર્યા હશે.

જો પહેલેથીજ મને જ્ઞાન થયું હોત તો હું મારી પ્રજામાંથી કોઈ કન્યાને પરણત નહિ, કારણકે મારી પ્રજા મને મારાં છોકરાં બરોબર છે.

હું નાનો હતો ત્યારથીજ જ્યારે જ્યારે હું માંસ રાંધવાનો હુકમ આપતો ત્યારે મને તે ખોરાક ભાવતો નહિ ને તેને માટે હું બેપરવા રહેતો. હવે તો હું માંસ ખાતો નથી ને મારા ગાદીએ આવવાના દિવસે મેં તેનો ઉપયોગ બંધ કરાવ્યો છે.

"આઈન. ઈ. અકબરી"માંથી.

કર્નલ ટૉડ પ્રતાપસિંહના જીવનની છેલ્લી પળો નીચે પ્રમાણે વર્ણવે છે:—

ઉત્તમોત્તમ મહાલયો છોડીને રાણા પ્રતાપસિંહે પેશોલા સરોવરના તટ ઉપર કેટલીક પર્ણકુટિ બધાવી હતી. આ પર્ણકુટિઓમાંજ પોતાના સર્વ સરદારોની સાથે રહીને રાણાજી કાળ નિર્ગમન કરતા હતા. આજે અંતકાળે પણ મહારાણા તેમાંની એક પર્ણકુટિમાં સૂતા છે અને કઠોર કાળની આજ્ઞાની વાટ જોઈ રહ્યા છે. વિશ્વાસુ સરદારો તેમની આસપાસ બેઠા છે અને મહારાણાની પ્રકૃતિ તપાસે છે; એટલામાં મહારાણાનું સમગ્ર શરીર કંપાયમાન થયું અને તેમના ગળામાંથી દીર્ઘ શ્વાસ નીકળ્યો. આ વખતે સમસ્ત સરદારો અત્યંત દુઃખિત થયા અને તેમની આંખમાંથી અશ્રુધારા ચાલવા લાગી. થોડીવાર પછી સાલુંબ્રાપતિએ મહારાણાને પૂછ્યું:—મહારાજ, ક્યા દારુણ દુઃખથી આપનો પવિત્ર આત્મા દુઃખી થઈ રહ્યો છે? ક્ષણવાર પછી રાણાજીએ

ધીમે ધીમે ઉત્તર આપ્યોઃ—મારા પ્રિય સામંતો, હજી મારો પ્રાણ નીકળતો નથી! એ માત્ર એકજ ધૈર્યવચન સાંભળીને સુખપૂર્વક આ દેહને છોડી ચાલ્યો જશે. આ ધૈયવચન આપની પાસે છે. આપ સવ મારી સમક્ષ પ્રતિજ્ઞા કરી કહો કે—જ્યાંસુધી અમારા શરીરમાં પ્રાણ રહેશે ત્યાંસુધી અમારી માતૃભૂમિને શત્રુના હાથમાં જવા દઈશું નહિ. આ શબ્દો સાંભળતાંજ હું સુખપૂર્વક નેત્રો બંધ કરી દઈશ. પુત્ર અમરસિંહ અમારા પૂર્વજોના ગૌરવનું રક્ષણ કરી શકનાર નથી. એ મુસલમાનોના ગ્રાસમાંથી માતૃભૂમિનું રક્ષણ કરી શકનાર નથી એ વિલાસી છે માટે એ કષ્ટ સહન કરી શકશે નહિ. અહીંઆ આ પર્ણકુટિઓને બદલે રમણીય મહાલયો બની જશે. મેવાડની દુર્દશા ભૂલી જઈને અમરસિંહ અહીંઆ અનેક પ્રકારના ભોગવિલાસ કરશે. તેનાથી આ કઠોર વ્રતનું પાલન થશે નહિ. અફસોસ! અમરસિંહ વિલાસી હોવાથી સિસોદીઆ કુલનું ગૌરવ અને માતૃભૂમિની સ્વાધીનતા નાશ પામશે. જે ઉદ્દેશ સાધ્ય કરવાને માટે મેં પચ્ચીસ વર્ષ પર્યંત જંગલે જંગલે અને પહાડો પહાડે સતત ભ્રમણ કરીને વનવાસના વ્રતનું પાલન કર્યું, જેને માટે મેં સર્વ પ્રકારની સંપત્તિને તિલાંજલી આપી, તે ઉદ્દેશ અમરસિંહથી પાર પડી શકશે નહિ. તે પોતાના સુખને માટે સ્વાધીનતાના ગૌરવને તિલાંજલિ આપશે અને તમે સર્વ એના અનર્થકારક ઉદાહરણનું અનુસરણ કરી મેવાડના પવિત્ર અને શ્વેત યશમાં કલંક લગાડશો. પ્રતાપસિંહનાં આ વચનો પૂરાં થતાંની સાથે મેવાડના સર્વ સરદારો એક સાથે બોલી ઉઠ્યા કેઃ—"મહારાજ, અમે બાપા રાવળના પવિત્ર સિંહાસનના સોગંદ ખાઇને કહીએ છીએ કે જ્યાં સૂધી અમારામાંથી એક પણ માણસ જીવિત રહેશે, ત્યાં સૂધી કોઈપણ શત્રુ મેવાડભૂમિ ઉપર અધિકાર સ્થાપિત કરી શકશે નહિ અને જ્યાં સૂધી અમે મેવાડની ગયેલી સ્વાધીનતાનો સંપૂર્ણ રીતે ઉદ્ધાર કરીશું નહિ, ત્યાં સૂધી અમે આ કુટિરોમાં રહીશું." આ સંતોષકારક વચન સાંભળી રાણાજી પ્રસન્ન થયા. તેમનાં સર્વ ચિંતા, સવ કષ્ટ, ને સર્વ શંકાઓનું નિવારણ થઈ ગયું અને તેમણે પરમ આનંદસહિત પરલોકની યાત્રા કરી. સંવત્ ૧૬૫૩ ( ઇ. સ. ૧૫૯૭ )માં રાણા પ્રતાપસિંહે આ સંસારમાંથી વિદાય લીધી.

આ રીતે ભારતના ભાગ્યાકાશમાંથી એક પ્રકાશિત નક્ષત્ર તૂટી પડયું. × × × તે દુર્દિનને સેંકડો વર્ષ વ્યતીત થયાં છે, ભારતવર્ષના વિશાળ હૃદય ઉપર અનેક વિદેશી વિજાતીય શત્રુઓ ભીષણ ચરણપ્રહાર કરી ચૂક્યા છે, અભાગી ભારતસંતાનો અનેક કષ્ટો સહન કરી ચૂક્યાં છે, પરંતુ અદ્યાપિ મહાત્મા પ્રતાપસિંહનું નામ કોઇ ભૂલી ગયું નથી. × × × પ્રતાપસિંહના જેવો મહાવીર જગતના કોઇપણ દેશમાં કોઇપણ સમયે ઉત્પન્ન થયો હોય એ વિષે અમને સંપૂર્ણ સંદેહ છે.

પ્રતાપસિંહની વીરતા, મહત્તા, અને તેમના સ્વાર્થત્યાગનું સ્મરણ થતાં આજે પણ હીનહીન ભારતવાસીઓના હૃદયમાં એક પ્રચંડ શક્તિનો ઉદ્ભવ થાય છે. × × × જો મેવાડમાં એક થુસિડાઇડિસ અથવા કિઝનોપન ઉત્પન્ન થયો હોત અને તેણે મેવાડનો ઇતિહાસ લખ્યો હોત તો પિલોપોનિસસના મહાસમરના વૃત્તાંત અથવા"દશહજારની દુર્દશા"ના વૃત્તાંત મેવાડની શોચનીય વૃત્તાંતની બરોબરી કરી શકત નહિ. × × × પુણ્યતીર્થ હલદીઘાટના.પહાડી પ્રદેશમાં કોઈ પણ એવું સ્થાન નથી કે જે પ્રતાપસિંહની વીરતાથી ગાજી રહ્યું ન હોય; આ સંસારમાં જ્યાં સૂધી વીરતાનો આદર રહેશે, જ્યાં સૂધી ઇતિહાસ આર્ય જાતિની ભૂત ઘટનાઓનું વર્ણન કરતો રહેશે, ત્યાં સૂધી પ્રતાપસિંહનાં વીરતા, માહાત્મ્ય અને ગૌરવ જગતમાં અડગ રીતે વિરાજમાન રહેશે, ત્યાં સૂધી હલદીઘાટ મેવાડનું થર્મોપોલિ તથા દેવીરક્ષેત્ર મેવાડનું મારાથૉન કહેવાશે.

## પ્રકરણ ૯મું

## (૨) રજપુતો ને મોગલાઇનો એકસંપ. જહાંગીર.

જહાંગીર, ઇ. સ. ૧૬૦૫-૧૬૨૭—અકબર પછી તેનો પુત્ર સલીમ જહાંગીર નામ ધારણ કરી ગાદીએ આવ્યો. આ પાદશાહ દારુડીઓ ને મોજીલો હોવાથી રાજ્યનો કારભાર બીજાઓના હાથમાં ગયો. સુભાગ્યે કારભાર કરવાવાળાઓ બાહોશ ને પ્રજાપ્રિય હતાં તેથી રાજ્યની આબાદી અકબરના વખતમાં જેટલી હતી તેટલીજ રહી. જહાંગીરને દુનિયાનો અનુભવ નહોતો. તે અકબરના જેવો ઉદ્યમી, નિપુણ ને શૂરવીર નહોતો. તેમ તેને ધર્મનો સુધારો કરવાનો મોહ નહોતો. તે ધર્માંધ નહોતો. હિંદુઓને, ખ્રિસ્તીઓને ને જૈનોને તે પોતાના દરબારમાં માન આપતો. પણ તે મુસલમાન હતો, જો કે તે મુસલમાનોની



જહાંગીર

કેટલીક જુની માન્યતાઓમાં માનતો નહિ. તે જબરો શિકારી હતો. બાબરની માફક જહાંગીર પાદશાહ પણ ફળ, ફુલ, ઝાડ, પક્ષી ને પશુઓનો ઘણો શોખીન હતો ને બાબરે જેવી પોતાની આત્મકથા લખી છે તેવીજ **આત્મકથા** જહાંગીરે પણ લખી છે. તેમાં પોતાના ગુણદોષનું જહાંગીર સ્પષ્ટ વર્ણન કરતો ગયો છે. ગાદીએ આવ્યા પછી તેણે કેટલાક કરો માફ કર્યા ને તંબાકુ તથા દારૂના ઉપયોગની બંધી કરાવી. પોતાની પ્રજાને અદલ ઈનસાફ મળે તે માટે તેણે દરબારમાં એક સોનાની સાંકળ રખાવી હતી. જહાંગીર ચિત્રોનો પણ ઘણો શોખીન હતો. તે ઘણી વાર ક્રૂર થઈ જતો.

**ખુશરૂનું બંડ, ઇ. સ. ૧૬૦૬**—જહાંગીર ગાદીએ આવ્યો ત્યારે તેનો પુત્ર ખુશરૂ આગ્રાથી પંજાબ તરફ નાસી ગયો પણ જહાંગીરના લશ્કરે પાછળ જઈ તેને હરાવ્યો. જહાંગીરે ખુશરૂના માણસોને ઘણી ઘાતકી રીતે મારી નંખાવ્યા. સિખ ગુરુ અર્જુને ખુશરૂને આશીર્વાદ આપ્યા હતા તેથી તેને પણ ફાંસી આપવામાં આવી. ખુશરૂની આંખો ફોડી નાંખવામાં આવી. ઈ. સ. ૧૬૨૧માં શાહઝાદા ખુર્રમે (શાહજહાંએ) તેને મારી નંખાવ્યો.

**રાજ્યનો વધારો**—જહાંગીરે **ફિરંગીઓને** ને **બંગાળાના** કેટલાક બંડખોરોને **હરાવ્યા** ને **જામનગરના** જામને તથા **કાંગરાના રાજાને ખંડિઆ** બનાવ્યા. તેણે **મેવાડના** રાણા અમરસિંહ ઉપર લશ્કરો મોકલ્યાં પણ રાણો અમરસિંહ એકનો બે ન થયો તેથી છેવટે ઇ. સ. ૧૬૧૪માં પાદશાહે શાહઝાદા **ખુર્રમને** મોકલ્યો. તેણે **અમરસિંહને હરાવ્યો.** રાણાનો પુત્ર કરણ ખુદ પાદશાહની ખીજમતમાં હાજર થયો. આવી રીતે અકબરના વખતમાં શરૂ થએલું મેવાડ સામેનું યુદ્ધ પૂરૂં થયું. જહાંગીરના વખતમાં મોગલોએ **કંદહારનો પ્રાંત** ઈરાનના શાહને હવાલે કરી દીધો.

**નૂરજહાં**—નૂરજહાંના વડવાઓ ઈરાનમાં મોટા હોદ્દાઓ ભોગવતાં હતા. તેનો બાપ મિરઝા ગ્યાસુદીન મહમ્મદ પોતાના કુટુંબ સહિત એક વણઝારાની સાથે હિંદમાં નસીબ અજમાવવા આવતો હતો ત્યારે રસ્તામાં લુંટાયો ને તેની સ્ત્રીએ એક પુત્રીને જન્મ આપ્યો, ઈ. સ. ૧૫૭૭. એ પુત્રીનું નામ મ્હેર-ઉન-નિસા રાખવામાં આવ્યું. ગ્યાસુદીન અકબરની નોકરીમાં

રહ્યો ને ધીમે ધીમે સારા હોદ્દા ઉપર ચડયો. મ્હેર-ઉન-નિસાનું લગ્ન અલીકુલી ઈસ્તાજલુ અથવા શેર અફ્ઘનની સાથે ઈ. સ. ૧૫૯૪માં કરવામાં આવ્યું. શેર અફ્ઘાનની જાગીર બંગાળામાં હતી. તેણે સલીમ સામે ખટપટમાં ભાગ લીધો હતો. એક વાર બંગાળાના સુબા સાથે લડતાં તે માર્યો ગયો તેથી તેની સ્ત્રી મ્હેર-ઉન-નિસા ને પુત્રી લાડલિ બેગમ આગ્રા ગયાં ને ત્યાં અકબરની વિધવા સલિમા બેગમની નોકરીમાં રહ્યાં. અહીં મ્હેર-ઉન-નિસાએ જહાંગીરનું ધ્યાન ખેંચ્યું ને ઈ.સ. ૧૬૧૧માં તેઓ પરણ્યાં. જહાંગીરે આ નવી બેગમનું નામ **નૂરમહાલ** કે **નૂરજહાં** રાખ્યું.



નૂરજહાં

**નૂરજહાંનો કારભાર, ઇ.સ. ૧૬૧૧-૨૨:**—લગ્ન કર્યા પછી જહાંગીરે પોતાના રાજ્યનો તમામ ભાર નૂરજહાં ઉપર નાંખી દીધો. કારભાર કરવામાં નૂરજહાંને તેની મા, તેનો બાપ ઈતિમાદ-ઉદ્-દવલા ને તેનો ભાઈ આસફખાં, એમની મદદ હતી. નૂરજહાંએ પોતાની આગલા ઘરની પુત્રીને લાડલી બેગમને પાદશાહના એક બેટા શહરિયારની વેરે પરણાવી. તેના ભાઈ આસફખાંએ પોતાની પુત્રી અર્જુમંદ બાનુને શાહઝાદા ખુર્રમની સાથે પરણાવી. આ બધાં જ્યાં સુધી એકસંપથી રહ્યાં ત્યાં સુધી રાજ્યનો કારભાર સારી રીતે ચાલ્યો. નૂરજહાં સ્વરૂપવાન, શરીરે પાતળી, શિકારની શોખીન, ઘણું ભણેલી, શોખીન ને ઉદાર બેગમ હતી. તેણે અકબરના ધોરણ પ્રમાણે કારભાર ચલાવ્યો. પણ તે સત્તાની ઘણી લોભી હતી. તેથી જ્યારે ખુર્રમની લાગ રાજ્યમાં વધી પડી ત્યારે તેણે એ શાહઝાદા વિરૂદ્ધ ખટપટ કરવી શરૂ કરી

ને તેથી સલ્તનતમાં લડાઈ શરૂ થઈ. નૂરજહાં ઘણી ચતુર ને ડાહી બેગમ હતી. તેણે જહાંગીરની ચાલને સુધરાવી. એ પાદશાહ નૂરજહાંને ફરમાનો ઉપર સહી કરવા પણ આપતો. પાછળથી તેણે બધો કારભાર તેનેજ સોંપી દીધો હતો. પણ ઇ. સ. ૧૬૨૨માં તે માંદો પડયો ત્યારથી રાજ્યમાં બે પક્ષો ઉભા થયા. એનું પરિણામ આપણે આગળ ઉપર જોઈશું.

**મલિક અંબર–અહમદનગર ઉપર ચડાઈઓ, ઇ. સ. ૧૬૦૮–૨૨:**—અહમદનગરમાં મૂર્તુઝાખાં સુલતાન રાજ્ય કરતો હતો પણ તમામ કારભાર **હબશી** વઝીર મલિક અંબર ચલાવતો. મલિક અંબર મોટો મુત્સદ્દી ને યોદ્ધો હતો. જહાંગીરે તેના સામે ત્રણ વાર લશ્કરો મોકલ્યાં પણ એ બાહોશ સરદારે પાદશાહના અમલદારોને લાંચ આપી દરેક વાર ફોડયા ને પોતાના સુલતાનનું રાજ્ય બચાવ્યું. છેવટે પાદશાહે ઇ. સ. ૧૬૧૭માં શાહ ખુર્રમને દક્ષિણ મોકલ્યો. તેણે મલિક અંબર સાથે સુલેહ કરી અને અહમદનગર ને બાલાઘાટનો પ્રાંત મોગલો માટે મેળવ્યાં. ત્રણ વર્ષ પછી આ સુલેહનો ભંગ થયો. તે લડાઈ ઠેઠ ઇ. સ. ૧૬૨૬ સૂધી ચાલી. તે સાલમાં મલિક અંબર મરી ગયો. તેનો પુત્ર ફતહખાં દુશ્મનો સાથે મળી ગયો તેથી શાહજહાંના વખતમાં અહમદનગરના રાજ્યનો અંત આવ્યો. જહાંગીરે **ખુર્રમ** ઉપર ખુશ થઈ તેને **શાહજહાં** બનાવ્યો.

**શાહજહાંનું બંડ, ઇ. સ. ૧૬૨૩–૨૬**—મેવાડ ને દક્ષિણમાં ખુર્રમને ફત્તેહ મળી ને જહાંગીરની તેના ઉપર પ્રીતિ રોજરોજ વધવા માંડી તે જોઈ નૂરજહાંને અદેખાઈ આવી. તેનો વિચાર પોતાના જમાઇ શહરિયારને ગાદી અપાવવાનો હતો. પણ તે નમાલો હતો. શાહઝાદો પરવીઝ દારૂડીઓ હતો, તેથી તે કોઇને જરાય ગમતો નહિ. લોકો એમજ ધારતા કે ગાદી તો ખુર્રમ અથવા શાહજહાંનેજ મળશે. નૂરજહાં આથી વિરુદ્ધ પડી. ઇ. સ. ૧૬૨૨માં ઇરાનના શાહે કંદહાર લીધું તેથી નૂરજહાંએ પાદશાહને શીખવી શાહજહાંને ત્યાં જવા હુકમ કર્યો. શાહજહાંએ ના પાડી, કારણકે તેમાં નૂરજહાંનું મોટું કપટ હતું. જહાંગીરે શાહજહાંની બધી જાગીરો જપ્ત કરી. શાહજહાંએ પણ દક્ષિણમાં બંડ કર્યું ને ઉત્તર હિંદ તરફ તે રવાના થયો;

પણ હારી જતાં પાછો દક્ષિણ તરફ વળ્યો. તે તેલંગણ થઇ બંગાળા, બિહાર ને અયોધ્યાના પ્રાંતો સર કરી આગ્રા તરફ જવાની તૈયારીમાં હતો તેવામાં મહાબતખાં તેની સામે આવવાથી તે પાછો હઠી ગયો ને નાસીક જઈ નૂરજહાં સાથે તેણે સુલેહ કરી, ઇ. સ. ૧૬૨૬.

**મહાબતખાંનું બંડ, ઇ. સ. ૧૬૨૬**—નૂરજહાં સત્તાની ઘણી લોભી હતી તેથી હવે તે મહાબતખાંની અદેખાઈ કરવા લાગી. મહાબતખાંનું અસલ નામ ઝમાનાબેગ હતું. તે કાબુલનો રહેવાસી હતો. તે બાહોશ મુત્સદ્દી ને ચતુર સરદાર હોવાથી તેના ઉપર સિપાઈઓ ને ખાસ કરીને રજપુતો ઘણાજ ખુશ રહેતા. બંગાળામાં તેણે અપ્રામાણિક નોકરી કરી હતી તેવો આક્ષેપ નૂરજહાંએ તેના ઉપર મૂકયો તેથી તે સામો થયો ને જ્યારે પાદશાહ ને નૂરજહાં કાબુલ તરફ જવા જિલમ નદી ઓળગતાં હતાં ત્યારે તેમને કેદ કર્યાં. થોડા વખત માટે તો પાદશાહને નામે તે કારભાર કરવા લાગ્યો. પણ નૂરજહાં તેના માથાની હતી. તેણે ઉસ્તાદીથી પાદશાહને મહાબતની જાળમાંથી બચાવી લીધો. મહાબત પોતે શાહજહાં આગળ નાસી ગયો, ઇ. સ. ૧૬૨૬.

**જહાંગીરનું મરણ, ઇ. સ. ૧૬૨૭**—જહાંગીર ઘણા વખત થયાં નબળો ને બીમાર તો રહેતોજ હતો. કાસ્મીરથી પાછા આવતાં તે રસ્તામાં ઇ. સ. ૧૬૨૭માં મરી ગયો. શાહઝાદો પરવીઝ પણ બે દિવસ અગાઉ મરી ગયો હતો તેથી શાહજહાંના સાસરા આસફખાંએ પાદશાહ થએલા શહરિયારની આંખો ફોડી નાંખી, નૂરજહાંને કેદ કરી ખુશરૂના પુત્ર બુલાખીને ગાદી આપી ને દક્ષિણમાં શાહજહાંને એકદમ ખબર આપ્યા. તે શાહઝાદો મહાબત સહિત ઉત્તર હિંદ માટે રવાના થયો ને ઇ. સ. ૧૬૨૮માં ગાદીએ આવ્યો. શહરિઆર વગેરે રાજવંશીઓને મારી નાંખવામાં આવ્યા. નૂરજહાં હવે રાજખટપટથી નિવૃત્ત થઈ ગઈ. તે અઢાર વર્ષ સૂધી જીવી. શાહજહાં તેને રૂા. ૩૦ લાખનું વર્ષાસન આપતો. જહાંગીરના ગુણદોષ આપણે ઉપર જોઈ ગયા છીએ.

**સર ટૉમસ રો, ઇ. સ. ૧૬૧૬**—જહાંગીરના વખતમાં કેટલાક યૂરોપિઅનો આપણા દેશમાં મુસાફરી અથવા બીજા કામસર આવ્યા તેમાં

સર ટૉમસ રો નામના અંગ્રેજને ઈંગ્લંડના રાજા પહેલા જેઈમ્સે જહાંગીર પાસે કેટલાક વેપારી હકકો મેળવવા મોકલ્યો હતો. રો પાદશાહ સાથે ગુજરાત, માળવા ને રજપુતસ્તાનમાં રહ્યો હતો. તે દરબારનું સારૂં વર્ણન આપતો ગયો છે. વેપારી હકકો મેળવવામાં તે ફાવ્યો નહિ.

**પ્રશ્નો**—(૧) જહાંગીરની શાહઝાદા સલીમ તરીકેની કારકીર્દી લખો. (૨) નૂરજહાંનો કારભાર હિંદુસ્તાનને કેટલે અંશે લાભકારક હતો? (૩) નૂરજહાંના ને જહાંગીરના ગુણદોષ લખો. (૪) જહાંગીરના વખતમાં મોગલોએ જીતેલા દેશોને નકશામાં બતાવો. (૫) સર ટૉમસ રો, મહાબતખાં અને શાહઝાદો ખુર્રમ, એ ઉપર ટૂંકી નોંધ લખો. (૬) શાહઝાદા ખુશરૂના બંડ વિષે તમે શું જાણો છો?

## પ્રકરણ ૧૦મું

## (૩) રજપુતો ને મોગલાઈનો એક સંપ, શાહજહાં, ઇ. સ. ૧૬૨૮–૫૮.

**શાહજહાં**—જહાંગીર પછી મોગલ રાજકુટુંબની લગભગ કતલ કરી શાહજહાં ગાદીએ આવ્યો. તેના વખતમાં મોગલાઈ પૂર્ણ કળાએ પહોંચી.

**ખાનજહાં લોદીનું બંડ, ઇ. સ. ૧૬૨૮–૩૦**—જહાંગીરના વખતમાં તેના માનીતા અમીર ખાનજહાં લોદીએ અહમદનગરના વઝીર મલિકઅંબર પાસેથી લાંચ લઈ મોગલ વિરુદ્ધ સરદારી કરી હતી. તેથી શાહજહાં જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તેને ડર લાગ્યો ને માળવા



શાહજહાં

**નાસી** જઈ તેણે બંડ કર્યું. શાહજહાંએ તેની સાથે સમાધાની કરી પણ વળી ખાનજહાંએ બળવો કર્યો ને સરકારી ફોજ પાસે હાર ખાતાં તે **દક્ષિણ નાસી ગયો.** ત્યાંના કોઈ રાજ્યની મદદ નહિ મળતાં તે **વળી ઉત્તર હિંદ** તરફ ચાલ્યો પણ **કલિંજર પાસે** પાદશાહી લશ્કર સાથે લડતાં તે ને તેના પુત્રો માર્યા ગયા.

**બુંદેલા રાજ્યોની હાર, ઇ. સ. ૧૬૩૫-૩૬**—શાહજહાંના વખતમાં બુંદેલખંડના રાજાઓ વચ્ચે ગાદી માટે પરસ્પર તકરાર થતાં મોગલ શહેનશાહ વચ્ચે આવ્યો. મોગલોએ ઓર્છાના રાજા **ઝુઝુરસિંહને તથા તેના પુત્રોને હરાવ્યા**. પાદશાહે તેમાંના કેટલાકને પરાણે મુસલમાનો બનાવ્યા. મોગલોએ આ ચડાઈ દરમ્યાન ઘણાં હિંદુ મંદિરોને તોડી નાંખ્યાં. આગળ ઉપર આજ બુંદેલ વંશમાં **વીર છત્રસાલ** થયો.

**અહમદનગર ખાલસા, ઇ. સ ૧૬૩૩**—આપણે જોયું તેમ અહમદનગરનો વઝીર ફતહખાં મોગલો સાથે ફુટયો હતો. સુલતાન હુસેન નાનો હતો. આ બધી સ્થિતિનો લાભ લઈ શાહજહાંએ મહાબતખાંને અહમદનગર જીતવા મોકલ્યો. ઇ. સ. ૧૬૩૩માં હુસેનશાહ કેદ પકડાયો ને અહમદનગર ખાલસા થયું. પણ શિવાજીના બાપ **શહાજી ભોંસલેએ** એક નાના બાળકને સુલતાન બનાવી ત્રણ વર્ષ સુધી તેને નામે કારભાર ચલાવ્યો. તે પણ ઇ. સ. ૧૬૩૬માં શાહજહાંને તાબે થયો. નિઝામશાહીનો હવે અંત આવ્યો. ઇ. સ. ૧૬૩૮માં શાહઝાદા **ઔરંગઝેબે** ગુજરાત ને ખાનદેશ વચ્ચે આવેલા **બાગલાણ** પ્રાંતને **સર કર્યો**.

**મીરજુમ્લા. ઔરંગઝેબે દક્ષિણ હિંદમાં** ઇ. સ. **૧૬૩૬-૪૪** સુધી પહેલી વાર **સુબા** તરીકે કામ કર્યું. તે **બીજીવાર** ઇ. સ. **૧૬૫૩માં** તેજ અધિકાર ઉપર આવ્યો. મીરજુમ્લા ઇરાનનો વતની હતો. તેનો બાપ તેલનો વેપાર કરતો. દક્ષિણમાં મીરજુમ્લાએ આવી હીરાનો મોટો વેપાર જમાવ્યો ને પછી ગોવળકોંડાના સુલતાનની નોકરીમાં રહી તેણે મોટી ફોજ તૈયાર કરી ને કર્ણાટકનો આખો પ્રાંત પોતાના સુલતાન માટે જીતી લીધો. તે હવે ઔરંગઝેબને મળી ગયો.

**ગોવળકોંડા ને બિજાપુર**—આવો મોટો સમર્થ ને પૈસાદાર સરદાર મોગલો સાથે ખુટી ગયો. તેથી **ઔરંગઝેબે ગોવળકોંડાની** દોલતની લલચાઈ તે રાજ્ય ઉપર ચડાઈ કરી હૈદરાબાદ સર કર્યું, ગોવળકોંડા પણ પડવાની તૈયારીમાં હતું તેવામાં દિલ્હીથી ના આવતાં તે રાજ્ય બચી ગયું, ઇ. સ. **૧૬૫૬.** મીરજુમ્લા હવે શાહજહાંનો વઝીર બન્યો. ઇ. સ. ૧૬૫૭માં ઔરંગઝેબે **બિજાપુર** ઉપર પણ **ચડાઈ** કરી પણ શાહજહાંએ તેને તે રાજ્ય ખાલસા કરતો અટકાવ્યો. આ બંને રાજ્યો પાસેથી મોગલોને કેટલાક પ્રાંતો મળ્યા.

**કુચબિહાર ને હુગલીના ફિરંગીઓ**—શાહજહાંના વખતમાં **કુચબિહાર**નો રાજા મોગલોને **શરણ થયો**, ઇ. સ. ૧૬૩૭. આ વખતે હુગલી બંદર ઉપર ફિરંગી વેપારીઓએ વગર પરવાનગીએ કિલ્લેબંદી કરી હતી ને તેઓ મોગલ શહેનશાહની પ્રજાને પરાણે ખ્રિસ્ત બનાવવા ગુલામીમાં વેચતા હતા તેથી શાહજહાંએ તેમના ઉપર બંગાળાના સુબાને મોકલ્યો. **ફિરંગી** વેપારીઓ **માંડમાંડ શરણ** થયા, ઇ. સ. ૧૬૩૨.

**બદક્ષાન ને બલ્ખ ઉપર ચડાઇઓ. કંદહાર**—મોગલ શહેનશાહોને બદક્ષાન ને બલ્ખના પોતાના બાપીકા પ્રાંતો સર કરવાનો ઘણો લોભ હતો. શાહજહાંએ પણ એ ધોરણ કાયમ રાખ્યું ને ઇ. સ. **૧૬૪૫ થી ૧૬૪૭ સુધી**માં તે દેશો ઉપર ત્રણ સવારીઓ મોકલી. છેવટની સવારીમાં ઔરંગઝેબ હાજર હતો પણ એ બધી સવારીઓ નિષ્ફળ ગઈ. તેવીજ રીતે કંદહાર પાછું મેળવવા માટે પણ બે વાર શાહજહાંએ પ્રયત્નો કર્યા, ઇ. સ. **૧૬૪૯—૫૨.** તેમાં પણ તે નિષ્ફળ ગયો.

**શાહજહાંનો મંદવાડ તેના ચાર શાહજાદાઓ**—ઇ. સ. ૧૬૫૭ની આખરમાં શાહજહાં માંદો પડયો ને જોકે થોડા વખતમાં તો તે સાજો થઈ ગયો તો પણ તેના ચાર પુત્રો ગાદી માટે લડવા તૈયાર થઈ ગયા ને પરિણામે પાદશાહ કેદ થયો.

શાહજહાંને ચાર પુત્રો હતા. **પહેલો પુત્ર દારા** હમેશાં બાપ પાસેજ રહેતો તેથી તે બીનઅનુભવી ને મિથ્યાભિમાની થઈ ગયો હતો. શાહજહાંએ તેને મોટી મોટી નવાજેશો કરી હતી. વળી તે અકબરના જેવો **ધર્મની**

બાબતમાં ઉદાર દિલનો હતો તેથી ઘણા મુસલમાન દરબારીઓ તેની વિરુદ્ધ હતા. દારાનો સ્વભાવ ઉદ્ધત હતો તેથી પણ તેનો પક્ષ બળવાન્ થઈ શક્યો નહિ. શાહજહાંના મંદવાડ વખતે દારા અલ્લાહાબાદ, લાહોર ને કાબુલનો સુબો હતો પણ તે પોતે બાપ પાસેજ રહેતો ને પોતાનાં માણસો દ્વારા એ પ્રાંતોનો કારભાર કરાવતો. **બીજો પુત્ર મહમ્મદ શુજા** બંગાળા ને બિહારનો સુબો હતો. તે બેદરકાર, લંપટ ને આળસુ, પણ બહાદુર હતો. **ત્રીજો પુત્ર ઔરંગઝેબ** ઇ. સ. ૧૬૧૮માં દાહોદ મુકામે જન્મ્યો હતો ને બાપના મંદવાડ વખતે દક્ષિણ હિંદમાં અમલદારી કરતો હતો. તે બહાદુર, કપટી, ને ઘણો ચતુર પુરુષ હતો. તે ચુસ્ત સુન્ની હોવાથી ઘણા દરબારીઓ તેના પક્ષમાં હતા. શાહઝાદી રોશનઆરા પણ તેના પક્ષની હતી. **ચોથો પુત્ર મુરાદ** ગુજરાતનો સુબો હતો. તે ભોળો, મોજીલો, મૂર્ખ પણ બહાદુર ને હાથનો ઘણો છુટો હતો.

**દારાની હાર ને શાહાજહાં કેદ, ઈ. સ. ૧૬૫૮**—મુરાદે ને શુજાએ પ્હેલાં ગુજરાતમાં ને બંગાળામાં પોતાની પાદશાહી જાહેર કરી. ઔરંગઝેબે મુરાદને ભોળવી પોતાના પક્ષમાં લીધો ને તેમણે **ઉજ્જૈન આગળ ધર્મત** ગામ **પાસે** દારાના સરદારો, જોધપુરના મહારાજા **જશવંતસિંહને** ને **કાસિમખાંને, હરાવ્યા.** પછી ચંબલ ઉપર **સામુગઢ** પાસે તેમણે **દારાને પણ હરાવ્યો.** દારા નાસી ગયો. હવે બંને ભાઈઓએ **આગ્રા** પણ **કબજે** કર્યું ને બુઢ્ઢા **શાહજહાંને કેદ** કર્યો. **ઔરંગઝેબ આલમગીર નામ ધારણ કરી ગાદીએ બેઠો.** ઇ. સ. ૧૬૫૯માં બીજી **વખત તેણે રાજ્યાભિષેક કરાવ્યો.**

**ત્રણ શાહઝાદાઓનો નાશ**—પોતાને ઔરંગઝેબે ભોળવ્યો તે હવે **મુરાદને** સમજાવા લાગ્યું. ઔરંગઝેબ પણ મુરાદનાં માણસોથી ભય પામવા લાગ્યો ને તે શાહઝાદાને કેમ દૂર કરવો તે માટે ઉપાયો યોજવા લાગ્યો. તે ભોળા માણસને તેણે એક વાર જમવા બોલાવ્યો ને જ્યારે તે ઉંઘતો હતો ત્યારે તેને કેદ કરાવી ગ્વાલિઅર મોકલી આપ્યો. ઔરંગઝેબે મુરાદના ઉપર ગુજરાતની સુબાગીરી વખતે તેણે કરેલા એક ખુનનો આરોપ

**મૂકયો** ને પછી તેને મારી **નંખાવ્યો,** ઇ. સ. ૧૬૬૦. દારાના **પુત્ર સુલેમાન શિકોહને** પણ એવીજ રીતે કેદ કરી **ગ્વાલિઅરના** કોટમાં **મારી નાંખવામાં આવ્યો,** ઇ. સ. ૧૬૬૨.

દારાએ **શુજા સામે** પોતાના પુત્ર સુલેમાન, જયપુરના રાજા જયસિંહ ને દિલીરખાંને મોકલ્યા હતા. તેઓએ શુજાને ઇ. સ. ૧૬૫૮માં કાશી પાસે **બહાદુરપુર આગળ** હરાવ્યો ને **ઔરંગઝેબે** તેને **કોરા આગળ હરાવ્યો;** તેથી તે ભાગી ગયો. ઔરંગઝેબનો માનીતો સરદાર મીરજુમ્લા તેની પાછળ પડયો પણ શુજા બંગાળા ને પછી આરાકાન તરફ નાસી ગયો ને ઠેઠ સૂધી કપટી ભાઇના હાથમાં સપડાયો નહિ. **ઔરંગઝેબનો પુત્ર સુલતાન મહમ્મદ** બાપને બેવફા નીવડયો હતો તેથી તેને પણ **કેદ કરવામાં** આવ્યો ને તે કેદી તરીકેજ મરી ગયો. બાપ, ભાઈઓ, બેન, ને પુત્રના જાનની પણ પરવા ન કરનાર ઔરંગઝેબ હવે હિંદનો ખરો પાદશાહ થયો. શાહજહાંનો અમલ પણ અહીં પૂરો થાય છે.

**શાહજહાંના ગુણદોષ. મોગલાઈની પૂર્ણ કળા**—આગ્રાના કિલ્લામાં પોતાનાજ પુત્રની પાકી ચોકી નીચે શાહજહાં આઠ વર્ષ સૂધી કેદી તરીકે રહ્યો. તે ભયંકર વખતમાં તેની પુત્રી જહાન આરા તેની ચાકરી કરતી. ઔરંગઝેબે કેદી બાપ તરફ કોઈ દિવસ દયાભાવથી જોયું નહિ. ઇ. સ. ૧૬૬૬માં શાહજહાં મરી ગયો. ઔરંગઝેબે તેના શબને પાદશાહી સંસ્કાર પણ કરાવ્યો નહિ. દારાના શબને પણ તેણે એવોજ અવિનય કર્યો હતો. શાહજહાં જુવાન વયમાં વિષયી હતો પણ તે ઉદાર, શૂર, ને પ્રજાપ્રિય શહેનશાહ થઈ ગયો. તે ચુસ્ત મુસલમાન હતો. તેણે ખ્રિસ્તીઓને ને હિંદુઓને સતાવ્યા હતા પણ ખરા. અકબરના વખતથી ચાલતા આવતા કેટલાક રીવાજોને તેણે બંધ કરાવ્યા, કારણ કે તે રીવાજો તેને મન સુન્ની મત વિરૂદ્ધ હતા. શાહજહાંના વખતમાં મોગલાઈ પૂર્ણ કળાએ પહોંચી. તેના અમલ દરમ્યાન પ્રજાને કોઈ જાતની પીડા નહોતી. રાજ્યમાં એકદમ શાંતિ હતી. અકબર ને નૂરજહાંના અમલનું સારૂં પરિણામ શાહજહાંના વખતમાં સ્પષ્ટપણે દેખાવા લાગ્યું. રાજ્યની તિજોરી નાણાંથી

ભરપૂર હતી. શાહજહાંએ આઝાદીનો પૂરો લાભ લીધો. તેણે આગ્રામાં **તાજમહાલ** ને **મોતી મસ્જીદ** બંધાવ્યાં. તાજ મહેલમાં પાદશાહની બેગમ



તાજમહાલ.

અર્જુમંદ બાનુ બેગમની ને ખુદ પાદશાહની કબરો છે. તે ભવ્ય ઈમારત તેણે પોતાની બેગમની યાદગીરી જાળવવા બંધાવી હતી. તાજને બાંધતાં ૨૨ વર્ષો લાગ્યાં હતાં. તેના જેવી ઈમારત આખી દુનિયામાં નથી. તે જગતનું કૌતુક કહેવાય છે. શાહજહાંએ દિલ્હી પાસે **શાહજહાનાબાદ** નામનું એક શહેર વસાવ્યું અને ત્યાં પણ તેણે **દિવાનેઆમ** ને **દિવાનેખાસ** બાંધ્યાં. વળી ઘણા મોટા ખર્ચે તેણે **મયૂરાસન** તૈયાર કરાવ્યું. ઇ. સ. ૧૭૩૯માં નાદિરશાહ આ મયૂરાસન ઈરાન ઘસડી ગયો.

ઇ. સ **૧૬૩૦–૩૨** માં ગુજરાત ને દક્ષિણ હિંદમાં **દુષ્કાળ** પડયો હતો ત્યારે શાહજહાંએ ત્યાંના લોકોને મદદ આપી હતી. **અહમદાબાદ**માં તેણે બંધાવેલો **શાહ-ઇ-બાગ** હજુ પણ છે. તેના વખતમાં કેટલાક **યૂરોપિઅનો** આપણા દેશમાં **મુસાફરી** ઉપર આવ્યા તેમાં. **બર્નિઅર**,

**તેવર્નિઅર** ને **મનૂચી** મુખ્ય છે. તે લોકો પોતાના પ્રવાસોનું વર્ણન મૂકતા ગયા છે. પહેલા બે મુસાફરો ફ્રેંચો હતા ને ત્રીજો ઇટલિનો હતો. બર્નિઅર દારાનો ડૉકટર હતો ને મનૂચી મોગલ લશ્કરમાં નોકરી કરતો. સંસ્કૃત કાવ્ય "ગંગાલહરી" ને કાવ્યશાસ્ત્ર ઉપર "રસગંગાધર"નો કર્તા **જગન્નાથ પંડિત** શાહજહાંના વખતમાં થઈ ગયો.

**પ્રશ્નો**—(૧) શાહજહાંને ગાદી અપાવનાર શખ્સો વિષે તમે શું જાણો છો? (૨) ખાનજહાં લોદીના બળવાની નાની વાત કહો. (૩) શાહજહાંએ અહમદનગર કેવી રીતે તાબે કર્યું? (૪) શાહજહાંના વખતમાં હિંદ આબાદ હતું એ કહેવા માટે તમારી પાસે શાં શાં કારણો છે? (૫) ઔરંગઝેબે શાહજહાં પાસેથી ગાદી કેવી રીતે હાથ કરી?



દિવાનેઆમ.



દિવાનેખાસ.

## પ્રકરણ ૧૧મું

## ઔરંગઝેબ અથવા આલમગીર પહેલો, ઇ. સ. ૧૬૫૮-૧૭૦૭. મોગલાઇની પડતીની શરૂઆત.

**ઔરંગઝેબ**—ગયા પ્રકરણનાં જણાવ્યા મુજબ ઔરંગઝેબ બાપના કુટુંબની પાયમાલી કરી હિંદુસ્તાનની ગાદીએ આવ્યો. તે ચુસ્ત સુન્ની મુસલમાન હતો. તેની ટેવો ઘણી સાદી ને નિયમિત હતી. તે ઘણો હિંમતબાજ ને શૂરો હતો. મોટાં મોટાં લશ્કરોને કેમ જાળવવાં તે સારી પેઠે જાણતો. રાજખટપટમાં પણ તે એટલોજ કાબેલ હતો. તે પોતાનું કર્તવ્ય બરોબર બજાવતો. કુરાન હાથે લખી અને ટોપીઓ બનાવી તેની ઉપજમાંથી તે પોતાનું ગુજરાન ચલાવતો. રાજ્યનો પૈસો તે પોતાને માટે કે ખાલી ભભકા ઉપર કદિ ગુમાવતો નહિ. તે અરબી, ફારસી અને હિંદુસ્તાની ભાષાઓ સારી રીતે જાણતો. ઈસ્લામનાં પુસ્તકો તે સારી રીતે જોઈ ગયો

હતો. તેણે ઇસ્લામી કાયદાઓને એકઠા કરાવી તેનું ધોરણસર એકીકરણ કરાવ્યું. પણ તેનામાં ગુણો હતા તેટલા દુર્ગુણો પણ હતાં. તે ઘણો કપટી, કદાગ્રહી, વ્હેમી, વૈરબુદ્ધિવાળો, ધર્માંધ, ને શિક્ષા કરતી વેળા બહુ ક્રૂર હતો. જે કોઈ સુન્ની મુસલમાન ન હોય તેને તે ધિક્કારતો. તેણે હિંદુઓને ને શિયાઓને સતાવ્યા. તેથી તેનો અમલ નિષ્ફળ ગયો. મુસલમાનો તેનાં ઘણાં વખાણ કરી ગયા છે ને કેટલાકો તો તેને "પીર" માને છે. પણ આપણે યાદ રાખવું જોઇએ કે ઔરંગઝેબ મુસલમાનોનો નહિ પણ બધી હિંદી પ્રજાઓનો પાદશાહ હતો. મોગલાઈની પડતી આણવામાં ઔરંગઝેબ મુખ્ય કારણ હતો એમ કહી શકાય.



ઔરંગઝેબ

ઔરંગઝેબને સંગીત, નાચ, વગેરે મોજશોખ ગમતો નહિ ને ગુલાબ, અત્તર, રેશમી કાપડ, વગેરે ચીજોનો દરબારમાં જે ઉપયોગ થતો તે હવે બંધ થયું. એમ કહેવાય છે કે સંગીત જાણનારાઓ એક વાર નનામી તૈયાર કરી રાજમહેલ આગળ લઈ જતા હતા ત્યારે પાદશાહે પૂછયું કે "આ નનામી કોની છે?" જવાબ મળ્યો કે 'સંગીતની!' પાદશાહે કહ્યું કે "સારૂં; હવે સગીતને એવું ઉંડું દાટજો કે તે પાછું ઉભુંજ થઈ શકે નહિ" પાદશાહને કવિતા પણ ગમતી નહિ.

**ઔરંગઝેબ અને ઉત્તર હિંદ—શુજા પાછળ ઔરંગઝેબે મીરજુમ્લાને મોકલ્યો હતો. તેણે આસામ ને કુચબિહાર જીતી લીધાં, ૧૬૫૮–૬૩. પણ ચડાઈ દરમ્યાન તે સરદાર ઈ. સ. ૧૬૬૪માં મરી ગયો.**

મોગલો એ બંને દેશો ખાલી કરી ગયા. ઇ. સ. ૧૬૬૬માં પાદશાહના મામા શાયસ્તાખાંએ બંગાળાના બંદર **સાતગાંવમાંથી** આરાકાનીઓને ને બીજા ચાંચીઆ લોકોને હરાવી કાઢી મૂક્યા. વાયવ્ય સરહદ ઉપરના **અફઘાનોને** પણ ઔરંગઝેબે કબજામાં રાખ્યા.

**ઔરંગઝેબ અને હિંદુઓ**—ઔરંગઝેબના વડવાઓ હિંદુસ્તાનની તમામ પ્રજાઓ પ્રત્યે ને ખાસ કરીને રજપુતો પ્રત્યે સારા ભાવથી વર્ત્યા હતા. રજપુતોએ તો તેમની સાથે રહી આખું હિંદુસ્તાન તેમને મેળવી આપ્યું હતું. શાહજહાંએ આ નીતિનો થોડોએક ભંગ કર્યો હતો એ આપણે ઉપર જોઈ ગયા. પણ ઔરંગઝેબના વખતમાં એ ઉદાર રાજ્યનીતિનો એકદમ ત્યાગ કરવામાં આવ્યો. તેથી ઉત્તર હિંદના ને દક્ષિણ હિંદના મોટા મોટા હિંદુ રાજાઓ તેની સામા થયા ને છેવટે રાજ્યતંત્ર એટલું બધું લૂલું ને અંધેરવાળું થઈ ગયું કે તેના મરણ પછી ટૂંક મુદ્દતમાં મોગલાઈ તૂટી પડી. ઔરંગઝેબ જ્યારે ગુજરાતમાં ને દખ્ખણમાં સુબેદાર હતો ત્યારે પણ તેણે તે પ્રાંતોમાં જુનાં મંદિરોનો ઉદ્ધાર કરવા સામે ને નવાં મંદિરો કરવા સામે હુકમો કાઢ્યા હતા. ગાદીએ આવ્યા પછી તેણે તે હુકમો આખા રાજ્યમાં લાગુ કર્યા. મથુરા, કાશી, જગન્નાથપુરી, વગેરે હિંદુઓનાં પવિત્ર યાત્રાનાં સ્થળોનાં મોટાં મોટાં મંદિરોને—જેવાં કે કેશવરાય ને વિશ્વેશ્વરનાં મંદિરોને—તેણે તોડી નંખાવ્યાં. તેણે હિંદુઓને ભણતા અટકાવ્યા. ઇ. સ. ૧૬૭૯માં તેણે હિંદુઓ ઉપર ઝઝીયાવેરો નાંખ્યો ને જ્યારે દિલ્હીના હિંદુએ હુકમ સામે તેની પાસે વિનતિ કરવા ગયા ત્યારે પાદશાહે તેમના ઉપર હાથીઓ છૂટા મૂકી દીધા ને હજારો નિરપરાધી માણસો માર્યાં ગયાં. તેણે હિંદુઓને બનતાં સુધી નોકરી ઉપર ન રાખવાનો હુકમ બહાર પાડયો. રજપુતો સિવાય બીજા બધા હિંદુઓની પાસેથી હથિઆરો પણ છીનવી લેવામાં આવ્યાં તે ઉપરાંત દરબારમાં હિંદુ કે પારસી તહેવારો કે આચારો પળાતા હતા તે પણ હવે બંધ કરવામાં આવ્યું. દીવાળી, હોળી, દશરા, વગેરે હિંદુ ઉત્સવો અટકાવવામાં આવ્યા. ઉદેપુરના રાણા જયસિંહે ઝઝીયાવેરા સામે પાદશાહને એક કાગળ લખ્યો પણ તેની કાંઈ અસર ન થઈ.

ઔરંગઝેબે માત્ર હિંદુઓનેજ નહિ પણ જેઓ સુન્નીઓ નહોતા તેમને પણ સતાવ્યા. વોરા લોકોના ગુરુ સૈય્યદ કુત્બુદ્દીનને તેણે અહમદાબાદ મુકામે પાંચસો વોરાઓ સાથે મારી નંખાવ્યો. આ કારણોથી શિયા લોકો પણ તેની સામા થયા.

**ધર્મને નામે બંડો**—આવા જોહુકુમી અમલ સામે ઉત્તર હિંદની ઘણી પ્રજાઓ ઉઠી. મથુરા ને આગ્રાના **જાટ ખેડુતો** ઉઠયા. ઇ. સ. ૧૬૭૨માં નાર્નોલના **સત્નામી લોકો** ઉઠયા. મોગલ સિપાઇઓ તેમને હંફાવી શકયા નહિ ને જ્યારે ઔરંગઝેબે કુરાનનાં વાકયો લખી લશ્કરમાં વ્હેંચ્યાં ત્યારેજ આ લોકો શાંત થયા. પાદશાહે **સિખ ગુરુ તેજ બહાદુરને** ક્રૂર રીતે મારી નંખાવ્યો. **બુંદેલાઓ** પણ સામા થયા ને **ચંપતરાયે** ને તેના પછી **છત્રસાલે** મોગલોને ઘણીજ કનેડગત કરી. તે સિવાય **મેવાડ ને મારવાડના** રજપુતો પણ ઔરંગઝેબ સાથે ઘણો વખત લડયા. મોગલાઈ આવી રીતે નબળી પડતી ગઈ.

**મારવાડ ને ઔરંગઝેબ**—મારવાડ અથવા જોધપુરનો રાજા જશવંતસિંહ આ વખતે રજપુતોમાં મુખ્ય ગણાતો હતો. તે એક વાર દારાના પક્ષમાં ઔરંગઝેબ સામે પડયો હતો ને તેનું રાજ્ય ગુજરાતના માર્ગમાં આવી રહ્યું હતું. આ કારણોથી ઔરંગઝેબે મારવાડને ખાલસા કરવાનો નિર્ણય કર્યો. ઇ. સ. **૧૬૭૮**માં **જશવંતસિંહ** કાબુલથી પાછો આવતો હતો ત્યારે રસ્તામાં **મરી** ગયો. **ઔરંગઝેબે મારવાડ ખાલસા** કર્યું પણ રાજાની રાણીએ થોડા વખત પછી **અજિતસિંહને જન્મ આપ્યો** તેથી **ઔરંગઝેબે** તે **બાળકને** મારવાડના રાજા તરીકે **સ્વીકારવા ના પાડી** ને જે રાજ્ય તેણે થોડા વખત અગાઉ ખાલસા કર્યું હતું તેજ રાજ્યની **ગાદી** જશવંતના ભત્રીજા ઇંદ્ર**સિંહને આપી.** આ વખતે જોધપુરના રાજ્યના પ્રધાનનો પુત્ર **વીર દુર્ગાદાસ** આગળ આવ્યો. તેણે બાળક અજિતને આબુ ઉપર મોકલી આપ્યો ને **રાઠોડોને** પોતાની જન્મભૂમિને ને પોતાના મહારાજાને પરદેશીઓને ને પરધર્મીઓને હાથે જતાં અટકાવવા **ઉશ્કેર્યા.**

**મેવાડ**—અજિતસિંહ ઉદેપુરના રાણા રાજસિંહનો ભાણેજ થતો હતો. વળી ઝઝીયા વેરાથી તે રાણો પણ ગભરાયો. તેથી મેવાડના સિસોદિઆઓ

પણ મોગલો સામા ઉઠયા. પાદશાહે પોતાના ત્રણ શાહઝાદાઓને, આઝમ, મુઆઝમ ને અકબર–રજપુતો સામે મોકલ્યા. પણ તેઓ નિષ્ફળ ગયા. અકબર સાથે રજપુત રાજાઓ છુપો પત્રવ્યવહાર કરતા હતા. ઇ. સ. ૧૬૮૦મ રાણો રાજસિંહ મરી ગયો. તેનો પુત્ર જયસિંહ ગાદીએ આવ્યો. રજપુતો અરવલ્લીમાં ભરાઈ ગયા. **મેવાડ પણ મોગલોને હાથ ગયું, ઇ. સ. ૧૬૮૦.**

**અકબરનું બંડ, ઇ સ. ૧૬૮૧**—આ વખતમાં શાહઝાદો અકબર રજપુતોને મળી ગયો. પાદશાહે અકબરને સમજાવવા ઘણી મહેનત કરી ને કપટભર્યો એક કાગળ પણ લખ્યો, છતાં તે ફાવ્યો નહિ. દુર્ગાદાસે અકબરને દક્ષિણમાં રાયગઢ મુકામે મરાઠા રાજા સંભાજીના દરબારમાં પહોંચાડી દીધો, ઇ. સ. ૧૬૮૧. અકબર ત્યાંથી ઇરાન ભાગી ગયો ને ત્યાંજ મરી ગયો, ઇ. સ. ૧૭૦૬.

**મેવાડ સાથે સંધિ, મારવાડી વિગ્રહ,** ઇ. સ. **૧૬૮૧–૧૭૦૭.** અકબર દક્ષિણ નાસી ગયો એટલે પાદશાહ ગભરાયો. તેને પણ દક્ષિણ જવાની જરૂર પડી. જયસિંહ પણ યુદ્ધથી કંટાળ્યો હતો. તેથી બંને વચ્ચે ઇ. સ. ૧૬૮૧માં સુલેહ થઇ ને મેવાડ ફરીથી સ્વતંત્ર થયું. પણ રાઠોડો તો પાદશાહ સામે ઠેઠ સુધી લડ્યા. ઇ. સ. ૧૬૯૬માં લડાઈ બંધ થઈ તે પાછી ઇ. સ. ૧૭૦૨માં શરૂ થઇ ને અજિતને બાપીકી ગાદી ઠેઠ ઇ. સ. ૧૭૦૯માં મળી શકી. દુર્ગાદાસે રાઠોડોની ઘણી સેવા કરી. તેના જેવો બાહોશ સરદાર ને મુત્સદ્દી રજપુતોમાં થયો નથી. તે એવો તો પ્રામાણિક હતો કે શાહઝાદા અકબરનાં બે ફરજંદો–એક પુત્ર ને એક પુત્રી–ને તેણે મુસ્લીમ કેળવણી આપી ઔરંગઝેબને હવાલે કર્યાં. તેના જેવા વીર મુત્સદ્દીને શત્રુ બનાવી ઔરંગઝેબે મોટી ભૂલ કરી.

**હુગલીના અંગ્રેજો સામે લડાઈ,** ઇ. **સ. ૧૬૮૬–૯૦**— ઔરંગઝેબે ચાર વર્ષો સુધી હુગલીના અંગ્રેજો સામે લડાઈ કરી, કારણકે તેઓ મોગલ સુબાને જગાત આપવા ના પાડતા હતા. ઇ. સ. ૧૬૯૦માં બંને વચ્ચે સુલેહ થઈ.

**પરિણામો:**—આ રજપુત ને બીજાં યુદ્ધોની અસર એ થઈ કે ઉત્તર હિંદનું કેટલુંક લશ્કર તેમાં રોકાઇ ગયું ને તેથી દક્ષિણ હિંદમાં બરોબર

ગ્રામ થઈ શક્યું નહિ. વળી રજપુતો દક્ષિણમાં ઝાઝી સંખ્યામાં ગયા નહિ. ઉત્તર હિંદનો કારભાર પણ ઘણો ઢીલો થઈ ગયો.

**દક્ષિણ હિંદ ને ઔરંગઝેબ, ઇ. સ. ૧૬૫૮–૧૭૦૭:**—દક્ષિણ હિંદમાં ઔરંગઝેબ બે શત્રુઓ સામે લડ્યો. (૧) મરાઠાઓ સામે (૨) બિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યો સામે.

**ઔરંગઝેબ ને શિવાજી, ઈ. સ. ૧૬૬૩–૮૦:**—શિવાજી આ વખતે અહમદનગર પાસે પોતાની સત્તા જમાવતો હતો તેથી ઔરંગઝેબે તેને દબાવવા માટે પોતાના મામા **શાયસ્તાખાંને** મોકલ્યો, ઇ. સ. ૧૬૬૦. શાયસ્તાખાંએ પૂનામાં જે ઘરમાં શિવાજી જન્મ્યો હતો ત્યાં જ ઉતારો કર્યો. એક વાર રમઝાન માસમાં શિવાજી પાસે આવેલા સિંહગઢના કિલ્લામાંથી પૂના આવ્યો ને રાત્રે એક વરઘોડામાં તેણે ને તેનાં માણસોએ ભળી જઈ શાયસ્તાખાંની છાવણી ઉપર એકાએક છાપો માર્યો. નવાબની પોતાની આંગળી કપાઇ ગઈ ને તે **માંડ માંડ પૂનાથી નાસી છૂટયો**, ઇ. સ. **૧૬૬૩.** આ બનાવ પછી શિવાજીએ ઇ. સ. **૧૬૬૪**માં **સુરત** શહેરને મનમાનતું **લુટયું.** સુરત આ વખતે દુનિયામાં એક મોટું બંદર ગણાતું. ત્યાંના લોકો ઘણા પૈસાદાર હતા. મોગલ અમલદારે બંદરનો કે બંદરના લોકોનો કોઈ બચાવ કર્યો નહિ. કોઠીઓ નાંખી પડેલ અંગ્રેજો ને વલંદાઓજ શિવાજી સામા થયા.

ઔરંગઝેબ હવે શિવાજી ઉપર ઘણો ચીડવાયો. તેણે પોતાના બાહોશ સરદાર રજપુત રાજા **જયસિંહને** શિવાજી ઉપર મોકલ્યો, ઇ. સ. ૧૬૬૫. જયસિંહે કાવાદાવાથી અને શિવાજીના કેટલાક કિલ્લાઓ લઈ દમથી તેની સાથે **પુરંદર મુકામે મુલેહ** કરી. તેમાં અરસ્પરસ બંને પક્ષોને કેટલોક મુલક મળ્યો. જયસિંહે હવે શિવાજીને આગ્રા જવા આગ્રહ કર્યો ને તેને કોઈ આંચ નહિ આવે એમ વચન આપ્યું. તેથી ઇ. સ. **૧૬૬૬**માં **શિવાજી ને તેનો પુત્ર સંભાજી** આગ્રા ગયા. ઔરંગઝેબ તેમની સાથે કપટ રમ્યો. તેણે બંનેને પાકી ચોકી નીચે રાખ્યા. પણ શિવાજી ઔરંગઝેબથી ગાંજ્યો જાય તેવો નહોતો. તે બ્રાહ્મણોને ને ગરીબોને દાન આપવા મીઠાઈના ટોપલાઓ મંગાવતો. તેમાં એકવાર બાપદીકરો સંતાઈ આગ્રાથી નાસી ગયા. **સંભાજી**

મથુરા રહ્યો પણ શિવાજી બાવાના વેશમાં મથુરા, કાશી, ગયા ને જગન્નાથપુરીની જાત્રા કરતો કરતો ને મોગલોથી છાનો ભાગતો ભાગતો સહીસલામત રાયગઢ આવી પહોંચ્યો. ત્રણ વર્ષ સૂધી શિવાજી ઔરંગઝેબ સાથે સુલેહ પ્રમાણે વર્ત્યો. પણ જ્યારે પાદશાહે હિંદુઓ તરફ ખરાબ વર્તન બતાવવા માંડયું ત્યારે તે તેની સામો થયો, ઇ. સ. ૧૬૭૦–૭૯. આ વખતે શાહઝાદો મુઆઝમ દખ્ખણનો સુબેદાર હતો. ઇ. સ. **૧૬૭૦**માં શિવાજીએ **સુરતને બીજી વાર** લુટયું. મરાઠાઓ હવે ઠેઠ ગુજરાતની સરહદ સૂધી લુટફાટ કરવા લાગ્યા. પાદશાહી લશ્કરો તેમની સામે કાંઈ કરી શક્તાં નહિ. **શિવાજી** ઇ. સ. **૧૬૮૦માં મરી ગયો** ત્યાં સૂધી આમ ચાલ્યાં કર્યું. શિવાજી સંબંધી વધારે હકીકત મરાઠી વિભાગમાં આપી છે.

**ઔરંગઝેબ ને સંભાજી, ઇ. સ. ૧૬૮૦-૮૮**—શિવાજી પછી તેનો પુત્ર સંભાજી ગાદીએ આવ્યો. તેણે પણ ઔરંગઝેબ સામે લડવાનું ચાલુ રાખ્યું. તેના વખતમાં શાહઝાદો **અકબર** પાદશાહ સામે બંડ કરી વીર દુર્ગાદાસ સાથે **રાયગઢ** સંભાજીને શરણે **આવ્યો** પણ સંભાજી તેની હાજરીનો કંઈ લાભ લઈ શકયો નહિ. શાહઝાદો પોતે નિરાશ થઈ ઈરાન ભાગી ગયો. ઇ. સ. **૧૬૮૧માં ઔરંગઝેબ પોતે દક્ષિણમાં આવ્યો.** તેના ત્રણ પુત્રો ને બીજા સરદારો હવે મરાઠાઓ ઉપર ઉતર્યા. સંભાજીનું **કુટુંબ કેદ** પકડાયું. ઇ. સ. ૧૬૮૯માં **સંભાજી** પોતે સંગમેશ્વર પાસે તેના માનીતા સલાહકાર **"કલુશા" બ્રાહ્મણ સાથે કેદ** પકડાયો. ઔરગઝેબે તેનું ઘણું અપમાન કર્યું ને કહેવરાવ્યું કે "જો તું મુસલમાન થાય તોજ તારો જીવ બચી શકે." સંભાજીએ જવાબ આપ્યો કે "જો પાદશાહ પોતાની શાહઝાદીને પરણાવે તોજ હું મુસલમાન થાઉં." ઉપરાંત તેણે પયગંબરના નામને અપમાન પહોંચાડયું. ઔરંગઝેબે રાજાને ને તેના બ્રાહ્મણ મિત્રને **ઘણી ઘાતકી રીતે મારી નંખાવ્યા,** ઇ. સ. ૧૬૮૯. આ બનાવથી તમામ મરાઠા લોકો પાદશાહ સામે ઘણાજ ઉશ્કેરાઈ ગયા.

**ઔરંગઝેબ ને રાજારામ, ઇ. સ. ૧૬૮૯–૧૭૦૦**—સંભાજીનો પુત્ર શાહૂ રાયગઢ મુકામે મોગલોનો કેદી થયો હતો તેથી શિવાજીનો બીજો પુત્ર **રાજારામ** હવે મરાઠાઓનો રાજા થયો. રાયગઢથી તે કર્ણાટકમાં

**જીંજીના** કિલ્લામાં **નાસી આવ્યો.** મોગલોએ જીંજીને ઘેરો ઘાલ્યો. મરાઠાઓ આ વખતે આખા કર્ણાટક પ્રાંતમાં લુટફાટ ચલાવતા હતા. છેવટે ઠેઠ ઇ. સ. **૧૬૯૮**માં મોગલ સરદાર ઝુલફીકારખાંએ ખાનગી રીતે રાજારામને નાસી જવાની છૂટ આપી ને મરાઠાઓએ **જીંજી મોગલોને સ્વાધીન** કર્યું. **રાજારામ સાતારા** ગયો પણ તે ઇ. સ. **૧૭૦૦માં મરી** ગયો. તેથી તેના સગીર પુત્રને નામે વિધવા તારાબાઈ કારભાર ઉપર આવી.

**ઔરંગઝેબ ને મરાઠાઓ, ઈ. સ. ૧૭૦૦–૧૭૦૭. તારાબાઈના** કારભાર દરમ્યાન સંતાજી ઘોરપડે, ધન્ના જાવવ અને નીમા સિંધિઆ ને બીજા મરાઠા સરદારો આખા દક્ષિણ હિંદમાં ને ઠેઠ **ગુજરાત** ને **માળવા સુધી** પણ **લુટફાટ** કરવા **લાગ્યા. ઔરંગઝેબે** પણ **કોંકણ** ને **મહારાષ્ટ્ર કબજે** કરવા જીવતોડ મહેનત કરી. પણ તેમાં તે ઘણો ખુવાર થયો. છેવટે તે થાકી ગયો ને ઇ. સ. ૧૭૦૫માં ઉત્તર હિંદ જવા તૈયાર થયો. ઇ. સ. **૧૭૦૬**માં તે **અહમદનગર** આવ્યો. પણ તે હવે વૃદ્ધ થઇ ગયો હતો. ઇ. સ. ૧૭૦૭ના **માર્ચ માસમાં તે મરી ગયો.**

**બિજાપુર ખાલસા:**—શાહજહાંના વખતમાંજ ઔરંગઝેબ બિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યોને ખાલસા કરી શકત તે આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા. તેથી જ્યારે તે પાદશાહ થયો ત્યારે તેણે મોગલ પાદશાહોનું ધોરણ કાયમ રાખ્યું ને એ બે ક્યારનાંએ નબળાં થઇ ગએલાં રાજ્યોને નાબુદ કરવા તૈયારી કરી. પહેલાં તેણે રાજા જયસિંહને બિજાપુર સામે મોકલ્યો, પણ તે નિષ્ફળ ગયો, ઇ. સ. ૧૬૬૫-૬૬. ઇ. સ. ૧૬૭૨માં બિજાપુરનો સુલતાન અલી **આદિલશાહ મરી ગયો.** તેનો **પુત્ર સિકંદર સગીર હતો** તેથી ઔરંગઝેબે તેનો લાભ લઈ ઇ. સ. **૧૬૭૬માં ફરી લશ્કર** મોકલ્યું. તે પોતે ઇ. સ. **૧૬૮૧**માં દક્ષિણમાં આવ્યો. શાહઝાદા આઝમે ને ખાન-ઈ-જહાં નામના સરદારે બિજાપુર સંસ્થાનના એક પછી એક એમ તમામ પ્રાંતો લઈ લીધા, ઇ. સ. ૧૬૮૪-૮૫ ને ઇ. સ. ૧૬૮૫માં ખુદ **બિજાપુરને ઘેરો ઘાલ્યો.** તે ઘેરો સત્તર માસ સૂધી રહ્યો. છેવટે સિકંદરે તે શહેર મોગલોને **આપી દીધું,** ઇ. સ. **૧૬૮૬. ઔરંગઝેબે** સિકંદરને કેદ કર્યો ને **સાતારા** મુકામે તે ઇ. સ. ૧૭૦૦માં મરી ગયો.

## ગોવળકોંડા ખાલસા—ગોવળકોંડાનો સુલતાન અબ્દુલ્લા કુત્બશાહ



ઇ. સ. ૧૬૭૨માં મરી ગયો તેથી તેનો જમાઈ અબૂલહસન સુલતાન થયો, પણ એ સંસ્થાન નબળું થઈ ગયું હતું. ઇ. સ. ૧૬૮૫માં શાહઝાદા શાહ આલમે **હૈદરાબાદ** લીધું ને પછી ઇ. સ. ૧૬૮૬માં ગોવળકોંડાને ઘેરો નાંખ્યો. તે શહેર ઇ. સ. ૧૬૮૭માં શરણ થયું. સુલતાન અબૂલ હસનને દૌલતાબાદ મુકામે કેદ રાખવામાં આવ્યો. બે વર્ષ પછી એટલે ઇ. સ. ૧૬૮૯માં ઔરંગઝેબે રાજા સંભાજીને કેદ પકડી મારી નંખાવ્યો એટલે આખું **દક્ષિણ હિંદુસ્તાન** તેના તાબામાં આવ્યું. પણ તેજ વખતે મોગલાઇની પડતી શરૂ થઈ ચૂકી હતી. પચીસ વર્ષની તનતોડ પણ ગેરવ્યાજબી મહેનતનું કેવું ભયંકર પરિણામ આવ્યું !

**ઔરંગઝેબ કેમ ન ફાવ્યો ?** મોગલો દક્ષિણમાં કેમ ન ફાવ્યા ? પહેલાં તો તેઓ પોતાના વતનથી ઘણે છેટે લડાઈ કરતા હતા. દક્ષિણ હિંદથી તેઓ અજાણ્યા હતા. મરાઠાઓ તેમની સામે ખુલ્લી લડાઈઓ કદિ ન કરતા. તેમનો દેશ ડુંગરાઉ હતો. તેમાં ઘણા કોટકિલ્લાઓ હતા. તેમને સર કરતાં ઘણો વખત લાગતો. વળી મરાઠી લશ્કરો મોગલો ઉપર છુપો છાપો મારી તેમને નસાડી દેતાં ને પાદશાહી મુલકમાં લુટફાટ કરતાં. મોગલ સરદારો અંદર અંદર લડતા ને તેઓ લાંબા સંગ્રામથી કંટાળી ગયા હતા. વળી એજ કારણને લઇને આખો દક્ષિણ દેશ વેરાન થઈ ગયો. ઉત્તર હિંદમાં રજપુતો, સિખો ને બુંદેલાઓ પાદશાહ વિરુદ્ધ હતા તેથી ત્યાંનું મ્હેસુલ આવતું બંધ થયું. લડવા માટે પૂરાં માણસો પણ મળતાં નહિ તો તેમને માટે ખોરાકી ને દારૂગોળાની તો શી વાત કરવી ?

**ઔરંગઝેબની ભૂલ**—ઔરંગઝેબે દક્ષિણ હિંદમાં ને ઉત્તર હિંદના કારભારમાં મોટી ભૂલ કરી. બિજાપુર ને ગોવળકોંડા રહેવા દઈ મરાઠાઓ સામે તે ગયો નહિ, તે તેની ખરી ભૂલ કહેવાશે નહિ, કારણકે એ બે મુસલમાની રાજ્યો તો અંદરથી સડી ગયાં હતા ને તેમના તરફથી મોગલોને કદિ મદદ મળી શકત નહિ. ઔરંગઝેબે મરાઠાઓને ઘણા ઉશ્કેર્યા તેજ તેની મોટી ભૂલ કહેવાય. સંભાજીને ખંડિઓ રાજા બનાવી ને બિજાપુર ને ગોવળકોંડાને ખાલસા કરી ઔરંગઝેબે ઉત્તરના કારભાર ઉપર જો ધ્યાન આપ્યું હોત તો તેની ને મોગલ લશ્કરની એટલી બધી ખરાબ વલે થાત નહિ ને ઉત્તરના

લોકો પણ ભવિષ્યમાં મોગલાઈને એટલી બધી વ્હેલી હચમચાવી શક્ત નહિ. **અતિ રાજ્યલોભ** એજ ઔરંગઝેબની ખરી ભૂલ કહી શકાય.

ઔરંગઝેબના ગુણદોષ ને તેના કારભારની બીજી ભૂલો આપણે ઉપર જોઈ ગયા છીએ. મરતી વખતે તે વસીયતનામું કરતો ગયો પણ કોઈ પણ શાહઝાદાએ તે માન્યું નહિ. શરૂઆતમાંજ તે વસીયતનામામાં ઔરંગઝેબ કહે છે કે "હું ખાલી હાથે આ દુનિયામાં જન્મ્યો હતો અને ખાલી હાથે તે છોડીને ચાલ્યો જાઉં છું." ઔરંગઝેબે પોતાના અમલનો ખાનગી ઇતિહાસ લખવાની મનાઈ કરી હતી. પણ સરકારી હુકમ પ્રમાણે લખાએલો તેના અમલનો ઇતિહાસ આપણને મળી શકે છે. **ખાફીખાં** નામના લેખકે પણ આ વખતનો ઇતિહાસ લખ્યો છે.

**પ્રશ્નો**—(૧) ઔરંગઝેબ અને રજપુતો વચ્ચેનો સંબંધ જણાવો. (૨) શિવાજીએ મોગલોને કેવો ત્રાસ આપ્યો? (૩) મરાઠાઓના ત્રીસ વર્ષના સંગ્રામનો ખ્યાલ આપો. (૪) ઔરંગઝેબની દખ્ખણની રાજ્યનીતિનું શું પરિણામ આવ્યું? (૫) ઔરંગઝેબે બિજાપુર ને ગોંવળકોંડાને શા માટે ને કેવી રીતે ખાલસા કર્યાં? (૬) પાદશાહના ગુણદોષ વર્ણવો.

## પ્રકરણ ૧૨મું

## બૂઝાતી મોગલાઇ, ઇ. સ. ૧૭૦૭–૧૯.

**બહાદુરશાહ, ઈ. સ. ૧૭૦૭–૧૨**—ઔરંગઝેબને પાંચ પુત્રો હતાઃ– (૧) મહમ્મદ સુલતાન. આ શાહઝાદો કેદમાંજ મરી ગયો. (૨) મુઆઝમ અથવા શાહ આલમ. તે ઔરંગઝેબના મરણ વખતે કાબુલનો સુબો હતો. (૩) આઝમ. તે બંગાળાનો સુબો હતો. (૪) અકબર. તે બંડખોર તરીકે ઇરાનમાં મરી ગયો. (૫) કામબક્ષ. તે બિજાપુરનો સુબો હતો. આમાંનો પહેલો શાહ આલમ બહાદુરશાહ નામ ધારણ કરી પાદશાહ થયો. તેણે આઝમને ચંબલ નદી આગળ ને કામબક્ષને હૈદરાબાદ આગળ હરાવ્યા. ત્યાર પછી બહાદુરશાહે જોધપુરના અજિતસિંહ, જયપુરના જયસિંહ, ને મેવાડના અમરસિંહ ઉપર ચડાઈ કરી. રજપુત રાજાઓએ આ વખતે મોગલોથી સ્વતંત્ર થવા ને મરાઠાઓને મદદ કરવા પરસ્પર કરાર કર્યો. બહાદુરશાહે સિખ ગુરુ બંદાને હંફાવવા માટે પણ મહેનત કરી. પણ તે

ફાવ્યો નહિ. તે ઇ. સ. ૧૭૧૨માં મરી ગયો. એ પાદશાહ ભલો ને ઉદાર હતો પણ તેનામાં ઝાઝી આવડત નહોતી. તેના વખતમાં સિખ લોકો લાહોર ને દિલ્હી વચ્ચેના પ્રદેશમાં મોગલ અમલદારોને ત્રાસ આપવા લાગ્યા.

**જહાંદારશાહ, ઇ. સ. ૧૭૧૨-૧૩.** બહાદુરશાહના ચાર પુત્રો વચ્ચે લડાઈઓ થઇ તેમાં ત્રણ માર્યા ગયા ને જહાંદારશાહ **ઝુલફીકારખાંની** મદદથી પાદશાહ થયો. પણ તે ઘણો લંપટ ને અશક્ત હતો. બંગાળામાં પાદશાહના નાના ભાઈ આઝમના પુત્ર **ફર્રુખસિયરે** બંગાળામાં બંડ કર્યું ને **હુસેનઅલીખાં** ને **અબ્દુલ્લાખાં** નામના બે સૈય્યદ ભાઈઓની તથા **નાગર અમલદારો, છબીલરામ ને** તેના ભત્રીજા **ગિરિધરલાલની મદદથી** દિલ્હી સર કર્યું. પાદશાહ તથા ઝુલફીકારખાંનાં ખુન કરવામાં આવ્યાં ને ફર્રુખસિયર પોતે **ગાદીએ આવ્યો**.

**ફર્રુખસિયર, ઇ. સ. ૧૭૧૩-૧૯.** ફર્રુખસિયરના વખતમાં **સૈય્યદભાઈઓ** આગળ આવ્યા. તેમના વડવાઓ મૂળ ઈરાકના વતનીઓ હતા ને પઠાણ સુલતાનાના વખતમાં હિંદમાં આવ્યા હતા. તેઓ હમેશાં મોખરે રહી લડાઈ કરતા. મોટો અબ્દુલ્લા લોભી ને ઉદ્ધત હતો. નાનો હુસેન મુત્સદ્દી ને ઉદાર દીલનો હતો. તેમણે ફર્રુખને ગાદી અપાવી હતી ને જોધપુરના મહારાજા અજિતને હરાવી તેની પુત્રી ઇંદ્રકુમારી સાથે પાદશાહનું લગ્ન કરાવ્યું હતું. પણ પાછળથી તેમને ને પાદશાહને બન્યું નહિ. તેમના દુશ્મનોએ હુસેનને દક્ષિણ મોકલ્યો ને અબ્દુલ્લાને રજપુતસ્તાનમાં મોકલ્યો. પણ બંનેએ પોતપોતાના દુશ્મનોને હરાવ્યા. પાદશાહનું કાવતરું હવે પકડાઈ ગયું. તેથી હુસેન પેશવા બાળાજીને લઇ લશ્કર સાથે દિલ્હી આવ્યો ને ત્યાં ફર્રુખને મારી નાંખ્યો. બંને ભાઇઓએ હવે બહાદુરશાહના ત્રીજા પુત્ર રફિઉશશાનના પુત્ર **રફિઉદ્દદર્જાત**ને ગાદી આપી પણ તે એક અઠવાડીઆમાં મરી ગયો તેથી તેના ભાઈ **રફિઉદ્દ દૌલા**ને ગાદી આપી. તે પણ મરી ગયો એટલે તેમણે બહાદુરશાહના પુત્ર જહાનશાહના પુત્ર ખુજીસ્તા અખ્તરને **મહમ્મદશાહના** નામથી પાદશાહ તરીકે જાહેર કર્યો; ઇ. સ. ૧૭૧૯.

ફર્રુખસિયર માંદો પડયો હતો ત્યારે હૅમિલ્ટન નામના એક અંગ્રેજ ડૉકટરે તેની સારવાર કરી હતી. તે પાદશાહે **ઇ. સ. ૧૭૧૭માં**

**અંગ્રેજોને** મદ્રાસ પાસે કેટલીક જમીન આપી ને સુરત ને હુગલીનાં બંદરો ઉપરનું તેમનું દાણ માફ કર્યું.

**મરાઠાઓને ત્રણ સનદ**—સૈય્યદ ભાઇઓ પોતાના દુશ્મનોને મરાઠી લશ્કર ને તેમના સરદાર પેશવા બાળાજી વિશ્વનાથની મદદથી હંફાવી શકયા હતા. તેથી તેમની વગથી મોગલ પાદશાહે આ વખતે મરાઠાઓને ત્રણ સનદોની નવાજેશ કરી. પહેલી સનદથી સંભાજીનો પુત્ર શાહૂ શિવાજીએ જીતેલા મુલક કે **"સ્વરાજ્ય"**નો રાજા થયો. બીજી સનદથી પાદશાહે મરાઠાએ ને દક્ષિણના મોગલ મુલકોના મ્હેસુલનો ચોથો ભાગ અથવા **ચોથાઈ** માંડી આપી ને ત્રીજી સનદથી તેજ મ્હેસુલનો દસમો ભાગ અથવા **સરદેશમુખી** માંડી આપી. આ નવાજેશો બદ્દલ મરાઠાઓએ દક્ષિણના સુબાઓનું રક્ષણ કરવા ને ૧૫૦૦૦ માણસોનું લશ્કર નીભાવવા પાદશાહને વચન આપ્યું, **ઇ. સ ૧૭૧૯.**

**પ્રશ્ન**:—(૧) ઔરંગઝેબ પછી મોગલ પાદશાહોએ રાજ્ય ખોયું તેના દાખલાઓ આપો. (૨) આ વખત દરમ્યાન મરાઠાઓએ શી કામગીરી બતાવી ? (૩) સૈય્યદ ભાઇઓ, ઝુલફીકારખાં ને અજિતસિંહ વિષે તમે શું જાણો છો ?

## પ્રકરણ ૧૩મું

## નાશ પામતી મોગલાઈ. મહમ્મદશાહ, ઇ. સ. ૧૭૧૯-૪૮.

**મહમ્મદશાહ**:—મહમ્મદશાહ સત્તર વર્ષની ઉમરે પાદશાહ થયો પણ તે શક્તિ વિનાનો હોવાથી તેના વખતમાં મોગલાઇના ભાગો પડી ગયા.

**સૈય્યદભાઇઓનો નાશ**—સૈય્યદ ભાઇઓ સત્તાના મદથી ઘણાજ છકી હતા તેથી રાજ્યના ઘણા અમીર ઉમરાવો તેમની સામે કાવતરૂં કરવામાં સામેલ થયા ને પાદશાહ પણ તેમનાથી કંટાળી જઇ તે કાવતરામાં ભળ્યો. સૈય્યદોનો એક સરદાર **દીલાવરખાં માળવામાં** દુશ્મનો સામે લડતાં **માર્યો** ગયો. સૈય્યદોનો **ભત્રીજો આલમઅલીખાં** દક્ષિણમાં **બાલાપુર** આગળ નિઝામ-ઉલ-મુલ્ક નામના બાહોશ સરદાર સામે લડતાં **માર્યો ગયો.** તેથી તેમનું જોર ઘણું ઓછું થઇ ગયું, ઇ. **સ. ૧૭૨૦,** પાદશાહ ને હુસેનઅલીખાં આ હારનું વેર લેવા દક્ષિણ તરફ રવાના થયા. રસ્તામાં

**હુસેનને** મારી **નાંખવામાં** આવ્યો. **અબ્દુલ્લા** આ વખતે દક્ષિણમાં હતો. તુરતજ તે ઉત્તર તરફ રવાના **થયો** પણ પાદશાહે તેને હરાવી **કેદ કર્યો**, ઈ. સ. **૧૭૨૦**, ને પછી મારી **નંખાવ્યો**, ઈ. સ. ૧૭૨૨.

**નિઝામ-ઉલ-મુલ્ક**:—સૈય્યદો પછી નિઝામ-ઉલ્ક-મુલ્ક વઝીર થયો. તે મોગલ હતો ને તેના વડવાઓ બોખારાના વતની હતા. તેનો બાપ ઔરંગઝેબના દરબારમાં મોટો અમીર હતો. તેમનું કુટુંબ ઈરાણી, હિંદુસ્તાની ને હિંદુ અમીર ઉમરાવો સામે હમેશાં ખટપટ કરતું. ઔરંગઝેબે તેને ચીનકલીચખાંનો ઈલિકાબ આપ્યો હતો. તેના પછી તે ખાનખાનાં નિઝામ-ઉલ્ક-મુલ્ક બન્યો. તે શૂરો, બાહોશ, ઉદાર ને દયાળુ હતો. દક્ષિણમાં મરાઠાઓ ન ફાવે તે માટે તે હમેશાં કાળજી રાખતો. પાદશાહીનું પોગળ જોઈ, તેણે દક્ષિણ હિંદમાં હૈદરાબાદનું સંસ્થાન વસાવ્યું પણ જીવતાં સૂધી તેણે ખુલ્લી રીતે સ્વતંત્રતાનો દેખાવ કર્યો નહિ.

**ગુજરાત, માળવા ને બુંદેલખંડમાં મરાઠાઓ**—મોગલ દરબારના અમીર ઉમરાવો અંદર અંદર લડી મરતા હતા તેનો લાભ ત્રીજા પક્ષ—મરાઠાઓ—ને મળ્યો. ગુજરાતમાં પાદશાહે **સરબુલંદખાં** નામના સરદારને મરાઠાઓ સામે મોકલ્યો. પણ નિઝામનો મામો **હામીદખાં સામો થયો** તેથી **સરબુલંદે મરાઠાઓની મદદ માંગી** ને તેમને ગુજરાતની ચોથાઈ ને સરદેશમુખી લખી આપી, ઈ. સ. ૧૭૨૩-૨૪. **ખંડેરાવ દાભાડે ને પિલાજી ગાયકવાડ** નામના મરાઠા સરદારો હવે ગુજરાતમાં આવવા લાગ્યા. ગાયકવાડે છેવટે **વડોદરામાં ગાદી સ્થાપી**. ગુજરાતના ને કાઠિઆવાડના મોગલ અમલદારો પણ ધીમે ધીમે તેની આણ નીચે રહેવા કબુલ થયા. માળવામાં પણ એમજ થયું. જયપુરનો **મહારાજા જયસિંહ મરાઠાઓનો મિત્ર** હતો. **માળવાના** ઘણા **જાગીરદારો** મોગલ અમલદારો **વિરુદ્ધ** થઈ ગયા હતા. બીજા પેશવા બાજીરાવના ભાઈ ચિમાજી અપ્પાએ માળવાના **સુબેદાર નાગર રાજા ગિરિધરલાલને સારંગપુર આગળ હરાવી માર્યો**, ઈ. સ. **૧૭૨૪**. ઈ. સ. **૧૭૩૧**માં ગિરિધરલાલનો ભત્રીજો રાજા બહાદુર **દયારામ** પણ મરાઠાઓ સામે લડતાં **માર્યો ગયો**. તેથી તેના પછીના સુબા મહમ્મદ બંગશે મરાઠાઓ સાથે સુલેહ કરી. રાજા જયસિંહ જ્યારે

માળવાનો સુબો થયો ત્યારે કાયમ માટે **મલ્હારરાવ હોળકર, રાણોજી સિંધિઆ** ને બીજા **મરાઠા સરદારો માળવામાં પેઠા.** ઇ. સ. ૧૭૪૩માં મહમ્મદશાહે માળવાની નાઈબ **સુબેદારી** ત્રીજા પેશવા બાળાજી બાજીરાવને લખી આપી. **બુંદેલ** રાજા ચંપતરાયના પુત્ર **છત્રસાલે** બીજા પેશવા **બાજીરાવને** મોગલો સામે મદદ કરવા બોલાવ્યો ને તેને **ઝાંસી** પાસેનો મુલક સુપ્રત કર્યો, ઇ. સ. ૧૭૩૧. તેજ **પેશવા** ઇ. સ. ૧૭૩૭માં ઠેઠ **દિલ્હી** સૂધી પોતાનું લશ્કર લઈ ગયો તેથી મહમ્મદશાહે **નિઝામને ફરી વઝીર** બનાવ્યો ને તેને **આસફઝાનો** ઇલ્કાબ આપ્યો. પણ બાજીરાવે નિઝામને **ભોપાળમાં ઘેરી લીધો** તેથી પાદશાહે મરાઠાઓને રૂ. ૫૦) લાખ રોકડા ને ચંબલ ને નર્મદા વચ્ચેનો બધો મુલક આપ્યા, ઇ. સ. ૧૭૩૮. આ કરાર **સિરોંજનો કરાર** કહેવાય છે.

**નાદિરશાહની સવારી,** ઇ. સ. **૧૭૩૮-૩૯**—નાદિરશાહનો બાપ ઇરાનના ખોરાસાન પ્રાંતનો વતની હતો ને ઘેટાંનાં ચામડાંની ટોપીઓ બનાવી ગુજરાન કરતો. તેના પુત્ર અલીકુલીએ શાહ તહમાસ્પને ગાદી મેળવવામાં ઘણી મદદ કરી ને તેના સગીર પુત્રને નામે દેશનો કારભાર કર્યો. પણ જ્યારે સગીર શાહ મરી ગયો ત્યારે અલીકુલી પોતે **નાદિરશાહ** નામે ઇરાનનો હાકેમ બન્યો, ઇ. સ. ૧૭૩૬. મોગલ પાદશાહ નાદિરને **"આજકાલનો સાહુકાર"** કહી અપમાન કરતો. તે સિવાય તેના કેટલાક અમીરોએ ને ખાસ નિઝામે નાદિરને મરાઠાઓ સામે બોલાવ્યો. નાદિરશાહે તુરતજ અફ્ઘાનીસ્તાન ને પંજાબ સર કર્યા ને **કર્નાલ પાસે** ખુદ **પાદશાહને** પણ હરાવ્યો, **ઇ. સ. ૧૭૩૯.** દિલ્હી તેના કબજામાં ગયું. એક દિવસે કેટલાએક દિલ્હીના મવાલીઓએ નાદિર પોતે મરી ગયો છે એવી ગપ ચલાવી ને પછી કેટલાક ઇરાની સિપાઇઓને મારી નાંખ્યા. નાદિરશાહ ઘણોજ ચીડવાઈ ગયો ને તેણે ગુન્હેગાર મહોલ્લાવાળાઓને સજા કરવાનો પોતાના લશ્કરને હુકુમ આપ્યો. પણ કતલ તો આખા શહેરમાં ચાલી; જો કે તે પાંચ કલાક સૂધી રહી છતાં તેમાં ૩૦,૦૦૦ દિલ્હીવાસીઓ સપડાઈ ગયા. ઇરાની શાહે દિલ્હીમાં બે માસ સૂધી મુકામ રહ્યો ને જ્યારે તે સ્વદેશ ગયો ત્યારે મયૂરાસન, કોહ-ઈ-નૂર, તથા બીજી એટલી બધી દોલત સાથે લેતો ગયો કે

ઈરાનના લોકોએ ત્રણ વર્ષ સુધી તો કર આપ્યો નહિ ને ઈરાની સિપાઈઓને અઢાર મહિનાનો પગાર બક્ષીસમાં મળ્યો. નાદિરશાહે મહમ્મદશાહને પાદશાહી



નાદિરશાહ.

ફરી સુપ્રત કરી ને **મહમ્મદશાહે નાદિરને કાશ્મીર, સિંધ ને અફઘાનીસ્તાનના સુબાઓ આપ્યા. પરિણામે મોગલાઈ પૈસે ને જમીને ઘણી ઘસાઈ** ગઈ.

**બંગાળા ને ઓરિસ્સામાં મરાઠાઓ**—પાદશાહના અમલદારોની પરસ્પર ખટપટથી મરાઠાઓ પૂર્વ હિંદના પ્રાંતોમાં પણ દાખલ થયા. **ઈ. સ. ૧૭૪૧માં બરાડ પ્રાંતના** મરાઠા સરદાર **રઘુજી ભોંસલેએ ને તેના પ્રધાન ભાસ્કર પંત કોલ્હાટકરે** ઓરિસ્સા, બિહાર ને બંગાળા ઉપર

ચડાઈઓ કરવી શરૂ કરી. તેથી બંગાળાના સુબા મુર્શીદકુલીખાંએ તેમને **કટક ને બાલેશ્વરના પ્રાંતો આપ્યા** ને બંને **સુબાઓની ચોથાઇ લખી** આપી, **ઇ. સ. ૧૭૫૧.** આ સવારીઓ દરમ્યાન **હુગલીના અંગ્રેજ વેપારીઓ**એ પોતાનું રક્ષણ કરવા એક **ખાઈ ખોદાવી**, જે હજુ પણ "**મરાઠા ખાઇ**" ને નામે ઓળખાય છે.

**અહમદશાહ અબ્દાલીની પહેલી સવારી**, ઇ. સ. ૧૭૪૮:—અહમદશાહ અબ્દાલી અથવા દુર્રાણી પહેલાં નાદિરશાહની નોકરીમાં હતો. નાદિરનું ખુન થયું ત્યારે તેણે **અફઘાનીસ્તાન**માં પોતાની સત્તા સ્થાપી ને ઇ. સ. ૧૭૪૮માં હિંદ ઉપર પહેલી ચડાઇ કરી. પણ શાહઝાદા **અહમદે તેને સરહિંદ પાસે હરાવ્યો** તેથી તે પાછો ચાલ્યો ગયો.

આજ અરસામાં **મહમ્મદશાહ** પોતે **મરી ગયો, ઇ. સ ૧૭૪૮.** તેના વખતમાં બંગાળા, બિહાર, રોહિલખંડ, અયોધ્યા, અફઘાનીસ્તાન, સિંધ, માળવા, ગુજરાત ને આખો દક્ષિણ હિંદુસ્તાન મોગલાઇથી છૂટાં પડયાં.

**પ્રશ્નો**:—(૧) મરાઠાઓ ઉત્તર હિંદમાં કેવી રીતે દાખલ થઇ શક્યા? (૨) નાદિરશાહે હિંદ ઉપર શા માટે ચડાઈ કરી? તેનાં પરિણામો જણાવો. (૩) અહમદશાહ અબ્દાલી ને નિઝામ-ઉલ-મુલ્ક ઉપર ટૂંકી નોંધો લખો.

## પ્રકરણ ૧૪મું
## મોગલ પાદશાહો ને મરાઠાઓ. મોગલાઈની છેલ્લી પળો, ઇ. સ. ૧૭૪૮–૧૮૫૮.

**અહમદશાહ, ઇ. સ. ૧૭૪૮–૫૪**—મહમ્મદશાહ પછી તેનો પુત્ર અહમદશાહ ગાદીએ આવ્યો પણ તે તદ્દન નમાલો હતો. તેના વખતમાં બનેલા બનાવોથી મોગલાઈ થોડા સમયમાં તૂટી પડી. વઝીર સાદતખાંનો ભાણેજ **સફદરજંગ અયોધ્યા પ્રાંતમાં સ્વતંત્રપણે** વર્તવા લાગ્યો ને તેનીજ પડોશમાં **રોહિલ્લા** સરદારો **રોહિલખંડમાં સ્વતંત્ર** થયા. ઇ. સ. ૧૭૪૯માં **અહમદશાહ દુર્રાણી** હિંદુસ્તાન ઉપર **બીજી વાર ચડી આવ્યો** ને પંજાબનો કેટલોક ભાગ તેણે પોતાના મુલકમાં ભેળવી દીધો. ઇ. સ. **૧૭૫૨ની ત્રીજી વારની સવારી**માં તેણે પંજાબ, ને સિંધ પણ ખાલસા કર્યાં. સફદરજંગ વઝીરે રોહિલ્લા સામે મરાઠા સરદારો જયપ્પા

**સિંધિઆ ને મલ્હારરાવ હોળકરને** મદદે બોલાવ્યા ને તેઓ હવે વારંવાર **ગંગા ને જમના નદીના મુલક** ઉપર ને **રોહિલખંડ ઉપર ચડી આવવા લાગ્યા,** ઇ. સ. ૧૭૫૧–૫૪. મરાઠાઓને **આ વખતે રજપુતસ્તાન, ઉત્તર સિંધ, પંજાબ ને રોહિલખંડ ઉપરની ચોથાઈ ને સરદેશમુખી પણ મળી** પરંતુ પાદશાહે સફદરજંગને **વઝીરાત** ઉપરથી કાઢી મૂકી **મીરશહાબુદ્દીન** નામના નિઝામના મોટા પુત્ર ગ્યાસુદ્દીનના પુત્રને તે જગ્યા આપી. પણ તે પાદશાહનો અણમાનીતો થયો તેથી તેણે અહમદશાહને ગાદી ઉપથી ઉઠાડી મૂકી **જહાંદારશાહના પુત્રને આલમગીરનું** નામ **આપી ગાદી** આપી, ઇ. સ. ૧૭૫૪.

**બીજો આલમગીર, ઈ. સ. ૧૭૫૪-૫૯**—રોહિલ્લા સરદાર નજીબખાં આ નવી યોજનાથી વિરુદ્ધ થયો. મરાઠાઓ વઝીરના દોસ્તો હતા. તેથી **રોહિલ્લાઓને દબાવવા** માટે બીજા પેશવાનો ઓગણીસ વર્ષનો ભાઈ રઘુનાથરાવ અથવા **રાઘોબા ઇ. સ. ૧૭૫૫**માં તેમના દેશમાં દાખલ થયો. **ઈ. સ. ૧૭૫૬માં યુવાન્** વઝીરે **પંજાબ પ્રાંત** પણ દુર્રાણી અહમદશાહના અમલદારો **પાસેથી સ્વાધીન કર્યો**. તેથી રોહિલ્લાઓએ **દુર્રાણીને** હિંદમાં બોલાવ્યો. તે કાબુલી રાજ્યકર્તાએ ઇ. સ. ૧૭૫૬–૫૭ માં હિંદ ઉપર **ચોથી વાર** આવી પંજાબ ફરી સર કર્યો ને દિલ્હી તથા મથુરાં પણ પેટભર લુટાવ્યાં. મીર શહાબુદ્દીને **વળી** મરાઠાઓને બોલાવ્યા. **વળી રાઘોબાએ પંજાબ** સર કર્યો, **ઇ. સ. ૧૭૫૭–૫૮**. આ કારણોથી **અબ્દાલીએ હિંદ ઉપર પાંચમી સવારી કરી,** ઇ. સ. ૧૭૫૯. આજ અરસામાં વઝીરે આલમગીરનું ખુન કરાવ્યું. તેનો પુત્ર અલીગોહર શાહઆલમ નામ ધારણ કરી ગાદી ઉપર બેઠો.

**પાણીપતની ઘનઘોર લડાઇ ને મરાઠાઓની ભયંકર હાર, જાનેવારિ, ઇ. સ. ૧૭૬૧**—અહમદશાહ અબ્દાલીએ આ વખતની હિંદની સવારી વખતે ચોક્કસજ કરી રાખ્યું હતું કે મરાઠાઓને પંજાબમાંથી ને દિલ્હી તથા તેના પડોશમાંથી હમેશ માટે કાઢી મૂકવા. તેણે શરૂઆતમાં પંજાબ સર કરી મરાઠી લશ્કરોને રોહિલખંડમાંથી પણ કાઢી મૂકવા પ્રયત્નો કર્યા ને તેમાં તે ફાવ્યો પણ ખરો, ઇ. સ. ૧૭૬૦.

હવે પૂનામાં ત્રીજા પેશવા બાલાજી પેશવાએ પોતાના પુત્ર વિશ્વાસરાવને અને ચિમાજી અપ્પાના પુત્ર સદાશિવરાવ ભાઉને મોટા લશ્કર ને તોપખાના સહિત ઉત્તર તરફ મોકલ્યા. તેમણે દિલ્હી લીધું ને અહમદશાહના પુત્ર અલીગૌહર અથવા પાદશાહ શાહ આલમના પુત્ર જવાન બખ્તને નામે કારભાર ચલાવવા માંડયો અબ્દાલી તેમની સામે આવ્યો. બંને લશ્કરો હવે પાણીપતના પ્રસિદ્ધ મેદાન ઉપર સામસામાં છાવણી નાંખી પડયાં. ભાઉએ ઈબ્રાહીમખાં ગારદીના તોપખાનાની મદદથી દુર્રાણીને હરાવવા વિચાર રાખ્યો હતો. તમામ રોહિલ્લાઓ અબ્દાલી પાસે જઈ ભળ્યા. અયોધ્યાનો વઝીર નવાબ શુજાઉદદૌલા પણ અબ્દાલીની છાવણીમાં ચાલ્યો ગયો. જાટ લોકો પહેલાં તો મરાઠાઓની સાથે રહ્યા પણ પછી તેઓ ખસી ગયા. મરાઠી સરદારોએ રજપુતોને હમણાં હમણાં નાખુશ કરવાનું ધોરણ પકડયું હતું તેથી તેઓ આ તકરારથી અળગ રહ્યા હતા. પાણીપત પાસે પહેલાં તો મરાઠાઓ જીતતા હતા પણ અબ્દાલી બાહોશ સરદાર હતો. તેણે ધીમે ધીમે પોતાના દુશ્મનોને ત્રણે બાજૂથી ઘેરી લીધા ને તેમનાં દાણો-પાણી ને મદદ બંધ કર્યાં. મરાઠાઓને હવે લડવા સિવાય છૂટકો નહોતો. ભાઉએ વઝીર શુજાઉદદૌલાને એક કાગળમાં લખ્યું કે "પાણીનો ઘડો હવે ભરાઈ ચૂકયો છે; એક ટીપું પણ વધારે માય તેમ નથી." મતલબ કે "કાંતો ભૂખ્યા તરસ્યા છાવણીમાંજ મરી જવું, અથવા લડીને મરવું, ને જીતવું, કે હારવું, એ બેમાંથી એક રસ્તો લીધા સિવાય બીજો ઉપાય નથી." તેથી ઇ. સ. ૧૭૬૧ના જાનેવારિની ૧૩ મી તારીખે મકરસંક્રાંતિનો અપવાસ કરી બીજે દિવસે દુશ્મનને આરપાર ભેદી લડતાં લડતાં ખુલ્લી દિશા તરફ ચાલ્યા જવું એવો ઇરાદો રાખી, ભાઉએ પોતાના લશ્કરને, આગળ વધવાનો હુકુમ કર્યો. ઇબ્રાહીમખાંએ તોપોનો મારો એવો તો સરસ ચલાવ્યો કે રોહિલાઓ મોટી સંખ્યામાં માર્યા ગયા. સવારથી તે ઠેઠ બપોરના ત્રણ વાગતા સુધી મરાઠાઓ બહાદુરીથી લડયા ને દુશ્મનોને હંફાવતા ગયા. દુર્રાણી હારી જશે એમ લાગવા લાગ્યું. પણ દરમ્યાન વિશ્વાસરાવને ગોળી વાગતાં તે હાથી પરથી નીચે પડયો. ભાઉ હવે રજપુત લડવૈયાની માફક કેસરીઆં કરી કૂદી પડયો. તે કયાં ને કેમ મરી ગયો તેની કોઇને પણ ખબર પડી

નહિ. પોતાના સરદારો હોદ્દાઓ ઉપર જોવામાં ન આવ્યા એટલે મરાઠાઓ નાસીપાસ થઈ ગયા. તેઓ આખો દિવસ લડીને થાકી ગયા હતા. ભાઉએ આખું લશ્કર એક સાથે લડાઈમાં રોકયું હતું. અબ્દાલી વધારે કાબેલ સેનાપતિ હતો. દુશ્મનો નાસીપાસ થએલા છે તે તેણે જોયું એટલે તુરતજ અત્યાર સુધી ખપમાં નહિ લીધેલા પોતાના ખાસ લશ્કરને તેણે તુટી પડવાનો હુકુમ કર્યો. તુરતજ મરાઠાઓ નાસભાગ કરવા માંડ્યા. હજારો માણસો માર્યા ગયા કે કેદ પકડાયા કે ગુલામીમાં વ્હેંચાયા. ઇબ્રાહીમખાં ગાર્દી કેદ પકડાયો ને તેને મારી નાંખવામાં આવ્યો. મલ્હારરાવ હોળકર, દમાજી ગાયકવાડ, વગેરે ભાગી ગયા. મહાદજી સિવાય સિંધિઆનું આખું કુટુંબ આ ઉત્તરની સવારીઓમાં ખપી ગયું. દુર્રાણીએ પણ ઘણાં માણસો ખોયાં. બાળાજી પેશવા મોટું લશ્કર લઈ ચંબલ નદી સુધી આવી ગયો હતો તે પાછો ગયો ને પૂનામાં મરી ગયો, જુન, ૧૭૬૧. પોતાના લશ્કરના ભયંકર નાશની ખબર તેને એક વેપારીના કાગળ ઉપરથી પડી. એ કાગળમાં એમ લખ્યું હતું કે "બે મોતી (વિશ્વાસરાવ ને સદાશિવરાવ ભાઉ) નો નાશ થયો છે; સત્તાવીસ સોના મહોરો (મોટા મોટા સરદારો) ગુમ થયા છે ને રૂપા તથા ત્રાંબાના નાણાં (સિપાઇઓ)ના નુકસાનની તો ગણતરીજ થઈ શકે તેમ નથી." **અબ્દાલી ઇ. સ. ૧૭૭૩માં મરી ગયો.** આ વખતમાં અંગ્રેજોએ બંગાળા ને બિહારના પ્રાંતો કબજામાં લીધા, ઇ. સ. ૧૭૫૭.

**શાહ આલમ. ઇ. સ. ૧૭૬૦–૧૮૦૬**—આલમગીર પછી તેનો પુત્ર અલીગૌહર શાહ આલમ નામ ધારણ કરી ગાદીએ આવ્યો. તેના વખતમાં અંગ્રેજો બંગાળાના ધણી થયા. તે પાદશાહ ઇ. સ. ૧૭૬૪ **થી** ઇ. સ. થી **૧૭૭૧** સુધી અલ્લાહાબાદ રહ્યો હતો પણ **પછી મહાદજી શિંદેની મદદ** વડે તે દિલ્હી **જઈ શકયો.** વચમાં ગુલામ કાદિર નામના ક્રૂર વઝીરે પાદશાહને આંધળો કર્યો, ઇ. સ. ૧૭૮૮. પણ મહાદજીએ તેનું વેર લીધું. આ મરાઠી લાગવગ ઇ. સ. ૧૮૦૩ સુધી ટેઠ રહી. તે વખતે અંગ્રેજોએ દોલતરાવ શિંદેને હરાવી પાદશાહને પોતાના રક્ષણ નીચે લીધો. તે ઇ. સ. ૧૮૦૬ માં મરી ગયો.

શાહઆલમ પછી તેનો પુત્ર **બીજો અકબર** શહેનશાહ થયો ને તેના મરણ પછી (ઇ. સ. ૧૮૩૭) તેનો પુત્ર બીજો **બહાદુરશાહ**

# મોગલ વંશના પાદશાહોનાં નામો

(૧) બાબર, ૧૫૨૬-૧૫૩૦,

(૨) હુમાયું, ૧૫૩૦-૪૦. કામરાન   મીરઝા અસ્કરી   હિંદાલ

(૩) અકબર, ૧૫૫૬-૧૬૦૫.   મીરઝા હકીમ

(૪) જહાંગીર, ૧૬૦૫-૨૭.   દાનિયાલ   મુરાદ

ખુશરૂ   (૫) શાહજહાં, ૧૬૨૭-૫૮.   શહરિયાર   પરવીઝ

દારા   શુજા   (૬) ઔરંગઝેબ, ૧૬૫૮-૧૭૦૭.   મુરાદ

મહમ્મદ સુલતાન   (૭) બહાદુરશાહ, ૧૭૦૭-૧૭૧૨.   આઝમ   અકબર   કામબક્ષ

(૮) જહાંદારશાહ, ૧૭૦૭-૧૭૧૨.   આઝીમ   રફિ-ઉશ્-શાન   જહાનશાહ

(૯) ફરૂખસિયર, ૧૭૧૩-૧૯.   (૧૨) મહમ્મદશાહ ૧૭૧૯-૪૮.

(૧૪) આલમગીર બીજો, ૧૭૫૪-૫૯.   (૧૦) રફિઉદ્દૌલત, ૧૭૧૯. (૧૧) રફિઉદ્દર્જાત, ૧૭૧૯.

મહમ્મદ ઇબ્રાહીમ, ૧૭૨૦.   (૧૩) અહમદશાહ, ૧૭૪૮-૫૪.

(૧૫) શાહ આલમ, ૧૭૫૯-૧૮૦૬.

(૧૬) અકબર બીજો, ૧૮૦૬-૩૭.

(૧૭) બહાદુરશાહ બીજો, ૧૮૩૭-૫૮.

શહેનશાહ થયો. આ બંને નામના શહેનશાહો હતા ને તેમનું ગુજરાન અંગ્રેજોની મદદથીજ ચાલતું. ઇ. સ. ૧૮૫૭ ના સિપાઇઓના બળવા પછી બહાદુરશાહને રંગૂન મોકલી દેવામાં આવ્યો ને ત્યાં તે ઇ. સ. ૧૮૬૨ માં મરી ગયો. આવી રીતે મોગલાઇનો અંત આવ્યો.

**પ્રશ્નો**:—(૧) પાણીપતના પ્રકરણનો ટૂંકો ઇતિહાસ આપો. (૨) તેનાં પરિણામો બતાવો.

## પ્રકરણ ૧૫મું

## મોગલાઈ ઉપર કેટલાક વિચારો

**મોગલાઈ કેમ ડૂબી ગઈ?**—મોગલાઇના વિનાશનાં કારણોમાં સૌથી પહેલું કારણ તો **ઔરંગઝેબે બદલેલી રાજ્યનીતિ** કહી શકાય. (૨) ઔરંગઝેબ પછીના **પાદશાહો** ઘણા **નબળા** થયા. (૩) મોગલ શહેનશાહતના **અમીર ઉમરાવો** પણ છેલ્લા પાદશાહો જેવા **નાલાયક** થયા. (૪) કેટલાએક લાયક **અમીર ઉમરાવોએ** ખટપટ કરી સ્વાર્થી વૃત્તિ ધારણ કરી સ્વતંત્ર **રાજ્યો સ્થાપ્યાં**, જેમકે, હૈદરાબાદ, અયોધ્યા, વગેરે. (૫) **નાદિરશાહ ને અહમદશાહ દુર્રાણી, રજપુતો, મરાઠાઓ,** ને **સિખો** પણ શહેનશાહતને ડૂબાવવામાં કારણભૂત ગણી શકાય. (૬) મોગલ શહેનશાહતના **અમલદારોનો** મોટો ભાગ **લાલચુ** ને **સ્વાર્થી** હતો. (૭) મોગલ શહેનશાહો પાસે કેળવાએલું **લશ્કર** નહોતું ને દરિયાઈ બળમાં તેઓ ઘણાજ નબળા હતા.

**મોગલાઈ ને હિંદનું જીવન**—મોગલ શહેનશાહોએ આખું હિંદ પોતાને તાબે કર્યું તેથી બધે ઠેકાણે તેમની **રાજ્યવ્યવસ્થાનાં** સૂત્રો દાખલ થયાં. આપણી **ભાષાઓમાં** ફારસી ને અરબી શબ્દો દાખલ થયા. જેમ અત્યારે આપણે અંગ્રેજી ભણીએ છીએ તેમ આપણા પૂર્વજો તે વખતે ફારસી ને ઉર્દૂ ભણતા ને તે ભાષાઓમાં લખતા પણ ખરા. મોગલાઇના વખતમાં **હિંદુ મુસલમાનો વચ્ચે ભાઇચારો** વધ્યો. મોગલ પાદશાહોએ ભવ્ય ઇમારતો બંધાવી દેશની **શોભામાં** વધારો કર્યો. તેમના વખતમાં આપણે **અફઘાનીસ્તાન, ઇરાન ને મધ્ય એશિઆના સંબંધમાં** રહી શક્યા. તેમના કેટલાક મુખ્ય **દરબારીઓનાં સંતાનો** હજુ પણ

આપણા દેશમાં રાજ્ય કરે છે ને ઘણી લાગવગ ધરાવે છે. મોગલાઈની સત્તા જેવી બીજી કોઈ સત્તા આપણા દેશમાં તે વખત સુધીમાં તો સ્થપાઈ નહોતી. મોગલાઈની કેટલીક વહિવટી **સંસ્થાઓ** અંગ્રેજોએ પણ ચાલુ રાખી છે. આવી રીતે ઘણી બાબતોમાં આપણે મોગલાઇના દેવાદાર છીએ ને હજુ પણ તમામ જાતિના લોકોને તેની ઝાંખી થયાં કરે છે.

**પ્રશ્નો**—(૧) મોગલાઈ કેમ તૂટી ગઈ? (૨) મોગલ પાદશાહો હિંદુસ્તાન માટે શું શું કરી ગયા છે?

---

# વિભાગ ૬ ટ્ઠો

# મરાઠાઓનો ઇતિહાસ, ઈ. સ. ૧૬૨૭-૧૮૧૮.

## પ્રકરણ ૧લું

### મરાઠાઓ કેમ ઉદયમાં આવ્યા?

**મરાઠી સત્તાના ઉદયનાં કારણો**—દક્ષિણ હિંદુસ્તાનમાં ઉત્તર હિંદની કોઇ પણ સત્તાએ કાયમ વગ સ્થાપી નથી. દક્ષિણ હિંદ થોડા વખતમાં જ ઉત્તર હિંદથી સ્વતંત્ર થયું છે. (૨) મહારાષ્ટ્રનાં **આબોહવા** સ્વતંત્રતાને માટે ઘણાં અનુકૂળ છે. (૩) મહારાષ્ટ્રનો કેટલોક **ભાગ** એકદમ **ડુંગરાઉ** છે. તેથી પરદેશીઓ સામે તેનું સારૂં રક્ષણ થઇ શકે એમ છે. (૪) બહમની સુલતાનો મહારાષ્ટ્રના વતનીઓને પોતાનાં રાજ્યોમાં મુલકી ને લશ્કરી નોકરીમાં મોટી પાયરીઓ આપતા તેથી મરાઠા લોકોને રાજ્યનો બંદોબસ્ત કરવાનો ઘણો **સારો અનુભવ** મળી શક્યો. (૫) સોળમા ને સત્તરમા સૈકામાં મહારાષ્ટ્રમાં ઘણા **સુધારકો** થઇ ગયા. તેઓએ લોકોને ધર્મના ને રાજ્યકારભારના વિષયોમાં સ્વતંત્ર થવા ઉપદેશ આપ્યો. **તુકારામ** ને **રામદાસ** નામના સંતોએ આ પ્રવૃત્તિમાં મુખ્ય ભાગ લીધો.

**પ્રશ્ન**—મરાઠી સત્તાનાં ઉદયનાં કારણો સમજાવો.

## પ્રકરણ ૨૭મું
# છત્રપતિ શિવાજી

**શિવાજીનું કુટુંબ. તેનું બચપણ—ચિતોડના રાણા લક્ષ્મણજી વંશનો એક સિસોદિઓ રજપુત મુસલમાનોથી કંટાળી જઇ દક્ષિણ ગયો.**



શિવાજી

તેના વંશમાં ભોંસાજી રાણો થઈ ગયો તેથી આખા વંશનું નામ **ભોંસલે** પડયું. આ ભોંસલે વંશમાં **માલોજીરાવ** નામનો સરદાર અહમદનગર ને બિજાપુરનાં રાજ્યોનો સારો સરદાર હતો. તેનો પુત્ર શહાજી લુખજી જાદવ-રાય નામના મોટા સરદારની પુત્રી જીજીબાઈ વેરે પરણ્યો હતો. તેઓ શિવાજીનાં માબાપ થાય. શહાજીએ અહમનગરના રાજ્યની છેલ્લી પળોમાં જે કામગીરી કરી હતી તે આપણે ઉપર જોઈ ગયા છીએ. શિવાજીનો **જન્મ** ઇ. સ. **૧૬૨૭** ના **એપ્રિલ** માસમાં જુન્નરના કિલ્લામાં થયો હતો. શહાજી જીજીબાઈને બહુ ચાહતો નહોતો તેથી માદીકરો તેની જાગીર પૂના પાસે રહેતાં. શિવાજી જીજીબાઈને સાક્ષાત્ ભવાનીરૂપ માનતો. જીજીબાઈ પોતે ખાનદાન ને એકવચની સ્ત્રી હતી. તેથી શિવાજી પણ બચપણથીજ સ્વતંત્ર બુદ્ધિવાળો થયો. નાનપણમાં તેને "રામાયણ," "મહાભારત" વગેરેની કથા સાંભળવાનો ઘણો શોખ હતો. દાદાજી કોંડદેવ નામના એક પ્રામાણિક ને વિશ્વાસુ વૃદ્ધ બ્રાહ્મણ પાસે તેણે કેળવણી લીધી. ઘોડે બેસતાં, તીર ફેંકતાં, ઊંચા ટેકરા ઉપર એકદમ ચઢતાં, તરવાર ને ભાલાંનો ઉપયોગ કરતાં ને એવી અનેક બાબતો શિવાજી ધીમે ધીમે શીખી ગયો. નાનપણમાં જ તે પોતાની આસપાસ વફાદાર ને બહાદુર માણસો એકઠાં કરતો ને અઢાર વર્ષની ઉમરે તો પૂના પાસે એક સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપવાની આશાઓ તે બાંધવા લાગ્યો.

**શિવાજીની સત્તાનો વિકાસઃ**—ઇ. સ. **૧૬૩૮**થી ઇ. સ. **૧૬૪૬** સુધીમાં શિવાજીએ **માવળ લોકોની** મદદથી પૂના પાસેનો નાનો પ્રદેશ જીતી લીધો ને પોતાના બાપે મેળવેલી **જાગીરનો પાકો બંદોબસ્ત** કર્યો. ઇ. સ. ૧૬૪૬માં તેણે બિજાપુરની સલ્તનત ઉપર પહેલો ઘા કર્યો. **તોરણા** નામનો ગઢ તે વખતે શિવાજીના માવળીઓએ સર કર્યો. ત્યાર પછી શિવાજીએ **રાયગઢનો ગઢ** બાંધ્યો ને **સિંહગઢ, પુરંદર,** તથા **કલ્યાણ** પણ જીતી **લીધાં.** ઇ. સ. **૧૬૪૬-૪૮.** આ તોફાનોથી બિજાપુરના સુલતાને તેના બાપ શહાજીને કેદ કર્યો પણ થોડા વખતમાં તે છૂટો થયો. થોડા વખત સુધી શિવાજીએ બિજાપુર સામે કાંઈ યત્ન કર્યો નહિ. પણ સાતારા જિલ્લામાં **માવળી**ના જાગીરદાર ચંદ્રરાવ **મોરેના આખા કુટુંબનું ખુન**

કરાવી તેણે તે **જાગીર** ખાલસા કરી, કારણ કે તેણે શત્રુને મદદ કરી હતી, ઈ. સ. **૧૬૫૫–૫૬.** હવે બિજાપુરી સુલતાને શિવાજીને સખ્ત **શિક્ષા** આપવાનો નિર્ણય કર્યો. તેણે પોતાના માનીતા સરદાર **અફ્‌ઝલખાંને** શિવાજી ઉપર મોકલ્યો. આ સરદારે થોડા વખત અગાઉ શિવાજીના મોટા ભાઈ સંભાજીનું ખુન કરાવ્યું હતું ને તુલજાપુર ને પંઢરપુરનાં દેવળોનો નાશ કર્યો હતો. તેણે શિવાજીને હરાવી જીવતો પકડવાની ભર દરબારમાં પ્રતિજ્ઞા લીધી હતી. વળી તેનું લશ્કર પણ મોટું હતું. ખુલ્લા મેદાન ઉપર એને શિવાજી હરાવી શકે એમ નહોતું. તેથી તેણે સુલેહ કરવાનો વિચાર કર્યો. તે માટે ખાનના વકીલ કૃષ્ણાજી ભાસ્કર ને શિવાજીના વકીલ ગોપીનાથ વચ્ચે વાટાઘાટ ચાલી ને તેમાં એમ નક્કી થયું કે બંનેએ પરસ્પર મળવું ને સુલેહનો વિચાર કરવો. આ સમજુતી પ્રમાણે ખાન **પ્રતાપગઢ પાસેની** ખીણમાં શિવાજીને મળવા ગયો. તેણે હથિઆરો પાસેજ રાખ્યાં હતાં. શિવાજીને સામા પક્ષનો ભરોસો નહોતો તેથી તેણે પણ પૂરતી સાવચેતી રાખી હતી. મેળાપ અગાઉ તેણે જીજીબાનો અશીર્વાદ લીધો ને ભવાની તલવાર, બિછવા, બખ્તર, વાઘનખ, વગેરે પણ તેણે પોતાના અંગ ઉપરજ રાખ્યાં. પરસ્પર મેળાપ વખતે ઊંચા અફ્‌ઝલખાને ઠીંગણા શિવાજીને નીચે નમાવ્યો ને મારવા કોશીશ કરી. શિવાજી એકદમ ચેતી ગયો ને પોતાના વાઘનખથી તેણે શત્રુને ઘાયલ કર્યો. **તાનાજી** નામના શિવાજીના **સરદારે** ઘાયલ થએલા મુસલમાન સરદારને **મારી નાંખ્યો.** શિવાજીએ પોતાનાં માણસોને ખીણમાં સંતાડી રાખ્યાં હતાં. તેઓ હવે તુરતજ આખા બિજાપુરી લશ્કર ઉપર તુટી પડયાં ને તેનો નાશ કરી છાવણીને લૂંટી લીધી. ઇ. સ. **૧૬૫૯.** આ ફતેહથી શિવાજીએ **કોલ્હાપુરનો** પ્રાંત પણ જીતી લીધો, ઈ. સ. ૧૬૬૦. તેથી **બિજાપુરના** સુલતાને શિવાજી **સાથે સુલેહ** કરી, ઇ. સ. **૧૬૬૨.**

હવે શિવાજીએ **મોગલો સામે** લડવું શરૂ કર્યું. તેણે **શાયસ્તાખાંને** પૂનામાંથી નસાડી મૂકયો ને **બે વાર સુરત લુટયું; જયસિંહે** તેની **સાથે સુલેહ કરી; આગ્રા જઈ** બાપદીકરો ચાલાકીથી છૂટી ગયા. આ બધું આપણે ઔરંગઝેબના પ્રકરણમાં જોઈ ગયા છીએ.

ઈ. સ. ૧૬૭૪ માં શિવાજીએ રાયગઢ મુકામે પૂર ભભકાથી પોતાનો **રાજ્યાભિષેક** કરાવ્યો. લોકો હવે તેને છત્રપતિ શિવાજી મહારાજ, **ગોબ્રાહ્મણ-પ્રતિપાલક**ના નામથી ઓળખવા લાગ્યા. ઈ. સ. **૧૬૭૭** માં શિવાજીએ **મ્હૈસુર**ની પોતાના બાપની જાગીરનો પાકો બંદોબસ્ત કરવા ઓરમાન ભાઈ વ્યંકાજી **ઉપર સવારી** કરી. આ સવારી વખતે તેણે દૂરંદેશી વાપરી બિજાપુરના ને ગોવળકોંડાના સુલતાનો સાથે સુલેહ કરી લીધી હતી. વ્યંકોજી શરણ થયો ને શિવાજીએ ધારવાડ, જીંજી, તાંજોર, વગેરે સર કર્યાં. શિવાજીનો મોટા પુત્ર **સંભાજી બંડ કરી મોગલો સાથે મળી** ગયો પણ થોડી મુદ્દત પછી તે બાપ પાસે પાછો આવ્યો ત્યારે તેને પન્હાળાના કોટમાં કેદ કરવામાં આવ્યો, ઇ. સ. **૧૬૭૮–૭૯. શિવાજી ઈ. સ. ૧૬૮૦**ના એપ્રિલ માસમાં **મરી ગયો.**

**શિવાજીની યોગ્યતા**—શિવાજી આપણા દેશના ઇતિહાસમાં એક મહાન્ પુરુષ થઈ ગયો. તે વર્ણે ગોરો, કદે ઠીંગણો, દેખાવે ભરાઉ, ને રુવાબદાર હતો. કેટલાક પક્ષપાતી લોકો તેને વખોડી કાઢે છે તે બરોબર નથી. તે મોટો લડવૈયો હતો. નાના જાગીરદારના પુત્ર છતાં તેણે એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તે કોઈ વાર શત્રુથી હારી ગયો નહોતો. તે હજારો માણસો ઉપર સારી રીતે કાબુ રાખી શકતો. તે ઘણો કાવાબાજ હતો ને કોઈકવાર દગો પણ કરતો. પણ તેથી તેની કીર્તિ કાંઈ ઓછી થતી નથી. તે નિરાશ્રિતોને, બ્રાહ્મણોને ને પંડિતોને ઘણો આશરો આપતો. તેણે રાજ્યનો જે બંદોબસ્ત કર્યો તે ઉપરથી એમ ચોક્કસ થાય છે કે તે મોટો બુદ્ધિશાળી પુરુષ હતો. પોતાના રાજ્યમાં તે બ્રાહ્મણોને, પ્રભુઓને, મરાઠાઓને ને મુસલમાનોને સરખા ગણતો. તે મુસલમાનો સામે આખી જીંદગી સૂધી લડયો પણ તેણે મસ્જીદોને તોડી નહિ, કે મુલ્લાંઓને હેરાન કર્યા નહિ કે કોઈપણ મુસલમાની સ્ત્રીનું અપમાન કર્યું નહિ. તે હિંદુ ધર્મમાં ઘણી શ્રદ્ધા રાખતો. શિવાજી મોટેરાંને હમેશાં પૂજતો. તે લાયક માણસોની નોકરીની સારી કદર કરતો. તેની ચાલચલગણ ઘણીજ સારી હતી. તેને એક પણ ખરાબ વ્યસન નહોતું. તે કદિ પોતાનો વખત નકામો કાઢતો નહિ. તે હમેશાં સાદો ખોરાક લેતો ને નિયમસર ટેવો રાખતો. દક્ષિણ હિંદુસ્તાનમાં

એક સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપવું, એ તેનો મુખ્ય ઈરાદો હતો. હવે આપણે તેની રાજ્યવ્યવસ્થા જોઈએ.

**અષ્ટપ્રધાનમંડળ: સ્વરાજ્ય ને મોગલાઈ; લશ્કર; શુદ્ધિ**—પોતે જીતેલા દેશને શિવાજીએ **સ્વરાજ્ય**નું નામ આપ્યું હતું. જે પ્રદેશમાંથી તે ચોથાઈ કે સરદેશમુખી ઉઘરાવતો તેને તેણે **મોગલાઈ**નું નામ આપ્યું હતું. આખા રાજ્યનો કારભાર **છત્રપતિ** પોતે ચલાવતો પણ કારભાર કરવામાં હમેશાં અનુભવી અમલદારોની મદદ રહેવી જોઈએ તેથી રામાયણ ને મહાભારત જેવી કથાઓના ઉપદેશ પ્રમાણે શિવાજીએ **અષ્ટપ્રધાનમંડળની** યોજના કરી. (૧) મુખ્ય પ્રધાન **પેશવા** હતો. (૨) **અમાત્ય કે મઝુમદાર** હીસાબી ને મ્હેસુલી કામકાજ કરતો. (૩) **સચિવ** અથવા સુરનીસ દફતર રાખતો. (૪) **મંત્રી** અથવા વાકનિસ છત્રપતિનું ખાનગી કામકાજ કરતો. (૫) **સુમંત** અથવા ડબીર પર રાજ્યો સાથેના સંબંધ ઉપર દેખરેખ રાખતો. (૬) **સેનાપતિ** અથવા **સરનૌબત** લશ્કરનો ઉપરી હતો. (૭) **ન્યાયાધીશ** ન્યાય આપતો. (૮) **પંડિતરાવ** શાસ્ત્રોનો અર્થ કરતો ને ધરમાદાખાતું સંભાળતો. આ આઠ પ્રધાનોને છત્રપતિ પોતેજ નીમતો.

સ્વરાજ્યના પ્રદેશને શિવાજીએ **સુબાઓમાં** વ્હેંચી નાંખ્યો હતો ને દરેક સુબા ઉપર તેણે અક્કેક સુબેદાર રાખ્યો હતો. દરેક જિલ્લા ઉપર **કમાવીસદાર** નામનો અમલદાર રહેતો ને દરેક તાલુકા ને ગામ ઉપર **પાટિલ** ને **કુલકર્ણી** નામના અમલદારો રહેતા. તે સિવાય બીજાં જુદાં **ખાતાંઓ** પણ હતાં. શિવાજીએ **કિલ્લાઓ**નો ખાસ બંદોબસ્ત કર્યો હતો. તે ખેડુતો પાસેથી ઉત્પન્નનું **૩/૫** વસુલ કરતો. ખેડુતો **મ્હેસુલ** રોકડમાં અથવા ભાગબટાઈના ધોરણ ઉપર આપતા. તે પોતાના અમલદારોને **રોકડ પગાર** આપતો. તેમને કદિ જાગીરો આપવામાં આવતી નહિ. શિવાજીએ ઘોડેસવાર ને પાયદળની પણ નિયમસર વ્યવસ્થા કરી હતી. ઘોડેસવારોમાં જેઓ સરકારી નોકરો હતા તેઓ **બારગીરો** કહેવાતા ને જેઓ પોતાના ઘોડાઓ રાખતા તેઓ **શિલેદારો** કહેવાતા. દશેરા પછી **લશ્કર** લડવા નીકળતું. ચોમાસામાં સિપાઈઓ પોતપોતાને ઘેર રહી ખેડ કરતા. લુટ હમેશાં છત્રપતિ પાસે જતી. શિવાજીના **લશ્કરનો બંદોબસ્ત** ઘણોજ સારો હતો. તેના સિપાઈઓ ખેડુતો, સ્ત્રીઓ, બાળકો, ધર્મની સંસ્થાઓ ને

નિરપરાધી પ્રજાઓને કદિ રંજાડતા નહિ. શિવાજીએ **બ્રાહ્મણોને ને હિંદુ ધર્મને પોષવા માટે** એક **ખાસ ખાતું** ખોલ્યું હતું અને વટલેલા હિંદુઓ પાછા પોતાના અસલ ધર્મમાં ને કુટુંબમાં આવી શકે તે માટે તે ખાસ કાળજી રાખતો. શિવાજીએ મહારાષ્ટ્રમાં એક **રાષ્ટ્રીય પ્રવૃત્તિ** ઉત્પન્ન કરી. તેથી મોગલોના સામ્રાજ્યનો એકદમ નાશ થયો.

શિવાજીએ મોગલો ને ફિરંગીઓ સામે **દરિયા ઉપર** લડવા માટે એક **કાફલો** પણ તૈયાર કર્યો હતો.

હિંદુઓને સતાવવાની ઔરંગઝેબની રાજનીતિથી વિદ્વાન્ લોકો પણ ઘણા કંટાળી ગયા હતા ને શિવાજીની ફત્તેહથી ઔરંગઝેબના એ ધોરણને મોટો ફટકો લાગ્યો હતો તે વિચાર બતાવવા માટે નીચે તેજ વખતના બારોટ કવિ ભૂખણના કેટલાક શ્લોકો આપ્યા છે.

વારિધિકે કુંભજ ધન બનકે દાવાનલ, તરુણ તિમિર હૂકે કિરણ સમાજ હૌ
કંસકે કન્હૈયા કામધેનૂ હુંકે કંટકાલ, કૈટભસે કાલિકા વિહંગમકે બાજ હૌ !
ભૂખન ભનત જગજાલિમ સચીપતિ, પન્નગકે કુલકે પ્રબલ પક્ષિરાજ હૌ;
રાવણકે રામ સહસ્રબાહુકે પરસરામ, દિલ્હીપતિ દિગ્ગજકે સિંહ સિવરાજ હૌ !! ૧

× × × × × × ×

ગરુડકો દાવા જૈસે નાગકે સમૂહ પર, દાવા નાગયૂથપર સિંહ સિરતાજકો;
દાવા પૂરહૂતકો પહારનકે કૂલપર, પક્ષિનકે ગણપર દાવા જૈસે બાજકો !
ભૂખન અખંડ નવખંડ મહીમંડલમૈ, તમપર દાવા રબિકિરણ સમાજકો
પૂરવ પછાંહ દેશ ઉત્તરતે દખિન લૌ, જહાં બાદશાહી તહાં દાવ સિવરાજકો ?
બેદ દાખે વિદિત પુરાણ રાખે સારસુત, રામનામ રાખ્યો અતિરસના સુધરમૈ,
હિંદુનકી ચોટી રોટી રાખિ હૈ સિપાહિનકી, કાંધેમેં જનેઉ રાખ્યો માલા રાખી ગરમૈ
મિડ રાખે મુગલ મરોડ રાખે બાદશાહ, બૈરી પીસરાખે બરદાન રાખ્યો કરમૈ;
રાજનકી હદ્દ રાખી તેગ બલ શિવરાજ, દેવ રાખે દેવલ સ્વધર્મ રાખ્યો ઘરમૈ !!,૭
દેવલ ગિરાવતે ફિરાવતે નિસાન આલી, ઐસે ડૂબે રાવરાને સબી ગએ લબકી,
ગૌરા ગનપત્ત આપ ઔરનકો દેત તાપ, સબ આપકે મકાન માર ગએ દબકી
પીરા પૈગંબરા દિગંબરા દિખાઈ દેત, સિદ્ધકી સિદ્ધાઈ ગઈ બહુત પૂર સબકી;
કાસીહુંતે કલા ગઈ મથુરાં મસીદ ભઈ, સિવાજી ન હો તો તૌ સુનત હોત સબકી !! ૮

કવિરાજ ભૂખનકૃત શિવબાવનીમાંથી.

**એના જેવીજ મારી મા હોત તો ?** એ સમયે મહારાજને સમાચાર મળ્યા કે કલ્યાણના સુબેદાર મૌલાના અહમદ તરફથી બિજાપુર દરબાર તરફ

મોટો ખજાનો મોકલવામાં આવે છે. એ ખજાનો કોંકણમાં વાઇને માર્ગે થઈને જતો હતો. તે લૂંટવાના ઈરાદાથી મહારાજે ત્રણસો ઘોડેસવાર અને કેટલાક માવલા સહિત ખજાનો લઈ જનાર ઉપર હુમલો કર્યો. ખજાનો લૂંટી લઈ સઘળું દ્રવ્ય તત્કાળ રાયગઢ પર લઈ ગયા. ખજાના સાથે મજબૂત લશ્કરી બંદોબસ્ત હતો, કારણકે શિવાજી મહારાજ કિંવા બીજી કોઈ પણ લૂંટારૂ ટોળી તે લૂંટી લેશે એવી સરદારને બ્હીકજ હતી. બંને પક્ષ વચ્ચે હુલ્લડ થતાં મહારાજનાં દશપંદર મનુષ્યો મરણ પામ્યાં અને પાંચ પચીસ ઘાયલ થયાં હતાં, ત્યારે મૌલાનાનાં પાંચ પચીસ મનુષ્યો મરણ પામ્યાં અને સો પચાસ મનુષ્યો ઘાયલ થયાં. મહારાજનાં જે મનુષ્ય મરણ પામ્યાં તેમનાં કુટુંબનો નિર્વાહ તેમણેજ ચલાવ્યો, અને જેમણે બહાદુરી બતાવી હતી તેમને યોગ્યતા પ્રમાણે ઈનામ વગેરે આપી ઉત્તેજિત કર્યાં. તે પરથી સર્વ મનુષ્યોને એમ જણાયું કે આપણા સ્વામી દયાળુ અને ઉદાર છે. આપણા ગુણની કદર અવશ્ય કરશે. એમની સેવા પ્રામાણિકપણે કરવાથી મહેનત વ્યર્થ જશે નહિ. મહારાજના માયાળુપણાને લીધે તેમના તાબાના નોકરોમાં ઉત્સાહ અને હિંમત વધવા લાગ્યાં.

સરકારી ભંડાર લૂંટવાથી કલ્યાણના મૌલાના સાથે પ્રકટ રીતે વૈર બંધાવ્યું. તેથી મહારાજે આબાજી સોનદેવને તેના ઉપર ચઢાઈ લઈ જવા કહ્યું. તેણે જઇને કલ્યાણ ઉપર અચાનક છાપો માર્યો; અને તે સર કરી મૌલાનાને કેદ પકડયો તેમજ તેના તાબાના સઘળા કિલ્લા પોતાના તાબામાં લીધા. મહારાજે આ વિજયવાર્તા સાંભળી ત્યારે તેમને ઘણો આનંદ થયો. તેઓ સ્વતઃ કલ્યાણ ગયા. મૌલાનાને કેદ કર્યો હતો તેને બંધનમુક્ત કરાવી તેનો આદરસત્કાર કર્યો અને માનપૂર્વક વિજાપુર મોકલી દીધો. આબાજીપંતે એ મૌલાનાની પુત્રવધૂને યુદ્ધની ભીડમાં પકડી લીધી હતી. મહારાજ કલ્યાણ આવ્યા ત્યારે આબાજીએ તેમને વિનતિ કરી કેઃ "યુદ્ધમાંથી એક લાવણ્યસંપન્ન તરુણ સ્ત્રી મળી છે. મહારાજની સેવા કરવા યોગ્ય જણ઼ાયાથી તેને સંગ્રહી રાખી છે." એ સાંભળી મહારાજે તેને આજ્ઞા કરી કે,–"જે સુંદર સ્ત્રી તમે સંગ્રહી રાખી છે તેને સભામાં લઈ આવો." આજ્ઞા થતાંજ કારભારીએ યુવતીને સુંદર વસ્ત્રાલંકારથી સજ્જ કરી હાજર કરી. તેને જોઈ મહારાજે હસતાં હસતાંજ કહ્યું કેઃ–**"એ યુવતીના જેવુંજ મારી માતુશ્રીનું રૂપલાવણ્ય હોત તો હું પણ તેના જેવોજ સુદર સ્વરૂપવાન્ થાત."** એ શબ્દો સાંભળી સર્વ મનુષ્યોને આશ્ચર્ય લાગ્યું. મહારાજના મનોનિગ્રહ માટે સર્વને મોટી નવાઈ લાગી. મહારાજે આબાજી સોનદેવને કહ્યું કેઃ–**"જેને યશ પ્રાપ્ત કરવાની ઈચ્છા હોય તેણે પરસ્ત્રીની અભિલાષા કદિ પણ રાખવી નહિ.**

રાજાએ ઉચ્છિષ્ટ સ્ત્રીનો અંગીકાર કરવો નહિ. **પરસ્ત્રીની અભિલાષાથી રાવણ જેવા બળવાન્ રાજાનો નાશ થયો છે તો પછી મારા જેવાની શી ગતિ ? રાજાના મનથી સર્વ પ્રજા પોતાનાં સંતાન જેવી છે." એ** ધપૂર્ણ ભાષણ સાંભળી સર્વનાં મન ઉપર એવી છાપ પડી કે:–**મહારાજ મહાપુરુષ છે; એમને હાથે કદિપણ અનાચાર થશે નહિ અને હાથ નીચેના માણસોએ જો કંઈ અપકૃત્ય કર્યું હશે તો તેમને પસંદ પડશે નહિ." મહારાજે તે યુવતીને વસ્ત્રાલંકાર અર્પણ કરી સન્માનપૂર્વક તેના સસરા પાસે વિજાપુર મોકલી દીધી.**

"શ્રી શિવાજી છત્રપતિ;" ૬૫–૬૬, (સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.)

**નોંધ:**—આ વખતે શિવાજી ભર જુવાનીમાં હતો. તેની ઉમ્મર ૨૨ વર્ષની હતી.

**પ્રશ્નો:**—(૧) શિવાજીએ મહારાષ્ટ્રમાં પોતાની સત્તા કેવી રીતે સ્થાપી ? (૨) શિવાજી અને બહમની રાજ્યો વચ્ચેના સંબંધનો ખ્યાલ આપો. (૩) શિવાજીએ કર્ણાટક ઉપર શા માટે સવારી કરી ? તેનાં પરિણામો જણાવો. (૪) શિવાજીની રાજ્યવ્યવસ્થા બતાવો. (૫) શિવાજીના રાજ્યનો નકશો કાઢો. (૬) શિવાજીના ગુણદોષ બતાવો. તેને હિંદના ગમે તે ઉત્તમ રાજ્યકર્તા સાથે સરખાવો. શિવાજીની પ્રવૃત્તિનાં પરિણામ લખો.

## પ્રકરણ ૩જું

## સંભાજી, રાજારામ ને બીજો શિવાજી, મોગલો ને મરાઠાઓ, ઇ. સ. ૧૬૮૧–૧૭૦૭.

**સંભાજી, ઇ. સ. ૧૬૮૦–૮૯**—શિવાજીના મરણ વખતે સંભાજી પન્હાળામાં કેદ ભોગવતો હતો તેથી થોડા વખત માટે તો તેનો નાનો પણ ઓરમાન ભાઈ રાજારામ છત્રપતિ થયો પણ ટૂંકી મુદતમાં જ સંભાજી રાયગઢ જઈ પહોંચ્યો, ને ગાદીએ બેઠો, ઇ. સ. ૧૬૮૧. ગાદીએ આવ્યા પછી સંભાજીએ રાજારામના પક્ષકારોને દાબી દીધા ને એક **"કવિકુલેશ" અથવા કલુષ (પાપ)** ને નામે ઓળખાતા એક કનોજી બ્રાહ્મણની સલાહ મુજબ વર્તવા માંડયું. આ માણસ ઘણોજ લંપટ ને વ્યસની હોવાથી રાયગઢનું રાજ્યતંત્ર બગડી ગયું. ઔરંગઝેબનો **શાહઝાદો અકબર** રજપુત દુર્ગાદાસની મદદથી બાપ સામે બંડ કરી **રાયગઢ મુકામે આવ્યો** પણ

સંભાજી તે તકનો લાભ લઈ શકયો નહિ. તેના અમલ દરમ્યાન મરાઠાઓ ને મોગલો વચ્ચે વિગ્રહ ચાલુજ હતો. પણ સંભાજીએ માત્ર મોગલો સામે-જ લડાઈ કરી એમ નહોતું. તેણે **જંજીરાના સિદ્દીઓ ને ગોવાના ફિરંગીઓ સામે** પણ લડાઈ કરી. ઇ. સ. **૧૬૮૯** માં મોગલ સરદાર મકરૈબખાંએ સંભાજીને ને કલુષને સંગમેશ્વર પાસે પકડયા ને **ઔરંગઝેબે બંનેને કોરગાંવ પાસે રીબાવી રીબાવીને મારી નંખાવ્યા.**

સંભાજી શિવાજી જેવો શૂર હતો પણ તેનામાં આવડત નહોતી. વળી તે ચારિત્રમાં ઘણો હલકો હતો. છતાં તે ઘણો હિંમતબાજ હતો. મરણ વખતે તેણે અપાર હિંમત બતાવી.

**રાજારામ, ઇ. સ. ૧૬૮૯-૧૭૦૦**—સંભાજી પછી તેનો ઓરમાન ને નાનો ભાઈ રાજારામ ગાદીએ આવ્યો. સંભાજીના પુત્ર શાહૂ ને તેની મા વગેરેને મોગલોએ રાયગઢ મુકામે કેદ કર્યાં હતાં ને આખો મહારાષ્ટ્ર એ વખતે મોગલોના હાથમાં જાય એમ હતું તેથી **રાજારામ જીંજી નાસી ગયો.** મોગલોએ જીંજીને પણ ઘેરો ઘાલ્યો. **મહારાષ્ટ્રમાં** રાજા-રામને નામે **હકુમતપંચ** રામચંદ્ર બાવડેકર કારભાર ચલાવતો. તેણે માળવા, ગુજરાત, વગેરે મોગલ પ્રાંતો ઉપર ચડાઈઓ કરાવી. જીંજી ઇ. સ. ૧૬૯૮ માં મોગલોને શરણ થયું. પણ ઝુલફીકારખાંએ રાજારામને સાતારા જવા દીધો. તે ઇ સ. ૧૭૦૦માં મરી ગયો.

રાજારામ બાપના જેવી આવડતવાળો કે હિંમતવાળો નહોતો પણ તે વિશ્વાસુ ને નિઃસ્વાર્થી હતો તેથી તેના વખતના સરદારોએ દક્ષિણ હિંદમાં ને નર્મદાની પેલીપાર પણ ફત્તેહથી લુંટો ચલાવી. રાજારામે તેમતે નામ-ધારી પણ મોટા હોદ્દાઓ આપ્યા ને તેમણે જ વેરાન કરેલા મુલકોમાં ને સ્વરાજ્યમાં પણ જાગીરો આપી. **સંતાજી ઘોરપડે** ને **ધન્ના જાધવ** એ આવી લુટફાટો કરવામાં મુખ્ય સરદારો હતા. મોગલ લશ્કરો તેમના નામથી પણ ડરી નાસી જતા.

**બીજો શિવાજી, ઇ. સ. ૧૭૦૦-૧૭૦૭. તારાબાઈ**—રાજારામ પછી તેનો પુત્ર શિવાજી ગાદીએ આવ્યો પણ તે માત્ર દસ વર્ષનો જ હતો તેથી બધું રાજ્યતંત્ર તેની મા તારાબાઈના હાથમાં ગયું. તારાબાઈ સ્વાર્થી

પણ ચાલાક ને ઉદ્યમી સ્ત્રી હતી. તેણે રામચંદ્ર અમાત્યની સલાહ પૂર્વક રાજ્ય ચલાવ્યું ને ઔરંગઝેબને ઘણોજ હેરાન કરી નાખ્યો. તે પાદશાહ છેવટે દક્ષિણ હિંદ છોડી ઉત્તર તરફ જતો હતો તેવામાં ઇ. સ. ૧૭૦૭માં મરી ગયો. તેના પુત્ર આઝીમે ઝુલફીકારખાં ને જયસિંહ જેવા અનુભવી સલાહકારોના કહેવા પ્રમાણે સંભાજીના પુત્ર રાજા શાહૂને ભોપાળ પાસે છૂટો કર્યો એટલે તેણે મહારાષ્ટ્ર આવી શિવાજીની ગાદી સંભાળી. તારાબાઈના મહારાષ્ટ્રના કારભારનો પણ હવે અંત આવ્યો.

**પ્રશ્નો**—(૧) સંભાજીના ગુણદોષ જણાવો. (૨) ઇ. સ. ૧૬૮૯–૧૭૦૭ સુધીમાં મરાઠાઓ ને મોગલો વચ્ચેના યુદ્ધનો ખ્યાલ આપો. (૩) રાજારામે તથા તારાબાઈએ રાજ્યકારભાર કેવી રીતે ચલાવ્યો ?

## પ્રકરણ ૪થું

## રાજા શાહૂ ને પહેલો પેશવા બાળાજી વિશ્વનાથ, ઇ. સ. ૧૭૦૮–૧૭૨૦.

**રાજા શાહૂ**—શાહૂ રાજા સંભાજી ને યેસુબાઇનો પુત્ર હતો. ઇ. સ. ૧૬૮૯માં રાયગઢ મુકામે તે મોગલોના કબજામાં ગયો. ઔરંગઝેબે તેને શાહઝાદી ઝેબુન્નિસાને સોંપ્યો. શાહૂ બાળક એની નીચે મોટો થયો. ઇ. સ. ૧૭૦૭માં આઝીમ શાહે તેને ભોપાળ આગળ મહારાષ્ટ્ર પાછો જવા ને શિવાજીની ગાદી હાથ કરવા છૂટ આપી. શાહૂએ મહારાષ્ટ્રમાં ધીમે ધીમે પોતાનો પક્ષ મજબુત કર્યો ને તારાબાઈને કોલ્હાપુર જવાની ફરજ પાડી. તે સ્ત્રીએ હવે મોગલો સાથે મળી શાહૂને કનડગત કરવા માંડી. પણ શાહૂને ઘણા બાહોશ અમલદારોની મદદ હતી તેથી તે ફાવી નહિ. **કોલ્હાપુરનું રાજ્ય** આ વખતથી સાતારાથી **છૂટું** થયું, ઇ. સ. ૧૭૦૮. શાહૂ મોગલ છાવણીમાં ઘણો મોજશોખી થઈ ગયો હતો પણ તે તદ્દન નમાલો નહોતો. કારભારની દરેક વીગત તે પોતેજ જોતો. તેણે સારા સારા માણસોની શોધ કરી તેમને પોતાની નોકરીમાં રાખ્યા. આ વિશ્વાસુ માણસોએ મરાઠી રાજ્ય ઉત્તર ને દક્ષિણ હિંદમાં ફેલાવ્યું. શાહૂનું ચારિત્ર ઊંચું હતું. તે નાતજાતનો ભેદ કદિ જોતો નહિ અને **પોતાની પ્રજાને પુત્રની માફક રાખતો.**

તેણે સાતારાને હિંદમાં મોટું વિદ્યાધામ કર્યું. બધી પ્રજા તેને ખરા જીગરથી ચાહતી. શાહૂ **ઈ. સ. ૧૭૪૯માં મરી ગયો.**

**પહેલો પેશવા બાળાજી વિશ્વનાથ, ઇ. સ. ૧૭૧૩-૧૭૨૦:—** મરાઠી રાજ્યનો સ્થાપનાર શિવાજી છત્રપતિ હતો તો તેને વ્યવસ્થામાં આણનાર ને તેનો ઉત્તર તથા દક્ષિણ હિંદમાં ફેલાવો થાય તે માટે યોજના ઉભી કરનાર પહેલો પેશવા બાળાજી વિશ્વનાથ હતો. બાળાજીના વડવાઓ કોંકણમાં **શ્રીવર્ધન નામના ગામ**ની દેશમુખી અથવા દેશાઇગીરી કરતા. જંજીરાના સિદ્દીના જુલમથી કંટાળી તેઓ મહારાષ્ટ્રમાં વસવા ગયા. બાલાજીએ પેશવા થયા અગાઉ રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓમાં નોકરી કરી હતી. તે જ્યારે પેશવા થયો ત્યારે ૫૩ વર્ષનો હતો, ઇ. સ. ૧૭૧૩. તેણે શાહૂ માટે એક સારૂં **લશ્કર તૈયાર** કરાવ્યું ને એ લશ્કર વડે **તારાબાઇના પક્ષકારોને** હરાવ્યા, ૧૭૧૩–૧૭૨૦. ઇ. સ. ૧૭૧૯માં હુસેન અલીખાં દક્ષિણ હિંદનો સુબેદાર થયો. તેણે પોતાના ઉત્તરના શત્રુઓને હરાવવા માટે મરાઠાઓની મદદ માંગી. બાળાજી વિશ્વનાથ પોતે મોટા લશ્કર સાથે સૈય્યદ ભાઈઓનો પક્ષ કરી દિલ્હી ગયો. ત્યાં ફર્રુખસિયરને મારી સૈય્યદભાઇઓએ રફી-ઉદ્-દર્જાત, પછી રફી-ઉદ્-દઉલા ને છેવટે મહમ્મદશાહને ગાદી આપી. આ મદદ બદ્દલ શાહૂને **સ્વરાજ્યની, ચોથાઇની ને સરદેશમુખીની,** એમ **ત્રણ સનદો મળી.** એ સનદોની શરતો આપણે મોગલ વિભાગમાં જોઇ ગયા છીએ. એ સનદો બજાવતાં બજાવતાં મરાઠાઓ દક્ષિણ હિંદમાં ને ઉત્તર હિંદમાં કુલ સત્તા ઉપર આવ્યા તેનો બધો જશ બાળાજીને ઘટે છે. સાતારા પાછા આવ્યા પછી બાળાજીએ છ સુબાઓની ચોથાઈ ને સરદેશમુખી જુદા જુદા મરાઠી સરદારો વચ્ચે વ્હેંચી આપી. ઘણાં મરાઠી કુટુંબો આ વ્હેંચણીથી આગળ આવી શક્યાં.

બાળાજી હિસાબી કામમાં ઘણો બાહોશ હતો. શિવાજીની રોકડ પગાર આપવાની પદ્ધતિ એક બાજૂ મૂકી તેણે જાગીરદારોની સંસ્થા મહારાષ્ટ્રમાં ઉભી કરી એવો આક્ષેપ તેના ઉપર મૂકાય છે પણ એટલું યાદ રાખવું જોઈએ કે એજ સંસ્થાથી મરાઠી સત્તા ઉત્તર ને દક્ષિણ હિંદમાં વધી શકી. **બાળાજી ઇ. સ. ૧૭૨૦માં મરી ગયો.**

**પ્રશ્નો**—(૧) શાહૂ રાજાએ બાપની ગાદી કેવી રીતે હાથ કરી? (૨) બાળાજી વિશ્વનાથ પેશવા કોણ હતો? તેણે શાહૂની શી સેવા કરી? (૩) મોગલોનો ને મરાઠાઓનો આ વખતનો સંબંધ તપાસો.

## પ્રકરણ ૫મું

**પહેલો બાજીરાવ પેશવા, ઇ. સ. ૧૭૨૦-૪૦**—બાળાજીના મરણ પછી શાહૂ રાજાએ તેના બાવીસ વર્ષના પુત્ર બાજીરાવને પેશવાઈ આપી. બાજીરાવ તેના બાપના જેવો મુત્સદ્દી કે હીસાબી ખાતામાં બાહોશ નહોતો. પણ તે એક યોદ્ધો હતો. તે હોળકર, ગાયકવાડ, શિંદે, પવાર, વગેરે મરાઠા કુટુંબોને આગળ લાવ્યો ને તેમને ઉત્તર હિંદમાં વસાવી તેણે મરાઠી સત્તાનો ઘણો વિકાસ કરાવ્યો. બાજીરાવ લંપટ હતો. બુંદેલખંડના રાજા છત્રસાલે ભેટમાં આપેલી મુસલમાન બાઈ મસ્તાનીને તે હમેશાં પોતાની સાથે જ રાખતો. પોતાની સ્ત્રી ને પોતાનાં બાળકો ઉપર તે જરા પણ લક્ષ આપતો નહિ. તે જ્યારે પેશવા થયો ત્યારે શાહૂના દરબારમાં બે પક્ષો હતા. એક પક્ષનું ધારવું હતું કે મરાઠાઓએ દક્ષિણ હિંદ પહેલાં કબજામાં લેવું. પરશુરામ પંત પ્રતિનિધિ આ વિચારનો હતો. પેશવાનો પક્ષ એમ કહેતો કે મરાઠી ભગવો ઝંડો ઉત્તરમાં પણ ફરતો કરવો; મોગલાઈને મારવી ને બીજાં રાજ્યો ઉપર સત્તા સ્થાપવી." "ઝાડનું થડ (મોગલાઇનો પાયો) કાપી નાંખો એટલે ડાળખાં (બીજાં નાનાં મોટાં રાજ્યો) આપોઆપ પડી જશે." શાહૂએ પેશવાનો પક્ષ લીધો ને કહ્યું કે "તું આપણો ભગવો ઝંડો ઠેઠ હિમાલય પર્વત ઉપર સ્થાપીશ; કારણકે તું તારા બાપથી પણ વધારે શક્તિવાળો છે." બાજીરાવે પૂનામાં **શનવારવાડો બંધાવ્યો.**

**બાજીરાવની ફત્તેહ**—બાજીરાવે ગુજરાત, માળવા, કર્ણાટક, બુંદેલખંડ, દિલ્હી, ને નિઝામના રાજ્ય ઉપર જુદે જુદે વખતે સવારીઓ કરી. બાળાજીના વખતમાં મળેલી છ સુબાઓની ચોથાઈ ને સરદેશમુખીનો અમલ બાજીરાવે કરાવવા માંડ્યો એટલે નિઝામ-ઉલ-મુલ્ક તેની સામે થયો ને કોલ્હાપુરમાં તારાબાઈ ને રાજા સંભાજીનો પક્ષ લઈ તથા પેશવાના બીજા દુશ્મનોને ઉશ્કેરી તે ખટપટ કરવા લાગ્યો. આ ખટપટોમાં નિઝામ હારી ગયો. ઇ. સ. ૧૭૨૮માં તેણે બાજીરાવને આગળની ત્રણ સનદોનો અમલ

કરાવવાની પરવાનગી આપી. ઇ. સ. **૧૭૩૮માં નિઝામ ભોપાળ આગળ ફરી** હારી ગયો તેથી તેણે મરાઠાઓને ઉત્તરમાં તદ્દન સ્વતંત્રપણે વર્તવાની છૂટ આપી. આ **કરાર સિરોંજ મુકામે** કરવામાં આવ્યો હતો. તે હકીકત આપણે મોગલાઈના ઇતિહાસમાં જોઈ ગયા છીએ. ઇ. સ. **૧૭૩૧**માં શાહૂએ **કોલ્હાપુરના રાજા** સંભાજી **સાથે કાયમ મિત્રતા** કરી તેથી તે દિશાએથી પણ ખટપટ બંધ થઈ. ઇ. **સ. ૧૭૩૧**માં બાજીરાવે બીજા શત્રુ ત્ર્યંબકરાવ દાભાડેને વડોદરા પાસે **ડભોઈ આગળ** હરાવ્યો. દાભાડે લડાઈમાં માર્યો ગયો. બાજીરાવ હવે ગુજરાતના વિષયમાં પણ નિર્ભય બન્યો. દાભાડેના સરદાર **પિલાજી ગાયકવાડને** શાહૂ રાજાએ **સેનાખાસખેલ** બનાવ્યો. આ માન હજુ પણ મહારાજા ગાયકવાડ સરકાર ભોગવે છે. ઇ. સ. **૧૭૩૭–૩૯**માં બાજીરાવના ભાઈ **ચિમાજી આપાએ** ફિરંગીઓના **વસઈના** કિલ્લા ઉપર ચડાઈ કરી તે ગઢ ઘણી બહાદુરીથી લડી **જીતી લીધો.** બાજીરાવે જંજીરાના સિદ્દીઓને હરાવવા માટે પણ ઘણી મહેનત કરી. નિઝામ આ વખતે દિલ્હીના પાદશાહનો વઝીર હતો ને બાજીરાવ વિરુદ્ધ પાછી ખટપટ કરતો હતો. તેથી ઇ. સ. **૧૭૩૯માં** તેણે **નિઝામના પુત્ર નાસિરજંગ ઉપર** ચડાઈ **કરી તેને હરાવ્યો.** બાજીરાવે **માળવા ને બુંદેલખંડ**માં મરાઠી સંસ્થાનો વસાવ્યાં. તે **દિલ્હી સુધી** પણ જઈ ચડ્યો. **જ્યારે નાદિરશાહ ચડી આવ્યો ત્યારે તેની સામે લડવા માટે પણ તે તૈયાર થયો.** ઇ. સ. **૧૭૪૦માં** નર્મદાના કિનારા ઉપર **તે મરી ગયો.** તેને ક્ષયરોગ લાગુ પડ્યો હતો.

**કેટલાક જાણીતા મરાઠી રાજવંશો**—(૧) **નાગપુરના ભોંસલેઓ.** રાજારામના ને શાહૂના વખતમાં પરસોજી ભોંસલે નામના સરદારે બરાડમાં સારી ખ્યાતિ મેળવી. તેના વંશજોએ મધ્ય પ્રાંતમાં નાગપુરમાં રાજધાની કરી સત્તા સ્થાપી. તેઓ **સેના સાહેબ સુબા** કહેવાતા. (૨) **ગાયકવાડો.** ગાયકવાડો પહેલાં માવલ દેશમાં રહેતા. પિલાજી ને દામાજી ગાયકવાડે ગુજરાતમાં ખ્યાતિ મેળવી. પહેલાં તેમની રાજધાની સોનગઢમાં હતી; પછી તે વડોદરામાં થઈ. (૩) **હોલકરો.** મલ્હારરાવ હોલકર બાજીરાવની નીચે ઉત્તર હિંદમાં પ્રખ્યાતિ પામ્યો. તે ઈંદોરના હોલકરોનો

ચડવો થાય. (૪) **ગ્વાલિઅરના સિંધિઆઓ.** રાણોજી શિંદે નામનો એક સરદાર પહેલાં બાળાજી પેશવા પાસે નોકરી કરતો. તે બાજીરાવના વખતમાં પ્રસિદ્ધિ પામ્યો. રાણોજી પેશવાના જોડા સાચવતો. તેના વંશજો ગ્વાલિઅરના સિંધિઆ મહારાજાઓ થયા. આ સિવાય પવાર, પટવર્ધન, વગેરે બીજાં ઘણાં મરાઠી કુટુંબો હવે આગળ આવ્યાં.

**પ્રશ્નો**—(૧) બાજીરાવ પેશવાના ગુણદોષ જણાવો. (૨) ઉત્તર હિંદની જીતમાં ક્યાં ક્યાં મરાઠા કુટુંબોએ મદદ કરી? (૩) બાજીરાવે ઉત્તર હિંદ કેવી રીતે વશ કર્યો? (૪) કર્ણાટક એટલે? મરાઠાઓનો ત્યાં શો હક્ક હતો?

## પ્રકરણ ૬ઠ્ઠું

## ત્રીજો પેશવા બાળાજી બાજીરાવ, ઇ. સ. ૧૭૪૦–૬૧.

**નાના સાહેબ કે બાળાજી પેશવા**—બાજીરાવના મરણ પછી ઓગણીસ વર્ષની ઉમરે તેનો મોટો પુત્ર બાળાજી પેશવા થયો. બાજીરાવના જેવો તે યોદ્ધો નહોતો. પણ તેના દાદા જેવો તે હિસાબી ને મ્હેસુલી ખાતામાં કાબેલ હતો. વળી તે મોટો મુત્સદ્દી હતો. તેના વખતમાં મરાઠી રાજ્યનો ઘણો વિકાસ થયો. નાના સાહેબ પેશવા બાપના જેવો લંપટ હતો પણ પોતાના કુટુંબને ને તરછોડતો નહિ. **તેનો વિચાર એવો હતો કે ઉત્તર હિંદની તમામ હિંદુ જાત્રાની જગ્યાઓ મરાઠી સત્તા નીચે લેવી.** તેણે મરાઠી લશ્કરમાં તોપખાનું દાખલ કર્યું; બુસ્સિ જેવા ઉસ્તાદને પોતાની નોકરીમાં રાખી લેવા તેણે ઘણી મહેનત કરી હતી. તેણે પૂના પાસે પર્વતી ટેકરી ઉપર એક રાજમહેલ બાંધ્યો ને મહારાષ્ટ્રમાં મ્હેસુલી બંદોબસ્ત કર્યો.

**ઉત્તર હિંદ ને બાળાજી**—બાજીરાવના વખતમાંજ મરાઠા સરદારોએ ગુજરાત, માળવા ને બુંદેલખંડમાં પોતાની સત્તા જમાવી હતી. બાળાજીએ આ સત્તાઓનો **યોગ્ય બંદોબસ્ત** કર્યો. તેના વખતમાં **ભોંસલેએ કટક ને બાલેશ્વર**ના પ્રાંતો મેળવ્યા ને **બંગાળા ને બિહાર ઉપર ચોથાઈ** પણ મેળવી. મરાઠી સરદારો રજપુતસ્તાન, રોહિખંડ, અયોધ્યા ને ઠેઠ પંજાબમાં પણ દાખલ થયા, રજપુતો ને જાટો સાથે તેમણે દોસ્તી કરી ને

તેમનાં રાજ્યોની ખટપટોમાં પણ ભાગ લેવા માંડ્યો. આમાંની કેટલીક બાબતો આપણે મોગલ વિભાગમાં જોઈ છે. પરિણામે અહમદશાહ અબ્દાલી હિંદ ઉપર ચડી આવ્યો ને તેણે મરાઠાઓને **પાણીપત** આગળ સખ્ત હરાવ્યા, જાનેવારિ, ઇ. સ. **૧૭૬૧. આ હારથી મરાઠાઓ કાંઇ ઉત્તર હિંદમાં પોતાની વગ ગુમાવી બેઠા નહિ** પણ તેથી બંગાળામાં અંગ્રેજો, અયોધ્યામાં નવાબ-વઝીર, રોહિલખંડમાં રોહિલ્લાઓ, પંજાબમાં સિખો, હૈદરાબાદમાં નિઝામ, મ્હૈસુરમાં હૈદર, ને કર્ણાટકમાં અંગ્રેજો, એટલી સત્તાઓને લાભ થયો, કારણ કે ટૂંક મુદ્દત માટે મરાઠાઓ લશ્કરી બળમાં પાછા પડ્યા.

**બાળાજી ને દક્ષિણ હિંદ:**—બાળાજીએ પોતાના હરીફ **રઘૂજી ભોંસલેને** દાબી દીધો ને તેને પૂનાની ખટપટમાં વચ્ચે આવવા દીધો નહિ, ઇ. સ. ૧૭૪૨–૪૭. રઘૂજી ભોંસલેએ ને સદાશિવરાઉ ભાઉએ **કર્ણાટક** ઉપર ચડાઈ કરી **તાંજોરને બચાવ્યું ને સાવનુર, અધોની, કડપા, એદનુર** ને **મ્હૈસુરનાં** રાજ્યો **પાસેથી ખંડણીઓ વસુલ કરી.** બાળાજીએ નિઝામની ગાદીની ખટપટોમાં પણ માથું માર્યું ને ૭ સુબાઓની ચોથાઈ ને સરદેશમુખીનો હિસાબ માંગ્યો. ઇ. સ. **૧૭૬૦**ના જાનેવારિ માસમાં **સદાશિવરાઉ ભાઉએ નિઝામઅલીને ઉદ્ગીર પાસે સખ્ત હાર આપી** તેથી મરાઠાઓને રૂ. ૬૨ લાખના વાર્ષિક ઉપજવાળા દૌલતાબાદ, ઔરંગાબાદ ને બિજાપુરના મુલકો મળ્યા ને નિઝામનું જોર ઘણું ઓછું થયું. ઉપર કહ્યું હતું તેમ પેશવાએ ફ્રેંચ સરદાર **બુસ્સિને ભોળવવા** ઘણી મહેનત કરી પણ તેમાં તે ફાવ્યો નહિ. બાળાજીએ કોંકણમાં **તુળાજી આંગરેને** અંગ્રેજોની મદદ લઈ હરાવ્યો, ઇ. સ. ૧૭૫૫–૫૬. તુળાજી આંગરે પાસે ઘણું સારૂં નૌકાસૈન્ય હતું તે બાળાજીને ને અંગ્રેજોને ખુંચતું હતું.

**છત્રપતિ ને પેશવા.**:—બાળાજીએ શાહૂ રાજા પાસે **પેશવાઇની પાયરી વંશપરંપરા પોતાના કુટુંબમાં** રહે એવું લખાવી લીધું ને તેથી ભોંસલે જેવા હરીફોને હંફાવ્યા. શાહૂએ તારાબાઈના પુત્ર શિવાજીના પુત્ર રામરાજાને દત્તક લીધો. આ **રામરાજાએ** બધો કારભાર પેશવાને સોંપ્યો તેથી તારાબાઇએ તેને કેદ કર્યો. **પેશવા પૂના રહી કારભાર કરવા લાગ્યો, ઇ. સ. ૧૭૫૩.** તારાબાઈ પાણીપતના યુદ્ધ પછી તુરતજ મરી ગઇ. પેશવા પણ તે પછી તુરતજ ક્ષય રોગથી મરી ગયો.

**સદાશિવરાવ ભાઉ** બાજીરાવ પેશવાના ભાઈ ચિમાજી અપ્પાનો પુત્ર હતો. કર્ણાટક ને ઉદ્દગીરની સવારીઓમાં તે ખૂબ પ્રસિદ્ધ થયો પણ પાણીપતની લડાઈમાં તે માર્યો ગયો. તેને તોપખાનાનો ઘણો શોખ હતો ને

ઇબ્રાહીમખાં ગારદીને નોકરી આપનાર તે પોતેજ હતો. હિસાબી કામ તેને સારૂં આવડતું.

**પ્રશ્નો**:—(૧) બાળાજી બાજીરાવ ત્રીજા પેશવાના ગુણદોષ વર્ણવો. (૨) બળાજીએ ઉત્તર હિંદમાં મરાઠી સત્તા સ્થાપવા માટે કેવી વ્યવસ્થા કરી? (૩) ચોથાઇ ને સરદેશમુખીનો અર્થ સમજાવો. (૪) પાણીપતની લડાઇનાં કારણો ને પરિણામો જણાવો. (૫) સદાશિવરાવ ભાઉ કોણ હતો? (૬) ત્રીજા પેશવાએ કેવો કારભાર કર્યો?

## પ્રકરણ ૭મું

## પહેલો માધવરાવ પેશવા, ઇ. સ. ૧૭૬૧-૭૨.

**પેશવા માધવરાવના શત્રુઓ**—બાળાજી નાનાસાહેબના મરણ પછી તેનો પુત્ર માધવરાવ પેશવા થયો પણ તે ૧૭ વર્ષનોજ હોવાથી તેનો કાકો રઘુનાથરાવ અથવા રાઘોબા દાદો કારભાર કરવા લાગ્યો. રાઘોબાને પોતાને પેશવા થવું હતું તેથી તેણે માધવરાવ વિરુદ્ધ નિઝામને, હૈદરને, ને જાનોજી ભોંસલેને ઉશ્કેર્યા. પણ માધવરાવ ઘણો બાહોશ પેશવા હતો. તેણે **રાઘોબા દાદાને** ઇ. સ. ૧૭૬૮માં **હરાવ્યો** ને નાસીક મોકલી આપ્યો. ઇ. સ. ૧૭૬૩માં માધવરાવે **રાક્ષસભુવન** પાસે નિઝામને પણ હરાવ્યો. તેથી ઉદગીરની લડાઈ પછી થએલું તહ કાયમ રહ્યું. **જાનોજી ભોંસલે** પણ હારી ગયો તેથી **કનકાપુર** પાસે તેણે **કરાર કર્યો** ને માધવરાવના એક સરદાર તરીકે રહેવા કબૂલ કર્યું. ઇ. સ. ૧૭૬૯.

**માધવરાવ ને હૈદરઅલી**—મ્હૈસુરનો હૈદરઅલી આ વખતે કૃષ્ણા તુંગભદ્રા નદી વચ્ચેનો મુલક તાબે કરતો હતો. એ પ્રદેશ એક વાર શહાજીની જાગીરમાં આવી જતો હતો તેથી માધવરાવે તેના ઉપર પણ સવારીઓ કરી. આવી કુલ પાંચ સવારીઓ કરવામાં આવી. પહેલી ચાર સવારીઓમાં તો પેશવા પોતે હાજર હતો. ઇ. સ. ૧૭૬૨-૭૨. બે વાર તો હૈદરે પેશવાને રૂા. ૩૨ લાખનો **દંડ ભર્યો.** છેવટે તેણે **જીતેલો મુલક** મરાઠાઓને **પાછો આપી દીધો.**

**ઉત્તર હિંદુસ્તાન**—માધવરાવે પાણીપતની લડાઇથી ગએલી ઇજ્જત પાછી મેળવી. ઇ. સ. ૧૭૬૭માં રાઘોબા દાદો **ગોહદ** સુધી જઈ આવ્યો.

બે વર્ષો પછી તુકોજી હોળકર, મહાદજી શિંદે ને વિસાજી બિનિવાલે, એ ત્રણ સરદારોએ **જાટો** પાસેથી ખંડણી લીધી ને **રોહિલ્લા સરદારોને** પણ **હરાવ્યા.** ઇ. સ. ૧૭૭૧માં તેઓ **દિલ્હી ગયા** ને અલ્લાહાબાદથી **પાદશાહ શાહઆલમને** પાછો બોલાવી ફરી તેને **તખ્ત ઉપર બેસાડયો.** મરાઠાઓ વળી દિલ્હી ને આગ્રા મુકામે વગ ધરાવતા થયા.

**માધવરાવના ગુણદોષ**—માધવરાવ પેશવાને નાની ઉમરમાં ક્ષયરોગ લાગુ પડયો ને ઇ. સ. ૧૭૭૨માં અઠ્ઠાવીસ વર્ષની ઉમરે તે મરી ગયો. તેના મરણથી મરાઠી રાજ્યને ઘણું નુકસાન થયું. તે બહાદુર, વિશ્વાસુ ને કદર કરનાર પેશવા હતો. તે ઘણો કડક હતો. બધા સરદારો તેનાથી ડરતા. તેણે કિલ્લાઓ ને લશ્કરનો સારો બંદોબસ્ત કર્યો ને લાંચીઆ ને જુલમી અમલદારોને સજા પહોંચાડી. તેના વખતનાં કેટલાંક નવાં માણસો આગળ ઉપર મરાઠી રાજ્યમાં આગેવાની ઉપર આવ્યાં, દાખલા તરીકે **મહાદજી** શિંદે, **અહલ્યાબાઈ, તુકોજી, નાના ફડનીસ,** વગેરે. **રામશાસ્ત્રી પ્રભુણે** જેવો પ્રામાણિક, સ્પષ્ટવક્તા ને સાદો ન્યાયાધીશ તેના વખતમાં થઈ ગયો. **હરિપંત** ફડકે, **સખારામ બાપુ,** ને **ત્રંબકરાવ મામા પેઠે** જેવા મુત્સદ્દીઓ પણ તેજ વખતમાં થયા. **પટવર્ધન કુટુંબના** માણસોએ દક્ષિણ મહારાષ્ટ્રમાં અનેક ભયંકર જોખમો ખેડી પોતાની માતૃભૂમિની સેવાઓ બજાવી.

**પ્રશ્નો**—(૧) માધવરાવ પેશવાએ મરાઠી રાજ્યને પાણીપતનાં ભયંકર પરિણામોથી કેવી રીતે બચાવ્યું ? (૨) યુવાન્ પેશવાની મુશ્કેલીઓ જણાવો. (૩) મરાઠાઓ ને હૈદરઅલી વચ્ચેનો સંબંધ જણાવો. (૪) માધવરાવના ગુણદોષ લખો.

## રામશાસ્ત્રી અને માધવરાવ પેશવા.

મરાઠી રાજ્યના ન્યાયાસનને દીપાવનાર પ્રસિદ્ધ રામશાસ્ત્રીનાં માબાપ ઘણી નાની વયે ગુજરી ગયાં તેથી શાસ્ત્રીજી ગરીબ કાકાને ત્યાં મોટા થયા હતા. સોળ વર્ષ તો ગામના છોકરાઓ સાથે કૂદવામાં ને ન્હાવામાં તેઓએ વીતાવ્યાં. પછી તેઓ સાતારાના એક મોટા સાહુકારને ત્યાં નોકર રહ્યા. તેમને એ વખતે લખતાં વાંચતાં આવડતું નહિ તેથી આવી શૂદ્રની નોકરી કર્યા સિવાય બીજો છૂટકો નહોતો. એક વાર એવું બન્યું કે શાસ્ત્રીજી શેઠના પગ ઉપર પાણી રેડતા હતા ત્યારે તેમની નજર શેઠના કાનની કીંમતી વાળી ઉપર ગઈ.

પાણી સીધું પગ ઉપર ન પડતાં બાજૂ ઉપર પડવા લાગ્યું. શેઠ ચમક્યા. તેણે શાસ્ત્રીજી પાસે જવાબ માંગ્યો. શાસ્ત્રીજીએ ખરી વાત કહી દીધી. શેઠ બોલ્યા:-"અરે ભાઈ, આવી હીરામોતીની વાળી તો શ્રીમંત, વિદ્વાન્ કે શૂર પુરુષનેજ શોભે; તને એવો દાગીનો શોભે નહિ" શાસ્ત્રીજીને આ જવાબમાં મોટું રહસ્ય લાગ્યું. વીસ વર્ષ સૂધી તેમને વાંચતાં કે લખતાં આવડતું નહિ ને બ્રાહ્મણ છતાં શૂદ્રની નોકરી કરવાનું નસીબમાં આવ્યું હતું. હવે તેમને નસીબ પલટાવવાનો વિચાર થયો. શાસ્ત્રીજી તુરતજ કાશી ગયા ને ત્યાં વ્યાકરણ-શાસ્ત્રી બાળંભટ્ટ પાયગુંડે પાસે વિદ્યા ભણ્યા. આ વિદ્વાન્ પાયગુંડેને ત્યાં એવો રીવાજ હતો કે વિદ્યાર્થીઓમાં જે વિદ્વાનો હોય તેમને ચાંદીના થાળમાં રસોઈ પીરસવી ને બીજાઓને કેળનાં પાનમાં રસોઈ પીરસવી. ભટ્ટનો જમાઈ સાસુ પાસે ગયો. તે વિદ્વાન્ નહોતો પણ જમાઈ તો હતો તેથી સાસુને તેણે કહ્યું કે "મને ચાંદીના થાળમાં પીરસો." સાસુ તો ભોળવાઈ. પણ વિદ્વાન્ સસરો અડગ રહ્યો. જમાઇએ હવે ટેક રાખી અને એવો તો અભ્યાસ કરવા માંડ્યો કે પછી તેઓ પણ રામશાસ્ત્રીના મિત્ર બન્યા. તેમનું નામ અનંતભટ્ટ હતું ને તેઓ મોટા વેદાંતી થયા. બંને પૂના પાછા આવ્યા. રામશાસ્ત્રી ન્યાયાધીશ થયા. તેમનો માસિક પગાર રૂ.૧૨૦)નો હતો. એક સવારે શાસ્ત્રીજી પેશવા માધવરાવને મળવા ગયા. પેશવા સ્નાનસંધ્યાદિ કરતો હતો. તેથી શાસ્ત્રીજીને રોકાવું પડયું. મુલાકાત ન થતાં શાસ્ત્રીજી ઘેર પાછા ફર્યાં. બીજે દિવસે પેશવાએ માફી માંગી. શાસ્ત્રીજીએ કહ્યું:-"પેશવાઓ જાતિએ બ્રાહ્મણો છે પણ ધંધે હવે તેઓ ક્ષત્રિયો થયા છે. આવી રીતે સ્નાનસંધ્યાદિમાં જો રાજ્યનો કિંમતી વખત કાઢી નાંખશો તો કારભાર કોણ જોશે? માટે સમય વિચારી કામ કરો." પેશવાની સ્ત્રી રમાબાઇએ એકવાર શાસ્ત્રીજીને ઘેર વસ્ત્ર, આભરણ, વગેરેનો થાળ મોકલ્યો. શાસ્ત્રીજીએ તે પાછો વાળ્યો, આવા તો તેઓ અડગ ને પ્રામાણિક હતા. શાસ્ત્રીજી એટલાજ નિડર હતા. નારાયણરાવનું ખુન થયું. રાઘોબાનો ગુન્હો પકડાયો છતાં તે પેશવા થયો. શાસ્ત્રીજી એકદમ પૂના છોડી ગયા ને નાસીક જઈ રહેવા લાગ્યા. જ્યાં સૂધી રાઘોબા પૂનામાં પેશવાપદે હતો ત્યાં સૂધી શાસ્ત્રીજીએ પૂનાનું પાણી પણ પીધું નહિ. જ્યારે સવાઈ માધવરાવ પેશવા થયો ત્યારે શાસ્ત્રીજી ફરી પૂના આવ્યા ને ન્યાયાસન દીપાવવા લાગ્યા. રાઘોબાએ તેમને પૂછ્યું કે-નારાયણરાવના ખુનનું પ્રાયશ્ચિત શું?" શાસ્ત્રીજી બોલ્યા. "તમારૂં માથું આપો એટલે બસ."

શાસ્ત્રીજી સુધારક હતા. પરશુરામભાઉની બયાબાઈ નામે સાત વર્ષની કન્યા વિધવા થઈ ત્યારે તેનો પુર્નવિવાહ કરવાની તેમણે સંમતિ આપી હતી. દેવજ્ઞ લોકોને પણ તેમણે નિષ્પક્ષપાત ન્યાય આપ્યો હતો. તેઓ ઇ. સ. ૧૭૮૯માં મરી ગયા.

## પ્રકરણ ૮મું

## નારાયણરાવ ને રાઘોબા, ઇ. સ. ૧૭૭૨-૭૪.

**નારાયણરાવ પેશવા, ઇ. સ. ૧૭૭૨-૭૩. ખુન**—માધવરાવના મરણ પછી તેનો ૧૭ વર્ષનો ભાઈ નારાયણરાવ પેશવા થયો ને રાઘોબા કારભાર કરવા લાગ્યો. પણ તેણે આગળની માફક પેશવાઈ માટે નિઝામ તથા હૈદર સાથે ખટપટ કરવા માંડી. તેની ખબર પડતાં તેને કેદ કરવામાં આવ્યો. તેથી તેની સ્ત્રી આનંદીબાઈએ મોટું કારસ્તાન કર્યું. તેણે લશ્કરના કેટલાક માણસોને પોતાના પક્ષમાં લીધા ને નારાયણરાવને કેદ કરી રાઘોબાને મુખ્ય કારભારી બનાવવાનો પ્રપંચ રચ્યો. પણ લશ્કરના મુખીઓએ નારાયણરાવને મારવાનો હુકુમ કર્યો. તેથી કેટલાક સિપાઈઓ ગણપતિઉત્સવને છેલ્લે દિવસે શનવારવાડામાં દાખલ થયા, પેશવાને પકડ્યો ને રાઘોબાની હાજરીમાં તેને મારી નાંખ્યો, ઇ. સ. ૧૭૭૩.

**રાઘોબા પેશવા, ઇ. સ. ૧૭૭૩-૭૪**—નારાયણરાવનું ખુન થયા કેડે કેટલીક ખટપટ પછી રાઘોબા પોતે પેશવા થયો; પણ નાના ફડનીસ, ત્ર્યંબકરાવ મામા, હરિપંત ફડકે ને સખારામ બાપુ જેવા મુત્સદ્દીઓને ખબર પડી કે મર્હુમ પેશવા નારાયણરાવની સ્ત્રી ગર્ભવતી છે એટલે રાઘોબા કર્ણાટકમાં હતો તેનો લાભ લઈ તેમણે રાજ્યતંત્ર પોતાના હાથમાં લીધું. રાઘોબા બીકણ હતો. તેણે કાસગાંવ આગળ કારભારીઓના લશ્કરને હરાવ્યું તો પણ તે ઉત્તર તરફ ભાગી ગયો ને કયાંયથી મદદ ન મળી એટલે અંગ્રેજો સાથે તેણે સુરત મુકામે કરાર કર્યો.

**પ્રશ્નો**—(૧) રાઘોબાએ નારાયણરાવનું ખુન શા માટે ને કેવી રીતે કર્યું ? (૨) રાઘોબાની પેશવાઈ વિષે જે જાણતા હો તે લખો.

## પ્રકરણ ૯મું

## સવાઈ માધવરાવ પેશવા, ઇ. સ. ૧૭૭૪-૯૫.

## મરાઠાઓની પૂર્ણ કળા.

**સવાઇ માધવરાવ ને બારભાઇનો કારભાર, ઇ. સ. ૧૭૭૪-૮૩.**—નારાયણરાવની વિધવા ગંગાબાઇએ ઇ. સ. ૧૭૭૪માં પુરંદરના

ફિલ્લામાં સવાઈ માધવરાવને જન્મ આપ્યો. રાઘોબા એ વખતે ઘણી ખટપટ કરતો હતો તેથી રાજ્યતંત્ર **નાના ફડનીસ** ને તેના પક્ષકારોના **હાથમાં આવ્યું.** આ કારભાર બારભાઈનો કારભાર કહેવાય છે. રઘુનાથરાવે અંગ્રેજોની મદદ લઈ પૂનાની સરકાર સામે વિગ્રહ કર્યો. એ વિગ્રહ **પહેલો મરાઠી વિગ્રહ** કહેવાય છે. તે સાલબાઈના તહથી પૂરો થયો. તેની વીગત આપણે આગળ ઉપર તપાસશું પણ તેમાં એકંદર મરાઠાઓ ફાવ્યા. અંગ્રેજો સિવાય નાનાએ બીજા શત્રુઓને પણ હંફાવ્યા. ઇ. સ. ૧૭૮૩માં **રાઘોબા મરી ગયો** તેથી નાનાને તે દિશાથી બધી મુંઝવણ મટી ગઈ.

**નાના ફડનીસ**—નાના ફડનીસનું નામ બાળાજી જનાર્દન ભાનુ હતું ને તેના કુટુંબને બાળાજી પેશવાના કુટુંબ સાથે ઘણો જુનો પરિચય હતો. કર્ણાટકની ને પણીપતની સવારીઓમાં તે હાજર હતો પણ લશ્કરી નોકરી તેને ગમતી નહિ. ઇ. સ. ૧૭૬૩માં માધવરાવ પેશવાએ વંશપરંપરા ચાલતી આવતી ફડનીસી તેને આપી. તે પેશવાને નાનાનો પૂરો ભરોસો હતો. તેના મરણ વખતે નાના ઘણી લાગવગવાળો મુત્સદ્દી ગણાતો. નારાયણરાવના વખતમાં ને ત્યાર પછી પણ એ લાગવગ તેણે જાળવી રાખી ને સવાઈ માધવરાવના જન્મથી તે ઠેઠ ઇ. સ. ૧૮૦૦માં પોતાના મરણ સૂધી મરાઠાઓનું આખું તંત્ર નાનાના હાથમાંજ રહ્યું.

**નાનાનો કારભાર,** ઇ. સ. **૧૭૮૩–૯૫**:—નાનાએ રાજ્યદ્રોહી માણસોને ને રાજ્યના બહારના શત્રુઓને સખ્ત દાબ્યા. મ્હૈસુરના ટિપુ સુલતાન ઉપર તેણે ઇ. સ. ૧૭૮૫માં લશ્કર મોકલ્યું ને કેટલોક મુલક તાબે કર્યો. ઇ. સ. ૧૭૯૦માં જ્યારે અંગ્રેજોએ ત્રીજો મ્હૈસુર વિગ્રહ જાહેર કર્યો ત્યારે પણ નાનાએ કંપનિ સાથે રહી ટિપુ સામે લડાઈ કરી, ઇ. સ. ૧૭૯૦–૯૩. ઇ. સ. **૧૭૯૫**માં નાનાએ બધા મરાઠા સરદારોને ભગવા ઝંડા નીચે છેલ્લી વાર એકઠા કરી નિઝામ ઉપર ચડાઈ કરી ને તેને **ખર્ડાની લડાઈમાં સખ્ત હાર ખવડાવી.** નિઝામે આ વખતે મરાઠાઓને રૂ. ૩ કરોડનો દંડ ભર્યો ને ઘણો મુલક આપ્યો. હવે નાના ઘણો જોરાવર રાજ્યપુરુષ થયો પણ પેશવાના મરણથી તેની સ્થિતી ઘણી કફોડી થઈ. એ વિષય આપણે આવતા પ્રકરણમાં જોઈશું.

**મહાદજી શિંદે**—રાણોજી શિંદેના બધા પુત્રો ઉત્તર હિંદની સવા-રીમાં ખપી ગયા; માત્ર મહાદજી શિંદેજ પાણીપતના મેદાન ઉપરથી લંગડો થઈ નાશી છૂટયો. રાઘોબા તેની વિરુદ્ધ હતો પણ જ્યારે માધવરાવ પેશવા કાકાથી સ્વતંત્ર થયો ત્યારે તેણે મહાદજીને બાપીકી જાગીરો આપી. ઉત્તર હિંદની સવારીમાં તેણે સારૂં કામ કરી બતાવ્યું. જ્યારે અંગ્રેજોએ મરાઠાઓ સામે લડાઈ જાહેર કરી ને તેઓ તલેગાંવ પાસે હારી ગયા ત્યારે મહાદજી વચમાં પડયો ને **સાલબાઈની સંધિ વખતે** પણ તેણે અંગ્રેજો તરફ સારો ભાવ બતાવ્યો. અંગ્રેજોએ આ સદ્‌ભાવ બદ્દલ તેને ભરૂચનું પરગણું આપ્યું ને શાહઆલમ પાદશાહ સાથે તેને ફાવે તેમ વર્તવા દીધું, ઇ. સ. ૧૭૮૨. મહાદજીએ હવે ઉત્તર હિંદમાં જબરદસ્ત વગ સ્થાપવા નિશ્ચય કર્યો. તેણે દબાઈનિ ને પેરાઁ નામના ફ્રેંચ અમલદારોને મોટાં મોટાં પરગણાંઓનું મ્હેસુલ માંડી આપી **યુરોપિઅન ઢબ મુજબ** તાલીમ પામેલું **લશ્કર તૈયાર કર્યું**. એ લશ્કર વડે તેણે શાહઆલમ પાસે પોતાની વગ સ્થાપી. **પાદશાહે** પેશવાને **વકિલ-ઈ-મુતાલિક** ને શિંદેને **નાઇબ વકીલ** બનાવ્યા, દિલ્હી તથા આગ્રા આપ્યાં, ને ગોવધ સામે ફરમાન કાઢી આપ્યું, ઇ. સ. ૧૭૮૪. **ગુલામ કાદિર નામના** રોહિલ્લા સરદારે શાહઆલમની આંખો ફોડી નાંખી મરાઠાઓને હાંકી કાઢયા પણ મહાદજીએ તેનું **વેર** લીધું ને ફરી મરાઠાઓ **દિલ્હી મુકામે** રાજ્યકર્તા થયા, ઇ. સ. **૧૭૮૯-૯૦**. ઇ. સ. ૧૭૯૦માં મહાદજીએ **જયપુર** ને **જોધપુર**ના રાજાઓને પણ **હરાવ્યા**. મહાદજી હવે ઘણો જોરાવર સરદાર થયો. નાનાને એમ લાગ્યું કે શિંદે ઉત્તરમાં સ્વતંત્ર થવા માંગે છે. મહાદજીને નાનાનો ખટપટી સ્વભાવ ગમતો નહિ. ઇ. સ. **૧૭૯૨**માં તે પૂર દમદમાટ સાથે **પૂના આવ્યો** ને ભરદરબારમાં પાદશાહે આપેલા ખીતાબો પેશવાને સુપ્રત કર્યા. યુવાન્ પેશવા ઘણો અંજાઇ ગયો, પણ તેણે જણાવ્યું કે "નાના તેનો જમણો, ને શિંદે તેનો ડાબો, હાથ છે ને બંને રાજ્યના સ્તંભરૂપ છે." મરાઠાઓના કમનસીબે **શિંદે ઇ. સ. ૧૭૯૪માં મરી ગયો.**

મહાદજી, બાળાજી ને માધવરાવ પેશવાઓને પગલે ચાલનારો રાજ-પુરુષ હતો. તે બહાદુર સિપાઈ ને ચાલાક સરદાર હતો. રાજનીતિમાં પણ તે નિપુણ હતો. પણ નાણાની વ્યવસ્થા કરતાં તેને આવડતી નહિ. નાના તેનું મન બરાબર સમજી શક્તો નહિ તેથી બંનેની વચ્ચે ગેરસમજુતી ઉત્પન્ન થઈ હતી.

**અહલ્યાબાઈ**—મલ્હારરાવ હોલકર ૭૨ વર્ષની ઉમરે ઇ. સ. ૧૭૬૫ માં મરી ગયો. તેનો પુત્ર ખંડેરાવ ઇ. સ. ૧૭૫૪માં કુંભેરના ઘેરામાં માર્યો ગયો હતો તેથી ખંડેરાવની વિધવા અહલ્યાબાઈ પુત્ર માલેરાવને નામે રાજ્ય કરવા લાગી. ઇ. સ. ૧૭૬૭માં માલેરાવ પણ મરી ગયો તેથી અહલ્યાબાઈ-એ તુકોજી નામના સરદારને દત્તક લીધો. તુકોજી લશ્કરી વ્યવસ્થા જોતો; અહલ્યાબાઈ મુલકી વ્યવસ્થા જોતી. તે સાધ્વી સ્ત્રી ઘણીજ બાહોશ, પવિત્ર, ને નિપુણ હતી. તેણે તમામ હિંદુ જાત્રાનાં સ્થળોએ દાનો આપ્યાં, ભીલો જેવા અનાડી લોકોને સુધાર્યા ને ઇંદોરને એક સુંદર શહેર બનાવ્યું. વિધવા ને મરાઠા છતાં તે સતી સ્ત્રી ભર દરબારમાં ખુલ્લે મોઢે બેસી ન્યાય આપતી. હિંદુસ્તાનના તમામ રાજ્યકર્તાઓ, હિંદુ કે મુસલમાન, તેને દેવી તરીકે માન આપતા ને હજુ પણ તે એટલીજ પૂજાય છે. **તેના જેવી રાજ્યતંત્ર ચલાવવાવાળી બાઈ દુનિયાના ઇતિહાસમાં પણ મળી શકશે નહિ**. તે ઇ. સ. ૧૭૯૫માં મરી ગઈ.

**તુકોજી હોલ્કર પણ ઇ. સ. ૧૭૯૭માં મરી ગયો.**

**સવાઈ માધવરાવ પેશવાનું મરણ**:—નાના ફડનીસ પેશવાની કેળવણી માટે ઘણી મહેનત લેતો પણ પેશવાને નાનાનો અંકુશ જરા પણ ગમતો નહિ. તેનામાં હજુ ઘણી છોકરમત હતી. વળી તે પોતાના કુટુંબના શત્રુ રાઘોબાના પુત્ર બાજીરાવનો મિત્ર બન્યો હતો. એક વાર પેશવા રાજમહેલની અગાસી પરથી નીચે પડી ગયો ને ત્રણ દિવસ પછી મરી ગયો, ઇ. સ. ૧૭૯૫.

આવી રીતે ટૂંક મુદ્દતમાં **મરાઠી** રાજ્યની જાણીતી વ્યક્તિઓ ચાલી ગઈ તે તેનું **દુર્ભાગ્યજ** કહેવાય.

**પ્રશ્નો**—:(૧) નાના ફડનીસનો કારભાર વર્ણવો. (૨) મહાદજી શિંદેએ ઉત્તર હિંદમાં શું કર્યું? (૩) નાના ને શિંદે વચ્ચેની હરિફાઈ વિષે તમે શું જાણો છો ? (૪) સવાઈ માધવરાવ પેશવા યોગ્ય પેશવા હતો ? (૫) અહલ્યાબાઈની યોગ્યતા જણાવો. (૬) ઇ. સ. ૧૭૯૫માં મરાઠાઓની રાજકીય સ્થિતિ જણાવો.

## પ્રકરણ ૧૦મું

## છેલ્લો પેશવા બીજો બાજીરાવ.

## મરાઠાઓનો વિનાશ, ઇ. સ. ૧૭૯૬–૧૮૧૮.

**બીજો બાજીરાવ પેશવા**—સવાઈ માધવરાવના અકાળ મરણ રઘોબાનો પુત્ર બાજીરાવ ૨૧ વર્ષની ઉમરે પેશવા થયો. બાજીરાવ મોટો પંડિત હતો. તે બ્રાહ્મણોને ઘણું દાન આપતો. લડવાનાં હથિયારોનો ઉપયોગ કરતાં પણ તે સારૂં જાણતો. તેની બોલી મીઠી હતી. પણ તે લંપટ, બીકણ ને ઘણો ખટપટી હતો. તે દુર્ગુણોથી તેણે પેશવાઈ ને સાથે રાજ્ય, એમ બંને ખોયાં.



બીજો બાજીરાવ પેશવા

**નાના ફડનીસનું મરણ; તેના ગુણદોષ**—નાના ફડનીસને ગમે તેમ પણ કુલ સત્તા જોઈતી હતી. બાજીરાવનો તો તે કટ્ટો દુશ્મન હતો. મહાદજી શિંદેના ભત્રીજા દૌલતરાવે બાજીરાવ ને નાના વચ્ચે ખટપટ ઉભી કરી. પરિણામે **નાનો કેદ થયો**, ઇ. સ. **૧૭૯૭**. થોડા વખત પછી તે છૂટો થઈ શકયો પણ ઇ. સ. **૧૮૦૦માં તે મરી ગયો**. તેના મરણથી મરાઠી સત્તાને મોટી ખોટ પડી.

નાના ફડનીસ હિસાબી કામકાજમાં ઘણો એક્કો હતો. તેનું જીવન બહુજ નિયમિત હતું. કારભાર કરવામાં તે બહુ નિપુણ હતો. કોઈ પણ ઝીણી બાબાત તેના ખ્યાલ બહાર જઈ શકતી નહિ. તે રાજ્યખટપ-ટમાં પણ ઘણો ચતુર હતો. મુંઝવણને વખતે તે ગમે તે ઉપાય શોધી કાઢતો. તે અંગ્રે-જોને પૂનાની ખટપટમાં વચમ આવવા દેતો નહિ. પણ નાના સ્વભાવે તીખો, બીકણ, સત્તાનો લોભી, ખીલતા નવજુવાનોનો અદેખો ને પૈસાનો ઘણો લાલચુ હતો. આ કારણોથી ઘડપણમાં તેને અનેક મુશ્કેલીઓ વેઠવી પડી. છતાં તેના મરણથી મરાઠી સત્તાનો એકદમ નાશ થયો તેટલું તો શંકા વિના કહી શકાય.



નાના ફડનીસ

**બાજીરાવ પેશવા ને વસઈનો કરાર, ઈ. સ. ૧૮૦૦–૧૮૦૨–** તુકોજીહોળકરના મરણ પછી તેના પુત્રોમાંથી જશવંતરાવ સત્તા ઉપર આવ્યો. તેને ને બાજીરાવને બનતું નહોતું. વળી પેશવા હોળકરની ને શિંદેની પરસ્પરની તકરારોમાં માથું મારતો. જશવંતરાવે શિંદેના લશ્કરને ઇંદોર પાસે ને પૂના પાસે દૌલતરાવને પોતાને હરાવ્યો, ઈ. સ. ૧૮૦૨. બાજીરાવ નાસી ગયો. જશવંતે રાઘોબાના દત્તક અમૃતરાવના પુત્રને પેશવાઈ આપી. તેથી બાજીરાવે ઈ. સ. ૧૮૦૨ના છેલ્લા દિવસે વસઈ જઈ અંગ્રેજો સાથે કરાર કર્યો ને તેમની મદદથી પૂના આવી પાછી પેશવાઈ મેળવી.

**બાજીરાવ–૧૮૦૩–૧૮૧૮:—**પેશવાઈ મળ્યા પછી બાજીરાવ અંગ્રેજોનો આશ્રિત થયો. બીજા અને ત્રાજા મરાઠી વિગ્રહોમાં દૌલતરાવ સિંધિઆ, રઘુજી

ભોંસલે ને જશવંતરાવ હોળકર હારી ગયા, ઈ. સ. ૧૮૦૩–૪. પિંઢારાઓ સામેના વિગ્રહમાં પેશવા, અપ્પા સાહેબ ભોંસલે ને મલ્હારરાવ હોલકર અંગ્રેજો સામા થયા ને હારી ગયા. પેશવા પદભ્રષ્ટ થયો, ઇ. સ. ૧૮૧૮. મહારાષ્ટ્ર અંગ્રેજ મુલક બન્યો. **સાતારાના રાજાને** ઇ. સ. **૧૮૪૮માં પદભ્રષ્ટ** કરવામ આવ્યો. કોલ્હાપુરનું રાજ્ય હજુ કાયમ છે. આ બાબતો આગળ ઉપર વધારે વીગતવાર જણાઈ આવશે.

**મરાઠાઓની સતા ઉપર કેટલાક વિચારોઃ**—મરાઠાઓનું મહારાષ્ટ્રનું રાજ્યતંત્ર સારૂં હતું પણ તેઓ ઉત્તરમાં ને દક્ષિણ હિંદના બીજા ભાગોમાં રાજાપ્રજાઓની પ્રાતિ મેળવી શક્યા નહિ. યુદ્ધકળામાં તેઓ અંગ્રેજો કરતાં ઉતરતા હતા તેથી તેમની સામે તેઓ હારી ગયા. મરાઠી રાજ્યકર્તાઓ જુલમી નહોતા. તેઓ ધર્મની બાબતમાં જરા પણ ઉપદ્રવ કરતા નહિ. તેમના વખતમાં સંસ્કૃતના અભ્યાસને સારૂં ઉત્તેજન મળ્યું. પણ તેમણે કેળવણી, રસ્તાઓ, વિજ્ઞાન, વેપાર, ભૂગોળ, વિગેરે વિષયો ઉપર જોઈતું લક્ષ આપ્યું નહિ. મરાઠાઓમાં બ્રાહ્મણ, મરાઠા, કોંકણસ્થ, દેશસ્થ, વગેરે વચ્ચે ઘણી હરીફાઈ ચાલતી.

**પ્રશ્નોઃ**—(૧) માધવરાવ નારાયણના મરણ પછી પેશવાઇ માટે શી ખટપટ થઇ? (૨) બાજીરાવ બીજાના ગુણદોષ જણાવો. તેણે પેશવાઈ કેવી રીતે ખોઇ? (૩) નાનાની યોગ્યતા લખો. (૪) વસઇના કોલકરારો ક્યા સંજોગોમાં થયા?

## વંશાવળીઓ.

### (૧) શિવાજીનો વંશ



## (૨) પેશવાનું કુટુંબ

(૧) બાળાજી વિશ્વનાથ, ૧૭૧૪-૧૭૨૦.

(૨) બાજીરાવ, ૧૭૨૦-૧૭૪૦.  ચિમાજી આપ્પા

સદાશિવરાવ ભાઉ

(૩) બાળાજી બાજીરાવ, ૧૭૪૦-૧૭૬૧.  (૬) રઘુનાથરાવ, ૧૭૭૩-૭૪ = આનંદીબાઇ,

વિશ્વાસરાવ, મૃત્યુ, ૧૭૬૧. પાણીપત ઉપર.  (૪) માધવરાવ, ૧૭૬૧-૭૨.  (૫) નારાયણરાવ, ૧૭૭૨-૭૩.  અમૃતરાવ  (૯) બીજો બાજીરાવ, ૧૭૯૬-૧૮૧૮.  (૮) ચિમાજી, ૧૭૯૫-૯૬.

(૭) સવાઇ માધવરાવ, ૧૭૭૪-૯૫.  ધોંડુપંત ઉર્ફે નાનાસાહેબ

૧૭૭

## (૩) શિંદે કુટુંબ

(૧) રાણોજી મૃત્યુ, ૧૭૫૦.




## (૪) હોળકર કુટુંબ

મલ્હારરાવ, ઇ. સ. ૧૬૯૩-૧૭૬૫.



(૫) ગાયકવાડનું કુટુંબ. ફક્ત રાજ્યકર્તાઓ અહીં જણાવ્યા છે.



# વિભાગ ૭મો
# યૂરોપિઅન વેપારીઓ
## પ્રકરણ ૧લું
## યૂરોપ ને હિંદ વચ્ચેનો વેપાર.

**વેપારના માર્ગો, વેપારીઓ, ને વેપારની ચીજો**—યૂરોપ ને હિંદ વચ્ચે ઘણા જુના વખતથી ધમધોકાર વેપાર ચાલતો. વેપારીઓ પોતાનો માલ દરિયા વાટે ઇજિપ્ત મોકલતા અથવા કંદહાર ને બગદાદ થઈ સિરિઆ મોકલતા. ત્યાંથી માલ ઈટલિ જતો ને ઈટલિ થઈ આખા યૂરોપમાં વ્હેંચાઇ જતો. કોઈ વાર હિંદનો માલ અફ્ઘાનીસ્તાન ને ઉત્તર ઇરાનની વાટે કૅસ્પિઅન સમુદ્ર ઉપર જતો ને ત્યાંથી તુર્કીસ્તાન અથવા રશિઆ ને જર્મનિના વેપારીઓ મારફત આખા યૂરોપમાં જતો. આ વેપાર હિંદુસ્તાનમાં ગુજરાતીઓ, પંજાબીઓ, ખત્રીઓ ને મદ્રાસના ચેટ્ટીઓ મુખ્યત્વે કરતા. માલ હિંદની બહાર લઈ જવામાં અરબો ને મૂરો મુખ્ય વેપારીઓ હતા. વેપારની ચીજોમાં આપણે ત્યાંથી ગરમ મસાલો, કાપડ, વગેરે દેશાવર ચડતાં ને દેશાવરથી આપણે ત્યાં સોનું, રૂપું, વગેરે આવતાં. દેવલબંદર (સિંધમાં), માંડવી, પોરબંદર, દીવ, ઘોઘા, ખંભાત, ભરૂચ, સુરત, વસઈ, દમણ, ગોવા, ચૌલ, ડાભોલ, ભાતકુલ, કોચીન, કાલિકટ, સાતગાંવ, એ મુખ્ય બંદરો હતાં.

**પ્રશ્નો**—(૧) યૂરોપ ને હિંદ વચ્ચેના વેપારના માર્ગો જણાવો. (૨) ક્યા લોકો આ વેપાર કરતા? (૩) એ વેપારની મુખ્ય ચીજો જણાવો.

## પ્રકરણ ૨જું
## ફિરંગીઓ અથવા પોર્ચુગીઝો

**હિંદ માટે પરબારો જળમાર્ગ**—ઇ. સ. ૧૪૫૩માં તુર્કોએ કૉન્સ્ટૅંટિનોપલ હાથ કર્યું એટલે હિંદનો વેપાર મુસલમાનોના હાથમાં ગયો. આ કારણથી યૂરોપનાં રાજ્યો તરફથી હિંદ માટે પરબારો જળમાર્ગ શોધવાની

ખટપટો થવા માંડી. પોર્ચુગલના લોકોએ આ બાબતમાં પહેલ કરી. ઇ. સ. ૧૪૮૬-૮૭માં બાર્થો લોમ્યુ દીઆસ કેપ ઑવ્ ગુડ હોપની આ પાર આવ્યો. ઇ. સ. ૧૪૯૨માં કોલંબસ હિંદ આવવા ઉપડયો પણ અમેરિકા ગયો. ઇ. સ. ૧૪૯૮ના મે માસમાં વાસ્કો દ ગામા કાલિકટ આવ્યો. આવી રીતે હિંદનો વેપાર જળમાર્ગે પરબારો યૂરોપ માટે ખુલ્લો થયો.

**હિંદમાં ફિરંગી સત્તા**—કાલિકટના સમુદ્રરાય-ઝામોરિન-રાજાએ વાસ્કો દ ગામાને પહેલાં વેપાર માટે અનુકૂળતા કરી આપી પણ પાછળથી બંને વચ્ચે લડાઈઓ થઈ. ફિરંગીઓએ કોચીન, કાલિકટ, કૅનનોર, વગેરે સ્થળોએ કોઠીઓ નાંખી. **આલ્મેદા** નામના ગવ્હર્નરે આફ્રિકા ને લંકામાં પણ ફિરંગી વગ જમાવી ને **દીવ જીત્યું, ઇ. સ. ૧૫૦૫-૯.** તેના પછી **ઑાફૉંસો દ આલ્બુકેર્ક** ગવ્હર્નર થયો, ઇ. સ. **૧૫૦૯-૧૫. તેણે** ગોવા, મલાક્કા, ઑર્મેઝ, વગેરે જીતી લીધાં ને હિંદીઓને ખ્રિસ્ત બનાવી તથા તેમનાં ને ફિરંગીઓનાં લગ્ન કરાવી, કિલ્લાઓ બાંધી, ને લશ્કર કેળવી ફિરંગીઓને હિંદમાં રાજ્યકર્તાઓ કર્યા. આલ્બુકેર્ક પછી ફિરંગીઓએ હિંદના બધા કિનારાઓ ઉપર ને ઠેઠ ચીન ને જાપાનમાં પણ પોતાનો વેપાર ફેલાવ્યો. પણ વલંદા-ડચ-લોકો સ્વતંત્ર થયા ત્યારે તેમનો વેપાર વધવા લાગ્યો ને ફિરંગીઓ નબળા થઈ ગયા. વળી સ્પેઈને પોર્ચુગલ દેશ જીત્યો એટલે ફિરંગીઓ પરતંત્ર થતાં નબળા પડ્યા. ફિરંગીઓ હિંદીઓને પરાણે પોતાના ધર્મમાં ભેળવતા તે તેમની મોટી ભૂલ હતી. એ કારણથી તેમણે પોતાની સત્તા ખોઈ. તો પણ તેમની સત્તાની કેટલીક યાદગીરીઓ હજુ પણ રહી ગઈ છે. આપણી ગુજરાતી ભાષામાં કેટલાક યૂરોપીય શબ્દો તેમણે દાખલ કર્યા છે. તેઓ મોગલ દરબારમાં સારી લાગવત ધરાવતા ને કેટલાક શાહઝાદાઓને તેઓ કેળવણી પણ આપતા. તેમણે આપણા દેશમાં પરદેશી ફળફુલ દાખલ કર્યાં. હજુ પણ દીવ, દમણ ને ગોવામાં તેમનું રાજ્ય છે.

**પ્રશ્નો**—(૧) ફિરંગી સત્તા સ્થાપનાર કોઈ પણ બે અમલદારોનો કારભાર વર્ણવો. (૨) ફિરંગીઓ કેમ હારી ગયા ?

# પ્રકરણ ૩જું

# બીજા યૂરોપિઅન વેપારીઓ

**વલંદાઓએ** હિંદમાં મદ્રાસ પાસે પુલિકટ, નેગાપટ્ટમ્, ચિનસુરા, સુરત, ભરૂચ, ને કોચીન મુકામે કોઠીઓ નાંખી હતી પણ તેઓ રાજ્યકર્તા થઈ શક્યા નહિ. અંગ્રેજોએ તેમની બધી કોઠીઓ સર કરી. **ડેઇનોએ** ત્રાંકીબાર ને સિરામપોર મુકામે કોઠીઓ કરી હતી. તેમને પણ અંગ્રેજોએ હિંદમાંથી કાઢી મૂક્યા. ડેઇનો ને વલંદાઓ પછી **ફ્રેંચો** આવ્યા. ઇ. સ. **૧૬૭૪**માં માર્તિને **પોંદિચેરિ** વસાવ્યું. ઇ. સ. ૧૬૭૩માં **ચંદ્રનગર**માં પણ ફ્રેંચ કોઠી પડી. તે સિવાય સુરત, ભરૂચ, વગેરે જગ્યાઓએ તેમની કોઠીઓ તો હતીજ. તેમણે ઇ. સ. ૧૭૨૫માં **માહે** ને ઇ. સ. ૧૭૩૯માં **કારિકલ** પણ વસાવ્યાં. માર્તિન પછી **દૂમા** ગવર્હનર થયો. તેણે ફ્રેંચ ઇજ્જત વધારી, ઇ. સ. **૧૭૩૫–૪૧**. તેના વખતમાં ફ્રેંચો કર્ણાટકના નવાબના દોસ્તો થયા.

**અંગ્રેજો**—અંગ્રેજો પણ હિંદ સાથે પરબારો વેપાર કરવા ઘણા ઇંતેજાર હતા. ઇ. સ. ૧૬૦૦ના ડિસેંબરની છેલ્લી તારીખે રાણી ઇલિઝબેથે કેટલાએક વેપારીઓના મંડળને હિંદી મહાસાગરમાં વેપાર કરવાનો સુવાંગ હક્ક આપ્યો. ઇ. સ. ૧૬૧૧માં તેઓએ મસુલિપટ્ટમ્માં ને ઇ. સ. ૧૬૧૨માં સુરતમાં, કોઠીઓ નાંખી. ઇ. સ. **૧૬૨૩**માં **આંબોયના**ના વલંદાઓએ કેટલાએક અંગ્રેજોની **કતલ** કરી તેથી ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ–અથવા અંગ્રેજ વેપારીઓના મંડળ–નું મન હિંદના વેપાર તરફ વળ્યું. ઇ. સ. **૧૬૩૯**માં અંગ્રેજોએ ચંદ્રગિરિના રાજા પાસેથી **મદ્રાસ અથવા ફૉર્ટ સેઇન્ટ જ્યૉર્જ** પટ્ટા ઉપર લીધું. **બંગાળા**માં પણ તેમને વેપાર કરવાના **હક્કો** મળ્યા. ઇ. સ. **૧૬૬૯**માં બીજા ચાર્લ્સ રાજાએ પોતાની રાણીને કરીઆવરમાં મળેલો **મુંબઇનો ટાપુ** કંપનિને વાર્ષિક દસ પૌંડના ભાડા પેટે આપ્યો. ઇ. સ. ૧૬૯૦માં **કલકત્તા** અથવા **ફૉર્ટ વિલિઅમ** વસ્યું.

**પ્રશ્નો**:—(૧) અંગ્રેજોના વેપારની પ્રગતિ જણાવો. (૨) અંગ્રેજ કંપનિના કારભારની હકીકત આપો.

# પ્રકરણ ૪થું

## અંગ્રેજ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિ.

**કંપનિની સત્તાઓઃ**—ઇ. સ. ૧૬૦૦માં રાણી **ઇલિઝબેથે** કંપનિને પહેલો પટ્ટો અથવા ચાર્ટર કરી આપ્યો. તે **પટ્ટો ઇલિઝબેથ** પછીના રાજ્યકર્તાઓ વારંવાર નવેસર કરી આપતા. આ પટ્ટાઓથી કંપનિને લશ્કર કેળવવાની, ન્યાય આપવાની, લડાઈ જાહેર કરવાની, હિંદના રાજાઓ સાથે કરારો કરવાની, સિક્કાઓ પાડવાની ને કિલ્લાઓ બાંધવાની સત્તાઓ ધીમે ધીમે મળી. આજ વખત દરમ્યાન કંપનિ હિંદના જુદા જુદા રાજ્યકર્તાઓ તરફથી પણ હક્કો મેળવતી હતી. હિંદમાં કંપનિનો વહિવટ **કારકુનો, જુનિઅર ફૅક્ટરો, સિનિઅર ફૅક્ટરો ને વેપારીઓ** મારફત ચાલતો. ઇંગ્લંડમાં આ વહિવટ ઉપર દેખરેખ રાખવા બે સંસ્થાઓ હતી; મોટી **પ્રોપ્રાઍટરોની** કોર્ટ ને નાની **૨૪ ડાયરેકટરોની** કોર્ટ. પહેલી સંસ્થા વહિવટ ઉપર માત્ર સામાન્ય દેખરેખ રાખતી. પણ ચોવીસ ડાયરેકટરો દરેક બાબત ઝીણવટથી જોતા ને કંપનિનો હમેશનો વહિવટ કરતા.

**પ્રશ્નઃ**—અંગ્રેજ કંપનિની કેટલી ને કેવી સત્તાઓ હતી?

# પ્રકરણ ૫મું

## કર્ણાટકમાં ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે હરીફાઇ, ઇ. સ. ૧૭૪૪-૬૩.

**પહેલો કર્ણાટક વિગ્રહ, ઇ. સ. ૧૭૪૬-૪૯ઃ**—કર્ણાટક પ્રાંત મોગલોએ બિજાપુર તથા ગોવળકોંડાનાં રાજ્યો પાસેથી જીતી લીધો હતો ને તેના વહિવટ ઉપર દક્ષિણનો સુબેદાર એક નવાબ નીમતો. અર્કાટ આ નવાબની રાજધાની હતું. કર્ણાટક પ્રાંતમાં ફ્રેંચો ને અંગ્રેજો નવાબની પરવાનગીથી વેપાર કરતા હતા. ઇ. સ. ૧૭૪૪માં યૂરોપમાં ઑસ્ટ્રિઆની ગાદી માટે વિગ્રહ શરૂ થયો. તેમાં અંગ્રેજો ફ્રેંચો સામા હતા તેથી **લાબુર્ડોને** નામના ફ્રેંચ દરિઆઈ કાફલાના અમલદારે અંગ્રેજ સંસ્થાન **મદ્રાસ જીત્યું, ઇ. સ. ૧૭૪૬.** અંગ્રેજોએ તે બદલ રૂ. ૪૪ લાખ ફ્રેંચોને આપવા માંડ્યા પણ ફ્રેંચ ગવર્હનર ડૂપ્લેએ મદ્રાસ પાછું ન આપ્યું. કર્ણાટકના નવાબ **અન્વરૂદ્દીને**

મદ્રાસ પાછું માગ્યું. દૂપ્લેએ તે માંગણી પણ સ્વીકારી નહિ. તેથી નવાબે દૂપ્લે સામે એક મોટું લશ્કર મોકલ્યું. પણ ફ્રેંચોએ તે લશ્કરને **સાનથોમે** અથવા **માઇલાપોર પાસે** ઘણી સ્હેલાઇથી **હરાવ્યું**, ઇ. સ. ૧૭૪૬. ઇ. સ. ૧૭૪૮માં યૂરોપમાં **એલાશાપેલ** પાસે લડાઇનું **સમાધાન** થયું એટલે હિંદમાં પણ લડાઈ બંધ થઈ.

**દૂપ્લે**:—પહેલા કર્ણાટક વિગ્રહમાં ફ્રેંચ ગવ્હર્નર દૂપ્લે પ્રસિદ્ધિમાં આવ્યો. તે ઇ. સ. ૧૭૨૬માં હિંદમાં આવ્યો હતો ને **ચંદ્રનગરમાં મુખ્ય અમલદાર** તરીકે થોડી વાર રહ્યો હતો. ઇ. સ. ૧૭૪૧માં તે **પોંડિચેરીનો ગવ્હર્નર** થયો. સાન **થોમે**ના **યુદ્ધમાં તેણે જોયું** કે એક તાલીમ પામેલું લશ્કર બીનકેળવાએલા મોટા લશ્કરને સ્હેલાઇથી હરાવી શકે છે ને હિંદીઓ પણ આવી તાલીમ ઘણી સારી રીતે લઈ શકે છે. હવે તેણે હિંદીઓનું એક લશ્કર ઉભું કરવા માંડયું. વળી તેણે જોયું કે દક્ષિણ હિંદનાં જુદાં જુદાં રાજ્યો નબળાં થઈ ગયાં હતાં ને તેમાંના કોઇને મદદ કરવાથી ફ્રેંચોની સત્તા હિંદમાં ઘણી વધી પડશે. દૂપ્લેની સ્ત્રી પણ તેના જેવીજ બાહોશ હતી. દૂપ્લે મોટો મુત્સદ્દી હતો પણ તેને લડતાં આવડતું નહિ. તેણે પોતાના દેશ માટે નાણું, વખત, બુદ્ધિ ને જીવનો પણ ભોગ આપ્યો. અંગ્રેજોને કર્ણાટકમાંથી કાઢી મૂકી ત્યાં ફ્રેંચ સત્તા સ્થાપવા માટે હવે તે ઉપાયો લેવા માંડયો.



દૂપ્લે

**બીજો કર્ણાટક વિગ્રહ, ઇ. સ. ૧૭૫૨–૫૫**—ઇ. સ. ૧૭૪૮માં દક્ષિણનો સુબેદાર નિઝામ-ઉલ-મુલ્ક મરી ગયો. તેની જગ્યા માટે જુદા જુદા ઉમેદવારો ઉભા થયા. તેમાં તેની પુત્રીના પુત્ર **મુઝફ્ફરજંગે** ફ્રેંચોનો આશરો લીધો. નિઝામના પુત્ર **નાસિરજંગ**ને હરાવી ને મારી તે સુબેદાર થયો.

તેના મરણ પછી નિઝામનો બીજો પુત્ર **સલાબતજંગ** હૈદરાબાદની ગાદીએ આવ્યો, ઇ. સ. ૧૭૫૦-૫૧. અર્કાટનો નવાબ **અન્વરુદ્દીન** અંબુર **પાસે** આગલા નવાબના જમાઈ ચંદા સાહેબ સામે લડતાં **માર્યો ગયો,** ઇ. સ. ૧૭૪૯. **ચંદા સાહેબ** પણ **ફ્રેંચોનો માણસ** હતો. આવી રીતે ડૂપ્લેએ દક્ષિણ હિંદની બે મોટી સત્તાઓને પોતાના પક્ષમાં લઈ લીધી. સલાબતે **ફ્રેંચોને** ઉત્તર **સરકારના પ્રાંતનું મ્હેસુલ** માંડી આપ્યું. ફ્રેંચ સરદાર **બુસ્સિ** હૈદરાબાદ અથવા ઉત્તર સરકારમાં રહી સુબેદારીનું રક્ષણ કરવા લાગ્યો.

આ તરફ **અન્વરુદ્દીનના વારસ મહમદઅલીએ** કર્ણાટકની નવાબી માટે **અંગ્રેજોની મદદ માંગી.** તે પોતે **ત્રિચિનાપલ્લીમાં** ભરાયો. **ચંદાસાહેબે** તે શહેરને **ઘેરો** ઘાલ્યો. અંગ્રેજો ઘણી મુશ્કેલીમાં આવ્યા. શું કરવું તે તેમને સૂઝતું નહોતું. એવામાં રૉબર્ટ ક્લાઈવ નામના એક બુદ્ધિશાળી અમલદારે અજબ યુક્તિ શોધી કાઢી ને તેથી ફ્રેંચો પાછા પડ્યા.



ક્લાઈવ

**કલાઈવ ને અર્કાટનો ઘેરો**—ક્લાઈવ ઇ. સ.૧૭૨૫માં જન્મ્યો હતો. નાનપણમાં તે ઘણો મસ્તીખોર હતો તેથી તેના બાપે કંટાળી જઈ તેને મદ્રાસ મોકલી આપ્યો, ઇ. સ. ૧૭૪૪. ક્લાઈવ પહેલાં એક કારકુન તરીકે રહ્યો પણ પાછળથી તે લશ્કરમાં દાખલ થયો. તેણે હવે મદ્રાસના ગવર્નરને એવી સલાહ આપી કે શત્રુ ચંદાસાહેબની રાજધાની અર્કાટ ઉપર ઘેરો નાંખવો; તેથી ચંદાસાહેબ ત્રિચિનોપલ્લી છોડી દેશે ને મહમ્મદઅલી છૂટો થઈ શકશે. ગવર્નરે આ સલાહ માન્ય રાખી ને ક્લાઈવને

પોતાને ૨૦૦ અંગ્રેજો ને ૩૦૦ સિપાઈઓ આપી અર્કોટ મોકલ્યો. ક્લાઇવના ધારવા મુજબજ થયું. તુરતજ ચંદાસાહેબે અર્કોટને પાછું લેવા પુત્ર રાજાસાહેબને મોકલ્યો. રાજાસાહેબે ૫૩ દિવસ સૂધી અર્કોટને ઘેરો નાંખ્યો. કિલ્લામાં ખોરાક ખુટી જવાથી સિપાઈઓ માત્ર કાંજી ઉપરજ રહેતા ને યુરોપિઅનોને ભાત ખાવા દેતા. છેવટે **રાજાસાહેબ** ઘેરો ઉઠાવી ચાલ્યો ગયો. **ક્લાઇવે તેને આરણી** પાસે હરાવ્યો, ઇ. સ. ૧૭૫૧. ફ્રેંચો પણ **કાવેરીપાક પાસે** હારી ગયા, ઇ. સ. ૧૭૫૨. ચંદાસાહેબને તાંજોરમાં મારી નાંખવામાં આવ્યો. **ક્લાઇવ ઇ. સ. ૧૭૫૩માં સ્વદેશ ગયો.** મહમ્મદઅલી કર્ણાટકનો નવાબ થયો. ઇ. સ. ૧૭૫૪માં ફ્રેંચ સરકારે **ડૂપ્લેને પાછો બોલાવી લીધો** ને ગોદહ્યૂ નામના અમલદારને ગવ્હર્નરની જગ્યાએ નીમ્યો. તે અમલદારે અંગ્રેજો સાથે **મિત્રતા** કરી. પણ બંનેની પરિસ્થિતિ આગળના જેવીજ રહી.

**છેલ્લો કર્ણાટક વિગ્રહ, ૧૭૫૭-૬૩**—ઇ. સ. ૧૭૫૬માં યૂરોપમાં વળી અંગ્રેજો ને ફ્રેંચો વચ્ચે લડાઈ જાગી. તેથી તેના છાંટા હિંદમાં પણ ઉડ્યા. **અંગ્રેજોએ ચંદ્રનગર લીધું,** ને નવા ફ્રેંચ સરદાર **લાલિએ ફૉર્ટ સેન્ટ ડેવિડ ને મદ્રાસ** પણ **લીધાં.** પછી તેણે બુસ્સિને ઉત્તર સરકારમાંથી બોલાવી લીધો ને બંને જણા કર્ણાટકમાંથી અંગ્રેજોને કાઢી મૂકવા તૈયારી કરવા લાગ્યા. તુરતજ કર્નલ ફૉર્ડે ફ્રેંચોને ઉત્તર સરકારમાંથી કાઢી મૂક્યા, ઇ. સ. ૧૭૫૮. સલાબતજંગ **સુબેદારે પણ ઉત્તર સરકાર અંગ્રેજોને** આપી **દીધો.** સર આયર કૂટે **વાંદીવાસ આગળ** ફ્રેંચોને સખ્ત હાર આપી, ઇ. સ. **૧૭૬૦.** ત્યાર પછી બધાં ફ્રેંચ મથકો અંગ્રેજોને શરણ આવ્યાં. લાલિ ફ્રાંસ ગયો ને ત્યાં તેને ફાંસી દેવામાં આવી. ઇ. સ. ૧૭૬૩માં **પૅરિસના તહથી** યૂરોપની લડાઈ બંધ થઈ એટલે હિંદમાં પણ એમજ બન્યું. ફ્રેંચોને તેમનાં પાંચ થાણાંઓ–પોંદિચેરિ, ચંદ્રનગર. યાનામ, કારિકલ ને માહે, પાછાં મળ્યાં.

ઇ. સ. ૧૭૮૧–૮૩માં **બુસ્સિ ફરી** હિંદ આવ્યો ને તેણે હૈદરને મદદ આપી. પણ ફ્રેંચો હિંદમાં ફાવ્યા નહિ.

**ફ્રેંચો કેમ હારી ગયા?**—ફ્રેંચોની હારનાં મુખ્ય કારણો નીચે પ્રમાણે આપી શકાય. ફ્રેંચ અમલદારો **એકસંપીથી** કામ કરતા **નહિ.**

## વંશાવળીઓ.

### (૧) નિઝામનું કુટુંબ.




### (૨) કર્ણાટકના નવાબો.

(અ) સાદત અલીખાં, ૧૭૧૦-૩૨.
દોસ્તઅલી, ૧૭૩૨-૪૦.




(બ) અન્વરુદ્દીન



તેમનો મોટો રાજપુરુષ દૂપ્લે સિપાઇગીરી જાણતો નહિ. ફ્રેંચ સરકાર પોતાના અમલદારોને **ઉત્તેજન ન** આપતી તેટલુંજ નહિ પણ તેમની નોકરીની **ખરાબ કદર** કરતી. ફ્રેંચ સરકાર હિંદના **કારભારમાં** ઘણીજ **વચ્ચે** આવતી. વળી તેની પાસે **નાણું નહોતું.** ફ્રેંચો દરિયાઈ **બળમાં** અંગ્રેજોથી ઘણા **ઉતરતા** હતા. છેલ્લું, ફ્રેંચ સરકારને મન **હિંદનો** મુલક બહુ **ઉપયોગી** કે **જરૂરી નહોતો,** જ્યારે ઇંગ્લંડને દેશાવર જીતી ત્યાં પોતાનો વેપાર વધારવો હતો. **લાલ્લિએ** બુસ્સિને ઉત્તર સરકારમાંથી બોલાવી લીધો તે પણ **તેની ભૂલ** હતી.

**પ્રશ્નો**—(૧) દક્ષિણમાં અંગ્રેજો ને ફ્રેંચો મારામારી ઉપર કેમ આવ્યા? (૨) દૂપ્લેની રાજ્યનીતિ વર્ણવો. (૩) ક્લાઈવે અંગ્રેજ સત્તાને દક્ષિણમાં કેવી રીતે બચાવી? (૪) બુસ્સિ ને લાલ્લિ વિષે શું જાણો છો? (૫) ફ્રેંચોની હારનાં કારણો તપાસો.

# પ્રકરણ ૬ઠ્ઠું

## બંગાળામાં અંગ્રેજીની જીત, પ્લાસ્સિનું યુદ્ધ, જુન, ઇ. સ. ૧૭૫૭.

**નવાબ સિરાજ-ઉદ્-દૌલા ને અંગ્રેજો**—ઇ. સ. ૧૭૫૬માં અલીવર્દીખાં નવાબ મરી ગયો તેથી તેનો ભાણેજ સિરાજ-ઉદ્-દૌલા બંગાળાનો નવાબ થયો. તે અવિચારી ને ઉદ્ધત હતો ને પોતાની પ્રજાને કનડગત કરતો. તેથી કેટલાંક માણસોએ હુગલીના અંગ્રેજોનો આશરો લીધો. અંગ્રેજો કલકત્તાના કિલ્લાને સુધારતા હતા તે સામે પણ નવાબે વાંધો લીધો ને કાસિમબઝાર તથા કલકત્તા સર કર્યાં. કલકત્તાના કેટલાક અંગ્રેજો ભાગી ગયા પણ જે બાકી હતા તેમને નવાબે કેદખાનામાં પૂરવા હુકમ કર્યો. આ કેદ **કલકત્તાનું કારાગૃહ** કહેવાય છે. બીજે દિવસે સવારે એમાંથી ૨૩ જણાજ અધમુઆ બહાર આવ્યા ને બાકીના ૧૨૩ મરી ગયા, ઇ. સ. **૧૭૫૬.** કલકત્તા સર થયાના ખબર મદ્રાસ પહોંચ્યા એટલે ત્યાંથી લશ્કર મોકલવામાં આવ્યું. દરમ્યાન ક્લાઈવ ને વૉટસન મુંબઈ પાસે વિજયદુર્ગ અથવા **ઘેરીઆ** તુળાજી

આંગ્રે પાસેથી સર કરી મદ્રાસ આવી પહોંચ્યા. તેઓ પણ કલકત્તા ઉપડી ગયા. **કલકત્તા પાછું પડયું.** ક્લાઇવે હવે નવાબના મુખ્ય અમલદારોને ને શેઠીઆઓને પોતાના પક્ષમાં લીધા. તેણે મર્હુમ નવાબના બનેવી **મીરજાફરને** નવાબી આપવાનું વચન આપી ફોડયો. **જગતશેઠ** કરીને એક ઘણો તાલેવર શેઠ પણ આ કારસ્તાનમાં સામેલ થયો. દરમ્યાન **અમીચંદ નામના એક સિખ** સરાફે એવી ધમકી આપી કે રૂ. ૨૦ લાખ જો તેને આપવામાં આવે તોજ કારસ્તાન છાનું રહી શકશે; નહિતર બધું કાવતરૂં તે બહાર પાડશે. ક્લાઇવે હવે બીજો પ્રપંચ કર્યો. તેણે **બે જાતના કરારો** અમીચંદને લખી આપ્યા—ખરો કરાર સફેદ કાગળ ઉપર, કે જેમાં અમીચંદની દલાલી વિષે કાંઈ લખાણ કરવામાં આવ્યું નહોતું—ને બીજો કરાર લાલ કાગળ ઉપર, કે જેમાં દલાલી આપવી, એમ નોંધ લેવામાં આવી હતી. **વૉટસને આ બીજા કરાર ઉપર પોતાની સહી આપવા ના પાડી** એટલે ક્લાઇવના કહેવાથી એક બીજા અંગ્રેજે વૉટસનની **ખોટી સહી** કરી આપી. નવાબનો ખજાનચી રાયદુર્લભ પણ કારસ્તાનમાં મળ્યો. ક્લાઇવ તુરતજ નવાબ સામે ગયો.

**પ્લાસિસના મેદાન ઉપર** મીરજાફર અણીને વખતે ક્લાઇવને મળી ગયો. નવાબ ને તેનાં માણસો લગભગ લડ્યા વગર નાસી ગયાં, જો કે તેની પાસે ૫૦,૦૦૦ પાયદળ ને ૧૮,૦૦૦ ઘોડેસવારો હતા. **મીરજાફર હવે બંગાળા ને બિહારનો નવાબ થયો, જુન, ઈ. સ. ૧૭૫૭.** આ તારીખથી અંગ્રેજો વેપારીઓ મટી રાજ્યકર્તા થયા.

**પ્રશ્નોઃ—**(૧) બંગાળામાં અંગ્રેજો કેમ ફાવ્યા? (૨) ક્લાઇવની ખટપટ વિષે તમારે શું કહેવું છે?

---

# વિભાગ ૮મો

# કંપનિનું રાજ્ય

## પ્રકરણ ૧લું

## પ્લાસિસના વખતનું હિંદુસ્તાન

**ઇ. સ. ૧૭૫૭નું હિંદુસ્તાન**—જ્યારે પ્લાસિસની લડાઈ થઈ ત્યારે **બંગાળા, બિહાર,** ને **ઓરિસ્સા**ના પ્રાંતો **કંપનિના** હાથમાં હતા. **અયોધ્યા પ્રાંતમાં શુજા-ઉદ્દ-દૌલા**ની હકુમત ચાલતી. **આગ્રા, દિલ્હી** ને **સરહિંદ**માં મોગલ **શાહેનશાહ**ની આણ ફરતી. **રોહિલ્લા** સરદારો રોહિલખંડમાં સ્વતંત્રપણે વર્તતા હતા. **લાહોર, મુલતાન, કાશ્મીર** ને **સિંધના પ્રાંતો**માં કાબુલના શાહ અહમદ **દુર્રાણી**ની સત્તા હતી. રજપુત, બુંદેલ ને જાટ રાજ્યો મરાઠાઓને ખંટણી ભરતાં. **મરાઠાઓ** રોહિલખંડ ને અયોધ્યા ઉપર પણ ફરી વળતા. પંજાબમાં **સિખો** જોર ઉપર આવતા હતા. **ગુજરાત** ને **કાઠિઆવાડ, માળવા, ખાનદેશ, બરાડ,** ને **મહારાષ્ટ્ર** ઉપર ગાયકવાડ, સિંધિઆ, હોળકર, પવાર, ભોંસલે, પેશવા, પ્રતિનિધિ, વગેરે મરાઠા **રાજવંશો**નો હુકમ ચાલતો. **ભોપાળ**માં એ વખતે મુસલમાની સત્તા સ્થાપાઈ ગઈ હતી. **નિઝામ સરકાર** હૈદરાબાદ, ઔરંગાબાદ, વગેરે ઉપર હકુમત ચલાવતી. **કર્ણાટકનો નવાબ મહમદઅલી** અંગ્રેજોનો આશ્રિત હતો. **હૈદરાબાદ મુકામે ફ્રેંચ સરદાર બુસિસ**નું જોર હતું. **મ્હૈસુરમાં** ને **ત્રાવણકોર**માં હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા. **અંગ્રેજો તાબે** એ વેળા મુંબઈ, મદ્રાસ ને કલકત્તા હતાં. **ફ્રેંચો પાસે** પોંદિચેરિ, વગેરે પાંચ થાણાંઓ હતાં; બંનેની **કોઠીઓ** તો આખા દેશમાં એ વખતે હતી. પણ અંગ્રેજો બંગાળામાં ને કર્ણાટકમાં **ખાસ,** ને ફ્રેંચો નિઝામના રાજ્યમાં ખાસ, **વગ** ધરાવતા હતા. ગોવા, વગેરે **ફિરંગીઓને તાબે** હતાં.

ઇ. સ. ૧૭૫૭ થી ઇ. સ. ૧૮૫૮ સુધીનાં સો વર્ષમાં આપણા **દેશનું રાજ્યતંત્ર કંપનિના હાથમાં ગયું** તેથી આખા દેશમાં એકજ જાતની રાજ્યવ્યવસ્થા દાખલ થઈ ને આપણે અંગ્રેજી અથવા **યૂરોપિઅન સંસ્કૃતિની સાથે** ઘણા ઘાડા **સંબંધમાં** આવ્યા. આ કારણોથી આપણી **રહેણીકરણી** પણ ઘણી **ફરી** ગઈ.

**પ્રશ્નો**—(૧) ઇ. સ. ૧૭૫૭ના જુનની આપણી રાજકીય પરિસ્થિતિ વર્ણવો. (૨) પ્લાસિસની લડાઈનાં પરિણામો લખો.

## પ્રકરણ ૨જું

## બંગાળામાં અંગ્રેજોનો કારભાર, ઇ. સ. ૧૭૫૭-૭૨. ક્લાઈવ.

**મીરજાફરઃ**—પ્લાસિસના યુદ્ધ પછી મીરજાફર બંગાળાનો નવાબ થયો. સિરાજ-ઉદ્-દૌલા ભાગી ગયો હતો તે પકડાઈ ગયો. નવાબના પુત્ર મીરાંએ તેને મારી નંખાવ્યો. મીરજાફરે કંપનિના અમલદારોને કરાર પ્રમાણે ને તે ઉપરાંત બીજી ઘણી રૂશવતો આપી ને કલકત્તાની દક્ષિણે **ચોવીસ પરગણાંની ઝમીનદારી** પણ માંડી આપી. કંપનિ હવે હુગલી **નદી** ઉપર **જગાત વગર** માલ લઇ જઈ શકે એવું તેણે ફરમાન કાઢયું. અમીચંદને તેની દલાલીની એક પાઇ પણ મળી નહિ. બંગાળા ને બિહારમાં કંપનિએ પોતાની નવાબી ઉભી કરી તે અયોધ્યાના નવાબ વઝીર **શુજા-ઉદ્-દૌલાને** ને શાહઝાદા **અલીગૌહરને** ઠીક પડયું નહિ તેથી તેઓએ **બિહાર** ઉપર **ચડાઇ** કરી, પણ તેઓ હારી ગયા, ઇ. સ. ૧૭૫૯. **બીજે વર્ષે** અલીગૌહર **શાહઆલમ** પાશાહ થયો ને ફરી ચડી આવ્યો પણ **હારી** પાછો ગયો. દરમ્યાન અંગ્રેજોએ **ડચ થાણું ચીનસુરા** સર કર્યું. ઇ. સ. ૧૭૬૦માં ક્લાઇવ સ્વદેશ ગયો. તેના પછીના અમલદારો ઘણા લાંચીઆ અને ખટપટી હતા તેથી તેઓએ મીરજાફરના જમાઇ મીરકાસિમ સાથે નવો કરાર કરી વૃદ્ધ અને અશક્ત મીરજાફરને **પદભ્રષ્ટ** કર્યો, ઇ. સ. ૧૭૬૦.

**મીરકાસિમઃ**—મીરકાસિમ નવાબ થયો એટલે **તેણે** કંપનિને **બરદ્વાન, ચિત્તાગાંવ ને મિદનાપુરનાં** પરગણાં **આપ્યાં** ને અંગ્રેજ અમલદારોને મોટી મોટી લાંચો આપી. નવો **નવાબ બાહોશ રાજ્યકર્તા** હતો. તેણે નવાબીનું **દેવું પતાવવા** માંડયું, "સુમરુ"ના નામથી જાણીતા થએલ

આર્મિનિઅન અમલદાર નીચે **લશ્કર કેળવ્યું,** મુર્શીદાબાદથી **મુંઘીરમાં રાજધાની ફેરવી** ને ઝમીનદારો પાસેથી નિયમસર **મ્હેસુલ ઉઘરાવ્યું.** પણ કંપનિના અમલદારોને તેનો કારભાર ગમ્યો નહિ. આ વખતે યૂરોપિઅન લોકો બંગાળાના અંદરના ભાગોમાં પણ **વગર જગાતે** વેપાર કરતા. બંગાળાના દેશી વેપારીઓ **જગાત આપી** વેપાર કરતા. યૂરોપિઅનોએ પોતાની સત્તાનો લાભ લઈ દેશીઓને દસ્તકો વેચવા માંડ્યા ને એવી રીતે પ્રાંતનો તમામ વેપાર વગર જગાતે ચાલવા માંડયો. નવાબને આથી ઘણું નુકસાન થયું. તેણે ફરીયાદ કરી પણ તે ઉપર કંપનિના અમલદારોએ કાંઇ લક્ષ આપ્યું નહિ. તેથી **મીરકાસિમે પોતેજ હવે બધા વેપારીઓને જગાતની માફી** આપી દીધી. **આ ફરમાનથી અંગ્રેજ વેપારીઓને ઘણી ખોટ ગંઇ, કારણ કે તેઓ હવે દસ્તકો વેચી શકતા નહિ. તેથી તેઓએ નવાબ સામે લડાઇ જાહેર કરી.**

**મીરકાસિમ**ના લશ્કરે **પટના સર** કરી ત્યાંના બધા અંગ્રેજોને મુંઘીર મોકલી દીધા. પણ અંગ્રેજોએ નવાબને **ઘેરીઆ પાસે** હરાવ્યો, તેથી તે પટના ભાગી ગયો તે ત્યાં લગભગ બધા અંગ્રેજોને મારી નાંખી, અયોધ્યા તરફ નાસી ગયો, ઇ. સ. ૧૭૬૩. શાહઆલમ, શુજા-ઉદ્-દૌલા, ને મીરકાસિમ હવે અંગ્રેજો ઉપર ચડી આવ્યા પણ મૅજૉર હેક્ટર મન્રોએ તેમને **બકસર પાસે** હરાવ્યા. ઇ. સ. ૧૭૬૪. અંગ્રેજો અયોધ્યા ને અલ્લાહાબાદ ઉપર પણ ફરી વળ્યા. **દરમ્યાન** તેઓએ **મીરજાફરને** બીજી વાર **નવાબ** બનાવ્યો પણ તે મરી ગયો તેથી **તેનો પુત્ર** નજીબ **નવાબ** થયો. તેમની પાસેથી પણ અંગ્રેજ અમલદારોએ પુષ્કળ લાંચ લીધી, ઇ. સ. ૧૭૬૪–૬૫.

**કલાઇવનો છેલ્લો કારભાર;** ઇ. સ. **૧૭૬૫–૬૭**—જ્યારે ઇંગ્લંડમાં પ્રોપ્રાએટરોને આ બેશરમ ફેરફારોની ખબર પડી ત્યારે તેમણે કલાઇવને બંગાળાના ગવર્નરની જગ્યા આપી. કલાઇવ ઇ. સ. ૧૭૬૫માં હિંદમાં આવ્યો. આ તેનો છેલ્લો ને ત્રીજો કારભાર હતો. આવતાં વારજ કલાઇવે બધા કંપનિના નોકરો પાસે એવો કરાર લખાવી લીધો કે કોઇએ ખાનગી વેપાર કરવો નહિ ને લાંચ લેવી નહિ. પછી તેણે તંબાકુ, મીઠું ને સોપારી, એ ત્રણ ચીજોના વેપાર ઉપર કંપનિ ને તેના નોકરો માટે અમુક હિસ્સાઓ નક્કી કર્યા.

તેણે લશ્કરને અત્યાર સુધી જે બેગણું ભથ્થું મળતું તે બંધ કર્યું. લશ્કરના કેટલાક અમલદારોએ બળવો કરવાની ધમકી આપી ત્યારે ક્લાઈવે મદ્રાસથી માણસો બોલાવ્યાં ને હિંદી સિપાઈઓની મદદથી બળવો શમાવી દીધો. ક્લાઈવે કલકત્તાની કાઉંસિલના સભ્યોમાંથી એક ચાર જણાની ખાસ સમિતિ–સિલેક્ટ કમિટિ–પ્રસન્ન કરી.



દિવાનીની નવાજેશ.

મોગલ પાદશાહ શાહઆલમ પાસેથી તેણે **અલ્લાહાબાદ મુકામે** કંપનિના નામ ઉપર **બંગાળા, બિહાર,** ને **ઓરિસ્સાના ત્રણ પ્રાંતોની** ને ઉત્તર સરકારની **દિવાની** લખાવી લીધી, ઇ. સ. ૧૭૬૫. કંપનિએ પાદશાહને આ હક્ક બદલ દર વર્ષ રૂ. ૨૬ લાખ આપવા એમ નક્કી થયું. ક્લાઈવે **કોરા** ને **અલ્લાહાબાદ**ના પ્રાંતો **પાદશાહને સોંપ્યા. અયોધ્યાના નવાબે** કંપનિને **રૂ. ૫૦ લાખનો દંડ આપ્યો.** કલાઈવે બંગાળાના **નવાબ માટે રૂ. ૫૩ લાખ**નું વર્ષાસન નક્કી કર્યું. તેમાંથી નવાબે વહિવટનું તમામ ખર્ચ આપવાનું હતું; તે સિવાય પોતાનું ખર્ચ પણ તેમાંથી નીભાવવાનું હતું. મ્હેસુલ વસુલ કરવા કલાઈવે બંગાળા, બિહાર ને ઓરિસ્સા માટે

ત્રણ નાઇબ દિવાનો નીમ્યા. આ યોજના ડબલ ગવર્મેન્ટ અથવા **દ્વિરાજ્યક પદ્ધતિ કહેવાય છે.** તેથી બંગાળાના ને બિહારના લોકોને બહારના હુમલાઓથી રક્ષણ મળ્યું તે વાત ખરી છે; પણ નહિતર, તે પ્રાંતોના વેપારીઓને તો નુકસાનજ થયું. વળી અંગ્રેજ વેપારીઓ ઉપર અંકુશ રહે એવી વ્યવસ્થા તેમાં કરવામાં આવી નહોતી તેથી આગળની વસ્તુસ્થિતિ સુધરી તો નહિજ. ઇ. સ. ૧૭૬૭માં ક્લાઇવ સ્વદેશ ગયો.

**બંગાળા, ઈ. સ. ૧૭૬૭–૭૨**—ક્લાઇવ પછી જે બે ગવ્હર્નરો થયા તેઓ શક્તિ વિનાના હતા તેથી બંગાળા ને બિહારમાં જે અવ્યવસ્થા ક્લાઇવ અગાઉ ચાલી હતી તે કાયમજ રહી. ઇ. સ. ૧૭૭૦માં પ્રાંતમાં ભયંકર દુષ્કાળ પડયો ને વસતિનો ત્રીજો ભાગ તેથી મરણ પામ્યો.

**કલાઇવનું મૃત્યુ; તેના ગુણદોષ**—ક્લાઇવ ઈંગ્લંડ ગયો ત્યારે પાર્લમેંટે તેના કારભારોની તપાસ ચલાવીને તેનાં શૂરાતનની તથા તેણે કરેલી સ્વદેશની સેવાનાં વખાણ કર્યાં પણ તેના કારભારોની કેટલીક વીગતોને નિંદી કાઢી; તેથી ક્લાઇવે ઇ. સ. ૧૭૭૪માં આપઘાત કર્યો. તે ખટપટી ને લાંચીઓ હતો; પણ તેનામાં એક રાષ્ટ્રસ્થાપકના ગુણો પણ હતા. લડાઈના મેદાન ઉપર તે જીવની પણ દરકાર કરતો નહિ; તે કદિ હિંમત હારતો નહિ. કર્ણાટકમાં ને બંગાળામાં તેણે અંગ્રેજ સત્તાની સ્થાપના કરી. સ્વદેશ પ્રત્યે તેને પારાવાર દાઝ હતી; પણ તે મોટો સરદાર હતો એમ કહી શકાશે નહિ.

**પ્રશ્નો:**—(૧) મીરજાફરના કારભારની મુખ્ય હકીકત લખો. (૨) મીરકાસિન કેમ પદભ્રષ્ટ થયો ? (૩) ક્લાઇવના ત્રીજા કારભારની મુખ્ય વીગતો આપો. (૪) ઇ. સ. ૧૭૬૫માં હિંદની રાજકીય સ્થિતિનો નકશો આપો.

## પ્રકરણ ૩જું

## દક્ષિણ હિંદના અંગ્રેજો ને હૈદરઅલી,

## ઇ. સ. ૧૭૫૭–૭૨.

**દક્ષિણ હિંદ**—દક્ષિણ હિંદમાં અંગ્રેજો, ફ્રેંચો, મરાઠાઓ, તાંજોરનો રાજા, નિઝામ, મ્હૈસુર ને ત્રાવણકોરના રાજાઓ, ને બીજા નાના તાલુકદારો, પરસ્પર હરીફાઈ કરતા હતા. ઇ. સ. ૧૭૬૦માં અંગ્રેજોએ ફ્રેંચોને કાઢી

મૂક્યા હતા. નિઝામઅલીએ સલાબતનું ખુન કરી હૈદરાબાદની ગાદી પચાવી પાડી હતી, ઈ. સ. ૧૭૬૧. એજ વખતે મ્હૈસુરમાં હૈદરઅલી આગળ આવ્યો.

**હૈદરઅલી,** ઇ. સ. **૧૭૨૨–૮૭**—હૈદરના વડવાઓ બગદાદથી દક્ષિણ હિંદમાં આવ્યા હતા. તેનો બાપ ફત્તેહ મહમ્મદ મ્હૈસુર રાજ્યમાં ફોજદારી કરતો. હૈદરનો **જન્મ** ઇ.સ.**૧૭૨૨**માં થયો હતો. બાપના મરણ પછી હૈદર પણ મ્હૈસુર **રાજ્યની નોકરી**માં રહ્યો. મરાઠાઓ સાથે લડાઈ કરતાં હૈદરે બહાદુરી બતાવી તેથી રાજાએ તેને **ફત્તેહ બહાદુર** બનાવ્યો ને જુદા જુદા પ્રાંતોમાં ફોજદારીઓ આપી. હવે તેણે **બેદનુર કબજે** કર્યું. તે કિલ્લામાં તેને ઘણો ખજાનો મળી આવ્યો. પછી તેણે **મલબાર**માં પણ પોતાની સત્તા સ્થાપી ને **કૃષ્ણા નદી સૂધી**નો મુલક જીતી લીધો. ઇ. સ. **૧૭૬૬**માં મ્હૈસુરનો રાજા કૃષ્ણરાય મરણ પામ્યો. નંદરાજ ગાદીએ આવ્યો. પણ કુલ **સત્તા** હવે હૈદરના હાથમાંજ હતી. માધવરાવ પેશવાએ હૈદર ઉપર આ વખતે જે ચડાઈઓ કરી તે આપણે તેના અમલમાં જોઈ ગયા છીએ.



હૈદરઅલી.

**પહેલો મ્હૈસુર વિગ્રહ,** ઇ. સ. **૧૭૬૭–૬૯.** ઇ. સ. ૧૭૬૭માં નિઝામઅલી ને પેશવા હૈદર ઉપર ચડી આવ્યા તેમાં હૈદરે પેશવાને દંડ ભરી પાછો વાળ્યો ને નિઝામને પણ પોતાના પક્ષમાં ફોડયો. આ વખતે નિઝામને અંગ્રેજોની મદદ હતી. હૈદર આ બાબતથી ઘણો ચીડાયો. વળી હૈદરને અંગ્રેજોનો શક પડતો હતો, કારણ કે મ્હૈસુરના કેટલાક પૂર્વના ને ઉત્તરના પ્રાંતો ઉપર અંગ્રેજોનો રક્ષિત મહમ્મદઅલી, ને નિઝામ, બંને નજર કરતા હતા. આ કારણોથી તેણે કંપનિ સામે લડાઇ જાહેર કરી. મદ્રાસ ઈલાકાના અંગ્રેજ અમલદારો આ વેળા બંગાળા ઈલાકાના અંગ્રેજ અમલદારો જેવાજ લાલચુ ને ખટપટી હતા. સ્મિથ નામનો એક અંગ્રેજ સરદાર **ચંગમ આગળ હૈદર પાસે હારી ગયો,** ઇ. સ. ૧૭૬૭; પણ તુરતજ તેણે ગુમાવેલી

આબરૂ પાછી મેળવી ને **હૈદરને ત્રિનોમાલી પાસે** હરાવ્યો. હૈદર કાંઈ ગભરાય તેવો નહોતો. તેણે હવે અંગ્રેજોને ખબર ન પડે તેમ ઠેઠ **મદ્રાસ સુધી કુચ કરી** ને નવાબના મુલકને વેરાન કરી નાંખ્યો. મદ્રાસની કંપનિ સરકાર આ અણધારેલી આફતથી ગભરાઇ ગઇ ને તેણે હૈદર સાથે **સુલેહ** કરી, જેથી બંને પક્ષો એક બીજાને મદદ કરવા બંધાયા.

**હૈદરઅલી, ૧૭૬૯–૭૮:**—આ સુલેહ પછી હૈદરે ઉત્તરમાં ઠેઠ **તુંગભદ્રા નદી સુધી** પોતાની સત્તા ફેલાવી. મ્હૈસુરની બધી સત્તા હૈદરનાજ હાથમાં હતી. **કુર્ગ** ને **મલબાર** પણ હૈદરે તાબે કર્યાં ને તેણે **ફ્રેંચ અમલદારોને રાખી** પોતાના **લશ્કરને** યૂરોપની ઢબ મુજબ **તાલીમ આપી.**

**પ્રશ્નો**—(૧) હૈદરઅલીનું પૂર્વ ચરિત્ર આપો. (૨) અંગ્રેજો ને હૈદરઅલી વચ્ચે શા માટે તકરાર થઇ? (૩) એ તકરારોનાં પરિણામો લખો. (૪) હૈદરઅલીના ગુણદોષ લખો. (૫) હૈદરના રાજ્યનો નકશો આપો.

## પ્રકરણ ૪થું

## વૉરૅન હેસ્ટિંગ્સ, ઇ. સ. ૧૭૭૨–૮૫.

**વૉરૅન હેસ્ટિંગ્સ**—વૉરૅન હેસ્ટિંગ્સ ઇ. સ. ૧૭૪૯માં કંપનિની નોકરીમાં દાખલ થયો હતો. તેણે મુર્શીદાબાદમાં રેઝિડેન્ટ તરીકે ને કલકત્તામાં કાઉંસિલ્લર તરીકે કામ કર્યું હતું. ઇ. સ. ૧૭૭૨માં તે બંગાળાનો ગવ્હર્નર થયો.

**હેસ્ટિંગ્સના સુધારાઓ**—ક્લાઈવે બંગાળાના કારભાર માટે જે યોજના કરી હતી તે પડી ભાંગી હતી તેથી હેસ્ટિંગ્સે જુદી વ્યવસ્થા કરી. તેણે ત્રણ **નાઈબ દિવાનોની જગ્યાઓને કાઢી નાંખી** ને ઝમીનદારો પાસેથી **દર પાંચ વર્ષે મ્હેસુલ** ઉઘરાવવાનું ઠરાવ્યું. કંપનિએ દિવાનીનું એટલે મ્હેસુલ ઉઘરાવવાનું કામ પોતાનાજ શિર ઉપર લઈ લીધું. ત્રણે પ્રાંતોને હવે **જિલ્લાવાર** ભાગી નાંખવામાં આવ્યા ને દરેક જિલ્લા ઉપર એક અંગ્રેજ અમલદાર કે **કલેકટરને** નીમવામાં આવ્યો. આ અમલદારને જિલ્લાના મ્હેસુલ માટે ને સામાન્ય બંદોબસ્ત માટે જવાબદાર ગણવામાં આવ્યો. દરેક **જિલ્લામાં દિવાની** ને **ફોજદારી અદાલતો** સ્થાપવામાં આવી. **અપીલ માટે કલકત્તામાં** એવી બે **સદર** અદાલતો સ્થાપવામાં આવી. કંપનિના નોકરોને **ખાનગી વેપાર** કરતા **અટકાવવામાં** આવ્યા.

હેસ્ટિંગ્સે પાદશાહને ભરાતી રૂ૦ ૨૬ લાખની ખંડણી બંધ કરી ને અયોધ્યાના નવાબ-વઝીરને અલ્લાહાબાદ ને કોરાના પ્રાંતો આપી તેની પાસેથી રૂ. ૫૦ લાખ લીધા. બંગાળાના નવાબનું વર્ષાસન માત્ર રૂ. ૧૬ લાખનું કરવામાં આવ્યું. હેસ્ટિંગ્સે ન્યાયની અદાલતો માટે નિયમો



વૉરેન હેસ્ટિંગ્સ

કર્યાં, હિંદુ ને મુસલમાની સંસ્કૃતિ સમજવા માટે એશિઆટિક સોસાયટિ ઉભી કરી ને કલકત્તા તથા કાશી મુકામે અરબી ને સંસ્કૃતનો અભ્યાસ કરાવવા જુદી જુદી સંસ્થાઓ કાઢી. આ સુધારાઓથી બંગાળાનો કારભાર આગળ કરતાં ઘણો સુધરી ગયો.

**રોહિલ્લાઓનો નાશ, ઇ. સ. ૧૭૭૪**—રોહિલ્લા સરદાર હાફિઝ રહમતખાંએ સર રૉબર્ટ બાર્કરની રજુ વાતે શુજાઉદ્દૌલાને મરાઠાઓ સામે મદદ કરવા બદ્દલ રૂ. ૪૦ લાખ આપવાનો કરાર લખી આપ્યો હતો, ઇ. સ. ૧૭૭૨. રહમતખાંએ રૂ. ૫ લાખ માત્ર આપ્યા. તેથી વઝીરે કંપનિની મદદ માંગી. હેસ્ટિંગ્સને પૈસાની ઘણી જરૂર હતી. તેથી તેણે રૂ. ૪૦ લાખ લઈ વઝીરને લશ્કરી મદદ મોકલી ને વઝીરે તે મદદ વડે રોહિલ્લાઓને મારી આખો રોહિલખંડ અયોધ્યા સાથે જોડી દીધો. હેસ્ટિંગ્સે ફક્ત પૈસા માટે રોહિલ્લાઓનો વગર વાંકે નાશ કરાવ્યો. અત્યારે રામપુરનો નવાબ રોહિલ્લા જાતનો છે.

**નવો કારભાર**—ઇ. સ. ૧૭૭૪માં પાર્લામેંટે બ્રિટિશ હિંદના કારભાર માટે રેગ્યુલેઇટિંગ ઍક્ટ પ્રસાર કર્યો તેથી **હેસ્ટિંગ્સ બંગાળાનો ગવ્હર્નર ઝનરલ** થયો ને તેને મદદ કરવા ફિલિપ **ફ્રાંસિસ** ને બીજા ત્રણ અમલદારો કાઉંસિલમાં નીમાયા. આમાંના ત્રણ કાઉંસિલ્લરો હેસ્ટિંગ્સ વિરુદ્ધ જતા તેથી પરસ્પર ઘણી તકરારો થવા લાગી. રેગ્યુલેઇટિંગ ઍક્ટ પ્રમાણે કલકત્તામાં **એક વડી અદાલત** અથવા સુપ્રીમ કોર્ટ સ્થપાઈ. તેના ન્યાયાધીશો, ને ગવ્હર્નર ઝનરલ ને તેના કાઉંસિલરો વચ્ચે પણ ઘણી તકરારો થઈ, કારણ કે ઍક્ટમાં તેમની સત્તાઓ સ્પષ્ટ કરવામાં આવી નહોતી. એક વાર હેસ્ટિંગ્સ ને ફ્રાંસિસ વચ્ચે યુદ્ધ પણ થયું. ફ્રાંસિસ ઈંગ્લંડ ગયો એટલે તેનો પક્ષ નબળો પડી ગયો.

**મહારાજા નંદકુમાર**—મહારાજા નંદકુમાર બંગાળામાં આ વખતે મોટી લાગવગ ધરાવતો હતો. તેણે હેસ્ટિંગ્સ ઉપર લાંચ લેવાનો આરોપ મૂક્યો. તેજ વખતે નંદકુમાર ઉપર બે ફરિયાદીઓ કરવામાં આવી. એમાંની એક ફરિયાદી **બનાવટી દસ્તાવેજો** ને સહી કરવા સંબંધી હતી. આ **આરોપ** સાબીત થયો. **તેથી** તેને **ફાંસી દેવામાં આવી, ઇ. સ. ૧૭૭૫.** આ બાબતમાં એટલું કહેવું જોઇએ કે હેસ્ટિંગ્સ નંદકુમારને માફી અપાવી શક્યો હોત. વળી હિંદુસ્તાનના કાયદા મુજબ ફાંસીની **સજા** ઘણીજ **ગેરવ્યાજબી** કહેવાય.

**કાશીના રાજા ચૈતસિંહ**—ઈ. સ. ૧૭૭૮માં કંપનિ હૈદર મરાઠાઓ સામે લડાઈમાં ઉતરી હતી તેથી તેને પૈસાની ખાસ જરૂર હતી હેસ્ટિંગ્સે તે માટે કેટલાંક ગેરવ્યાજબી કામો કર્યાં. કાશીના રાજા ચૈતસિંહે રૂ ૨૨॥ લાખની વાર્ષિક ખંડણી કંપનિને ભરવાનું કબૂલ કર્યું હતું. હેસ્ટિંગ્સે તેન પાસેથી તેની ઇચ્છા વિરુદ્ધ ત્રણ વાર રૂ. ૭ લાખ જેટલું નાણું ને લશ્કર મદદ, લીધાં. આ મદદ આપતાં રાજાએ ઢીલ કરી તેથી હેસ્ટિંગ્સે તેને રૂ. ૫૦ લાખનો દંડ કર્યો ને તે વસુલ કરવા પોતે કાશી ગયો. કાશીના લોકો રાજાની તરફેણમાં ઉઠયા. રાજા પોતે બધો ખજાનો લઈ ભાગી ગયો હેસ્ટિંગ્સ મુસીબતે કાશી છોડી શકયો. કંપનિને એક પાઈ પણ મળી નહિ કાશીની ગાદી હવે ચૈતસિંહના ભાણેજને રૂ. ૪૦ લાખની ખંડણી ભરવાની શરતે આપવામાં આવી પણ તેની પાસેથી દિવાની ફોજદારી સત્તા લા લેવામાં આવી.

**અયોધ્યાની બેગમો**—બીજો મુદ્દો અયોધ્યાની બેગમોનો હતો અયોધ્યાના નવાબ શુજા-ઉદ્-દૌલાના પુત્ર આસફ-ઉદ્-દવલા ઉપર કંપનિનું ઘણ દેવું ચડી ગયું હતું. તેની પાસે નાણું નહોતું પણ તેની સાવકી મા ને દાદ ઘણાં તાલેવર હતાં તેથી હેસ્ટિંગ્સે વઝીરની સાથે સમજુતી કરી ને બેગમોન માણસોને ખૂબ સતાવી **તેમનો** રૂ. ૭૬ **લાખ જેટલો ખજાનો નવાબન દેવા પેટે જપ્ત કર્યો,** ઇ. સ. ૧૭૮૧.

**પહેલો મરાઠા વિગ્રહ, ઇ. સ. ૧૭૭૫-૧૭૮૨**—મુંબઈ ઇલાકામ કંપનિનું રાજ્ય મુંબઈ બહાર નીકળી શકયું નહોતું, કારણ કે ત્યાં મરાઠાઓ જોર હતું. મુંબઈના ટાપુનું બરોબર રક્ષણ કરવા થાણા વગેરે જગ્યાઓ પોતાના હસ્તક લેવા કંપનિ ઘણા વખત થયાં તલસતી હતી. તે તક ઈ. સ ૧૭૭૪થાં તેને મળી. ઈ. સ. ૧૭૭૩માં પેશવા નારાયણરાવનું ખુન થયું બારભાઈના કારભારથી રઘુનાથરાવ પેશવા ઉત્તર તરફ નાસી ગયો ને હોળકર ને સિંધિઆ તરફથી મદદ ન મળતાં તેણે અંગ્રેજોની મદદ માંગી. **સુરત મુકામે** બંને વચ્ચે **કરાર** થયો કે અંગ્રેજોએ રાઘોબાને પેશવાઈ અપાવવી રાઘોબાએ અંગ્રેજોને સુરત ને ભરૂચ પાસે રૂ. ૨૨॥ લાખની વાર્ષિક આવકવાળ જમીન, ને વસઈ તથા સાષ્ટી આપવાં, ને લશ્કરનું ખર્ચ ભોગવવું, ઇ. સ **૧૭૭૫.** બંગાળાની **સરકારે** આ તહને **માન્ય ન રાખ્યું તેથી તેમાં**

**પુરંદર મુકામે** સવાઈ માધવરાવની સરકાર સાથે એવો **કરાર** કર્યો કે મરાઠાઓએ કંપનિને સાષ્ટીનો ટાપુ આપવો, ભરૂચ પાસે રૂ. ૩ લાખના વાર્ષિક ઉત્પન્નની જમીન આપવી, રાઘોબાને રૂ. ૩ લાખનું વર્ષાસન આપવું ને કંપનિએ રાઘોબાનો પક્ષ છોડી દેવો, ઇ. સ. **૧૭૭૬.** દરમ્યાન **ઇંગ્લંડથી ડાયરેક્ટરોએ** મુંબઈ ઇલાકાની સરકારે કરેલા **સુરતના તહને સ્વીકાર્યાના** ખબર આવ્યા. આ કારણથી પુરંદરના તહને કોરે રાખી મરાઠાઓ સામે લડાઈ જાહેર કરવામાં આવી.

**મુંબઈનું લશ્કર** મરાઠાઓ આગળ **તળેગાંવ આગળ હારી** ગયું, ઇ. સ. **૧૭૭૯.** તેથી સરદાર કૉકબર્ને **વડગાંવ આગળ તહ** લખી આપ્યું કે અંગ્રેજોએ ભરૂચ મહાદજી સિંધિઆને આપવું, બે અંગ્રેજોને પૂનામાં બ્હાના તરીકે આપવા અને બંગાળાના લશ્કરને પાછું વાળવું; પણ મુંબઇના ગવ્હર્નરે આ તહને સ્વીકાર્યું નહિ. લડાઇ ચાલુ રહી. **હેસ્ટિંગ્સે મુધોજી ભોંસલેને પોતાના પક્ષમાં લીધો.** ઝનરલ **ગૉડાર્ડે ભોપાળના** નવાબને **મિત્ર બનાવ્યો,** ડભોઈ લઈ **ગુજરાતમાં** ગાયકવાડ ફત્તેસિંહરાવને પોતાના પક્ષમાં લીધો ને પછી તે અહમદાબાદમાં દાખલ થયો; પણ તે **મહારાષ્ટ્રમાં આગળ વધી શકયો નહિ,** ઇ. સ. **૧૭૮૧.** ઝનરલ **પોફામે સિંધિઆને ઉત્તરમાં હંકાવ્યો.** કંપનિ હૈદર સાથે પણ આ વખત લડતી હતી. તેથી છેવટે **સાલબાઇ આગળ સુલેહ** થઈ. ઇ. સ. **૧૭૮૨.**

આ સુલેહથી મહાદજી સિંધિઆને ભરૂચ મળ્યું. કંપનિએ સાષ્ટીનો ટાપુ રાખ્યો, રાઘોબાને રૂ. ૨૫૦૦૦નું વર્ષાસન મળ્યું, પેશવા માધવરાવ કાયમ રહ્યો ને ગાયકવાડને અહમદાબાદ મળ્યું. એકંદર આ પહેલા વિગ્રહમાં મરાઠાઓ ફાવ્યા.

**બીજો મ્હૈસુર વિગ્રહ, ઇ. સ. ૧૭૭૮-૧૭૮૪**—ઇ. સ. ૧૭૬૯માં **મદ્રાસની સરકારે** હૈદરને મુશ્કેલીની વખતે મદદ કરવાનું **વચન** આપ્યું હતું પણ જ્યારે માધવરાવ પેશવા મ્હૈસુર ઉપર ચડી આવ્યો ત્યારે તે **પ્રમાણે** તેઓ **વર્ત્યા નહિ.** અંગ્રેજો ને હૈદર વચ્ચે **મ્હૈસુરના** પૂર્વ તથા ઉત્તર **ભાગ** સંબંધી **તકરારો** તો કાયમ હતી. વળી અંગ્રેજોએ **હૈદરની પરવાનગી વગર** તેના રાજ્યમાં થઈને ફ્રેંચ થાણા **માહે ઉપર ચડાઈ કરી.** આ કારણોથી બીજો મ્હૈસુર વિગ્રહ ફાટી નીકળ્યો. **હૈદરે કર્નલ**

એઇલિને પોલિલુર **આગળ** હરાવ્યો, પણ સર આયર કૂટે હૈદરને **પોર્ટોનોવો** આગળ હરાવ્યો, ઇ. સ. ૧૭૮૧. **સોલિંગર** પાસે જે યુદ્ધ થયું તેમાં બંને પક્ષો સરખા થયા. ટિપુએ કર્નલ **બ્રેથવેઇટને** હરાવી કેદ કર્યો, ઇ. સ. ૧૭૮૨. સાલબાઈની સુલેહ પછી હૈદર એકલો પડી ગયો, છતાં તે ઠેઠ સુધી લડયો. તે ઇ. સ. ૧૭૮૨માં મરી ગયો. ટિપુએ **મેથ્યુસ** પાસેથી બેદનૂર લઈ તેને કેદ કર્યો; પણ અંગ્રેજો મ્હૈસુરની પૂર્વમાં ફાવ્યા. છેવટે ઇ. સ. ૧૭૮૪માં **મંગલુર પાસે સુલેહ** થઈ. દરેક પક્ષે બીજા પક્ષને તેનો જીતેલો મુલક પાછો આપ્યો.

**હૈદરના ગુણદોષ**—અઢારમી સદીમાં હૈદર આપણા દેશનો મોટો કર્તાપુરુષ થઈ ગયો. મ્હૈસુર હિંદુસ્તાનમાં એક મોટા રાજ્યની પંક્તિમાં તેના વખતમાં આવી શકયું. હૈદર બહાદુર સિપાઈ, ચાલાક સરદાર, દૂરદર્શી, કડક સેનાપતિ, ને કદર કરનાર રાજ્યકર્તા હતો. તે અભણ હતો. તે હિંદુઓને હિંદુ તરીકે સતાવતો નહિ ને તેમને સારી નોકરી પણ આપતો.

**ફ્રેંચો**—મરાઠાઓને હૈદર સામે લડાઈઓ ચાલતી હતી ત્યારે ફ્રેંચોએ બુસ્સિ તથા બીજા અમલદારોને હિંદ મોકલ્યા પણ તેઓ કાંઈ કરી શકયા નહિ.

**હેસ્ટિંગ્સ ઉપર ચાલેલું કામ**—ઇ. સ. ૧૭૮૫માં હેસ્ટિંગ્સ ઈંગ્લંડ ગયો ત્યાં તેના ઉપર પાર્લમેંટમાં કામ ચાલ્યું, ઇ. સ. ૧૭૮૮–૯૩. બર્ક ને ફૉક્સ જેવા મોટા વક્તાઓએ ને મુત્સદ્દીઓએ તેમાં ભાગ લીધો. હેસ્ટિંગ્સ પોતાનો બચાવ કરવામાં પાયમાલ થઈ ગયો. છેવટે તેને એકંદર નિર્દોષ ઠરાવવામાં આવ્યો. તે સિપાઈગીરી કે સરદારી જાણતો નહિ પણ તે સારો મુત્સદ્દી હતો. તેણે અંગ્રેજ સત્તાને હિંદની બીજી સત્તાઓની બરોબર કરી ને હૈદર, નાના ફડનીસ ને મહાદજી સિંધિઆ જેવા શત્રુઓ સાથે હિંમતથી ને દૂરંદેશીથી લડાઈઓ કરી. તેના પછી **જૉન મેક્ફર્સન** ગવ્હર્નર થયો, પણ તે માત્ર એક વર્ષજ હિંદમાં રહ્યો, **ઇ. સ. ૧૭૮૫–૮૬.**

**પ્રશ્નો**—(૧) હેસ્ટિંગ્સના મુખ્ય સુધારાઓ આપો. (૨) તેણે મરાઠાઓ સામે કેવી રીતે લડાઈઓ કરી? (૩) કાશીના રાજા, અયોધ્યાની બેગમો, ને નંદકુમારનાં પ્રકરણો ઉપર ટૂંકી નોંધ આપો. (૪) હેસ્ટિંગ્સના કારભાર ઉપર તમારા વિચારો જણાવો. (૫) પાર્લમેંટે તેના ઉપર શા માટે કામ ચલાવ્યું?

# પ્રકરણ ૫મું

## પાર્લમેંટ ને કંપનિ, રેગ્યુલેઇટિંગ ઍકટ ને પિટ્ટનું બિલ્લ, ઇ. સ. ૧૭૭૩–૧૭૮૪.

**રેગ્યુલેઇટિંગ ઍકટ**—ઇ. સ. ૧૭૭૨ સુધીની હકીકત જ્યારે. ઇંગ્લંડ પહોંચી ત્યારે ત્યાંના સારા સારા મુત્સદ્દીઓએ કંપનિના કારભારને વખોડી કાઢયો ને એક વેપારી મંડળ પાસે મોટા દેશનો કારભાર રાખવા સામે તેઓ થયા. કંપનિએ ઇંગલંડની સરકાર પાસે નાણાંની મદદ માંગી તેથી પ્રધાન લૉર્ડ નોર્થે રેગ્યુલેઇટિંગ ઍકટ પ્રસાર કર્યો.

આ કાયદાથી ઇગ્લંડમાં પ્રોપ્રોએટરોના બંધારણમાં ફેરફાર કરવામાં આવ્યો, ચોવીસ ડાયરેકટરોમાંથી ૭ જણા દર વર્ષે નવા ચુટાતા થયા, બંગાળાના કારભાર માટે **ગવ્હર્નર ઝનરલ** ને **ચાર કાઉંસિલ્લરોને** સરખી સત્તા સાથે નીમવામાં આવ્યા; ન્યાય આપવા માટે કલકત્તામાં મુખ્ય ને મદદનીશ, એમ ચાર **ન્યાયાધીશોને નીમવામાં** આવ્યા; બક્ષીસો લેવાનો ચાલ બંધ કરવામાં આવ્યો, ને બંગાળાની સરકારને કોલકરારો તથા લડાઈઓ જાહેર કરવાના વિષયોમાં આખા બ્રિટિશ હિંદમાં મુખ્ય સત્તા આપવામાં આવી.

આ કાયદામાં કેટલીક બાબતો સ્પષ્ટપણે બતાવવામાં આવી નહોતી તેથી વડી અદાલત કે **સુપ્રીમ કોર્ટ** ને કાઉંસિલ વચ્ચે, ગવ્હર્નર ઝનરલ ને તેના કાઉંસિલ્લરો વચ્ચે, અને સુપ્રીમ કોર્ટ ને પ્રાંતની અદાલતો વચ્ચે વિચિત્ર તકરારો થઈ.

**પિટ્ટનું બિલ્લ, ઇ. સ. ૧૭૮૪:**—રેગ્યુલેઇટિંગ ઍકટ પ્રમાણે બ્રિટિશ હિંદનો કારભાર દસ વર્ષ સુધી ચાલ્યો પણ પાર્લમેંટને તેથી સંતોષ થયો નહિ. વેપાર કરવો ને તે સાથે રાજ્ય ચલાવવું, એ બે બાબતો એક સાથે કેમ થઈ શકે? બર્ક, ફોકસ, વગેરે ઉદાર દિલના અંગ્રેજોને હેસ્ટિંગ્સના કારભારની કેટલીક વીગતોથી ઘણોજ આઘાત થયો. તેથી **ફોકસ** ઇ. સ. **૧૭૮૩માં પ્રધાન થયો** ત્યારે **તેણે** કંપનિનો કારભાર સુધારવા **એક બિલ્લ પાર્લમેંટમાં રજુ કર્યું; પણ** અમીરોની સભામાં રાજા ત્રીજા જ્યોર્જની

વગથી **તે ઉડી ગયું ને ફૉકસ** પછી ચોવીસ વર્ષની ઉમરે **પિટ્ પ્રધાન થયો. તેણે ફૉકસના જેવું જ** પણ થોડાએક સુધારાઓ સહિત એક **બિલ** પાર્લમેંટ પાસે **પ્રસાર કરાવ્યું.**

આ બિલથી ઈંગ્લંડમાં કંપનિનો કારભાર ડાયરેક્ટરોના હાથથી જતો રહ્યો. તે પ્રધાનમંડળે નીમેલા છ **કમિશનરોના** હાથમાં ગયો. **ડાયરેક્ટરોને** હવે વેપાર કરવાની ને નીમણોકો કરવાનીજ **સત્તા** રહી. બધા ખાનગી હુકમો કમિશનરો ડાયરેક્ટરોમાંની ત્રણ જણાઓની બનેલી એક ખાનગી કમિટિ—સમિતિ—ને હવે મોકલવા લાગ્યા. ગવર્નર ઝનરલ, વગેરેની જગ્યાઓ ભરતી વખતે ડાયરેક્ટરોને રાજાની સંમતિ લેવી પડી. કલકત્તાની કાઉંસિલના **સભ્યો ચારમાંથી ત્રણ** થયા. **બંગાળાની સરકારને** મુંબઇ ને મદ્રાસની સરકારો ઉપર **વિશેષ સ્પષ્ટ અધિકારો** મળ્યા. છેવટે, બક્ષીસો લેવાની ને હિંદના રાજ્યકર્તાઓના કારભારની વચ્ચે આવવાની કંપનિના નોકરોને અટકાયત કરવામાં આવી.

આ કાયદા પ્રમાણે બ્રિટિશ હિંદનો અમલ ઠેઠ ઇ. સ. ૧૮૫૮ સુધી ચાલ્યો. ઈંગ્લંડે આપણા દેશનું **રાજ્યતંત્ર** હવે પોતાના હસ્તક લીધું. તે આગળ કરતાં સુધર્યું પણ તેજ વખતે તે તંત્ર **ઇંગ્લંડના તંત્રને તાબેદાર થઇ** ગયું. છ કમિશનરો **બોર્ડ ઓવ્ કંટ્રોલ** કહેવાય છે. રાજકીય ને લશ્કરી વીગત આ સંસ્થા તપાસતી ને વેપાર તથા નીમણોકો કંપનિ તપાસતી, તેથી આ વહિવટ **ડબલ** અથવા **ડ્યુઅલ ગવર્મેન્ટ** કે **દ્વિમુખી પદ્ધતિ** પણ કહેવાય છે.

**પ્રશ્નો**:—(૧) પાર્લમેંટ હિંદના કારભારમાં શા માટે વચ્ચે આવતી? (૨) રેગ્યુલેટિંગ ઍક્ટ ને પિટ્ના બિલના તફાવતો જણાવો (૩) તેમનાં પરિણામો જણાવો.

## પ્રકરણ ૬ઠ્ઠું

## લૉર્ડ કૉર્નવૉલ્લિસ, ઇ. સ. ૧૭૮૬–૯૩, ને સર જૉન શોર, ઇ. સ. ૧૭૯૩–૯૮.

**લૉર્ડ કૉર્નવૉલ્લિસ**—કૉર્નવૉલ્લિસ ઇંગ્લંડના મુખ્ય પ્રધાન પિટ્નો ને બોર્ડ ઑવ્ કંટ્રોલના પ્રમુખ ડંડાસનો ખાસ મિત્ર હતો. તે ઘણો પ્રામાણિક



લૉર્ડ કૉર્નવૉલિસ

પુરુષ હતો. તેણે બંગાળાના વહિવટમાં અગત્યના **સુધારાઓ** કર્યા. **ન્યાય-ખાતામાં** તેણે કલેક્ટરોની પાસેથી ન્યાય આપવાની સત્તા લઈ લીધી અને કલકત્તા, મુર્શીદાબાદ, ઢાકા ને પટના મુકામે **પ્રાંતિક કોર્ટો** અથવા **અદાલતો** ઉભી કરી. જિલ્લાના દસ દસ માઇલના વિભાગો ઉપર કૉર્નવૉલિસે **થાણાદારો** નીમ્યા ને બધી અદાલતો માટે **નિયમો** તૈયાર કરાવ્યા. તેણે કંપનિના નોકરોના **પગારો વધાર્યા** અને **મોટા હોદ્દાઓ ઉપર માત્ર યૂરોપિઅનોનેજ** નીમવાનો ચાલ દાખલ કર્યો.

**મ્હેસુલખાતું**—અત્યાર સૂધી કંપનિ જમીનનું મ્હેસુલ ઉઘરાવવા ઝમીનદારોને જમીન ઇજારે આપતી ને ઝમીનદારો ગુમાસ્તાઓ રાખી ખેડુતો પાસેથી મ્હેસુલ વસુલ કરતા. આ રીવાજથી ખેડુતો, ઝમીનદારો ને સરકાર, બધાં પાયમાલ થયાં. કૉર્નવૉલિસે પહેલાં મ્હેસુલને દસ વર્ષ માટે નક્કી કર્યું ને પછી ઇંગ્લંડથી સંમતિ આવતાં બંગાળા, બિહાર ને ઓરિસ્સાના પ્રાંતો માટે ઝમીનદારોને જમીનનો માલીકી હક્ક આપી તેમની પાસેથી અમુકજ દર હરહમેશને માટે લેવો એવો ઠરાવ બહાર પાડ્યો. આ પદ્ધતિ **કાયમ ઝમીનદારી પદ્ધતિ** કહેવાય છે.

ઉપરના **સુધારાઓથી** ન્યાય ને પોલિસખાતાં સુધર્યાં. કાયમ મ્હેસુલી બંદોબસ્તથી સરકારને પાછળથી ઘણી ખોટ ગઈ, ખેડુતોનો માલીકી હક્ક માર્યો ગયો ને માત્ર ઝમીનદારોને લાભ થયો. લાભમાં, કંપનિને જે જુદા જુદા પ્રયોગો કરવા પડતા તે હવે બંધ થયું ને ઝમીનદારો તેના રાજ્ય પ્રત્યે વફાદાર થઈ ગયા. હિંદીઓ મોટી પાયરીઓથી હવે બાતલ થઈ ગયા.

**ત્રીજો મ્હેસુર વિગ્રહ**, ઇ. સ. ૧૭૯૦-૯૨—**કૉર્નવૉલિસ-નો મત** એવો હતો કે હિંદનાં રાજ્યોની પરસ્પર ખટપટોમાં કંપનિએ વચ્ચે આવવું નહિ. પણ મ્હૈસુરના સંબંધમાં તેણે આ ધોરણ સાચવ્યું નહિ. નિઝામ સાથેના કરારમાં કંપનિએ **ટિપુને મિત્ર તરીકે ગણ્યો નહિ.** ત્રાવણકોર ને કોચીનના રાજાઓ વચ્ચે તકરાર થતાં ટિપુએ ત્રાવણકોરના રાજ્ય ઉપર ચડાઈ કરી. **ત્રાવણકોરના રાજાએ કંપનિનો આશરો લીધો.** આ કારણોથી કૉર્નવૉલિસે ટિપુ સામે લડાઈ જાહેર કરી. મરાઠાઓ ને કુર્ગનો રાજા ને નિઝામ પણ કંપનિ સાથે આ વેળા ભળ્યા હતા.

**કંપનિના લશ્કરે મલબાર** પ્રાંત **કબજે કર્યો** પણ ટીપુએ **પાલઘાટ આગળ મેડોઝ નામના** મદ્રાસના ગવ્હર્નરને **હરાવ્યો** તેથી ગવ્હર્નર ઝનરલ પોતે દક્ષિણમાં આવ્યો. તેણે **આરિકેરિ પાસે ટિપુને હરાવ્યો,** ઇ. સ. ૧૭૯૧. **મરાઠા** સરદારો પરશુરામ ભાઉ પટવર્ધને ને હરિપંત ફડકેએ પણ તુંગભદ્રા ને કૃષ્ણા વચ્ચેનો **મુલક તાબે કર્યો.** હવે બધાં લશ્કરોએ રાજધાની **શ્રીરંગપટ્ટણને ઘેરો** ઘાલ્યો. તેથી ટીપુએ સુલેહ કરી. **કંપનિને મલબાર, દિંડીગુલ** ને **બારમહાલ મળ્યા.** નિઝામને ને મરાઠાઓને પણ મ્હૈસુરનો કેટલોક જીતાએલો ભાગ મળ્યો. **ટીપુએ આ લડાઇથી પોતાના રાજ્યનો ત્રીજો ભાગ** ખોયો, કંપનિને રૂ. ૩ **કરોડનો દંડ ભર્યો** ને દંડ ન ભર્યો ત્યાં સૂધી પોતાના બે શાહઝાદાઓને કંપનિ પાસે બ્હાના તરીકે મોકલ્યા, ઇ. સ. ૧૭૯૨.

**૧૭૯૩માં** કંપનિનો **પટ્ટો તાજો** કરવામાં આવ્યો ને તેથી ઇંગ્લંડના વેપારીઓને એશિઆ સાથે **વેપાર કરવા** ૩૦,૦૦૦ ટન જેટલી **નજીવી છૂટ** મળી.

**સર જૉન શૉરઃ**-કૉર્નવૉલિસ પછી તેનો મુખ્ય કાઉંસિલ્લર સર જૉન શોર ગવ્હર્નર ઝનરલ થયો. તે પણ કૉર્નવૉલિસના મતનોજ હતો ને તેથી નિઝામે જ્યારે ખર્ડાની લડાઈ વખતે કંપનિની મદદ માંગી ત્યારે શોરે ના પાડી. આસફના પુત્ર વઝીરઅલીનો હક્ક કોરે મૂકી શોરે અયોધ્યાના નવા વઝીર સાદતઅલીને ગાદી આપી ને તેની પાસેથી **અલ્લાહાબાદનો પ્રાંત** લીધો. **શોર ૧૭૯૮**માં **સ્વદેશ ગયો.**

**પ્રશ્નો**—(૧) કૉર્નવૉલ્લિસે કંપનિની સત્તા કયાં કયાં ને કેમ વધારી? (૨) તેના કારભારની ત્રણ મોટી વીગતો ઉપર તમારા વિચારો લખો. (૩) સર્ જૉન શોરના કારભાર્માં કંપનિ ને રજવાડાંઓ વચ્ચેનો સંબંધ કેવો હતો?

## પ્રકરણ ૭મું
## લૉર્ડ મૉર્નિંગ્ટન અથવા માર્કવેસ્સ વેલેસ્લિ, ઇ. સ. ૧૭૯૮–૧૮૦૫.

**વેલેસ્લિનું ધોરણ**—વેલેસ્લિ ૩૮ વર્ષની ઉંમરે હિંદ આવ્યો. આ વખતે ઇંગ્લંડ ને નેપોલિઅન વચ્ચે મોટો વિગ્રહ ચાલતો હતો. નેપોલિઅન બોનાપાર્ત ઇંગ્લિંડની હિંદ ઉપરની સત્તા ઉપર્ કરડી નજર્ કર્તો હતો. વળી હિંદમાં નિઝામે ને સિંધીઆએ ફ્રેંચ અમલદારોની મદદથી કવાયત શીખેલાં લશ્કરો તૈયાર્ કર્યાં હતાં. વેલેસ્લિ પ્રતિભાશાળી ને ઇતિહાસનો સારો અભ્યાસી હતો. આ કારણોથી હિંદનાં નાનાં મોટાં તમામ રાજ્યોને કંપનિના રક્ષણ નીચે લેવાનો તેણે નિશ્ચય કર્યો ને તે માટે તેણે સબ્સિડિઅરિ સિસ્ટમ અથવા સહાયક યોજના ઘડી કાઢી. તે હિંદ આવ્યો ત્યારે મરાઠાઓ ને ટિપુ કંપનિના ખાસ હરીફો હતા ને નિઝામનું રાજ્ય નબળું હતું.



લૉર્ડ મૉર્નિંગ્ટન

**સહાયક યોજના:**—આ યોજનાનો **મુખ્ય હેતુ કંપનિની સત્તાને આખા હિંદમાં સાર્વભૌમ કરવાનો હતો.** તે યોજનાથી કંપનિએ એવું ધોરણ કાઢ્યું કે કોઈ રાજ્યે બીજા રાજ્ય સાથે કંપનિની દરમ્યાનગીરી સિવાય સંબંધ રાખવો નહિ, દરેક રાજ્યે કંપનિના અમલદારોવાળું એક લશ્કર પોતાને ખર્ચે પોતાનાજ રાજ્યમાં રાખવું ને પરદેશીઓને નોકરીમાં રાખવા નહિ. આ યોજના હિંદનાં નાનાં મોટાં રાજ્યોએ વ્હેલા મોડી સ્વીકારી તેથી વેલેસ્લિ પછી આખો હિંદુસ્તાન ઇંગ્લિંડના રાજ્યમાં ભળી ગયો એમ કહીએ તો ખોટું નથી. માત્ર પંજાબ પ્રાંત આ યોજનાથી થોડા વખત માટે બાતલ રહ્યો.

વેલેસ્લિએ આ યોજના સિવાય બીજી યુક્તિઓથી પણ બ્રિટિશ સત્તાને વધારી. તેણે હિંદી રાજ્યોને પરસ્પર નોખાં કરી નાંખ્યાં, અથવા તેમના મુલકો આસપાસ બ્રિટિશ મુલક ગોઠવી દીધો, અથવા તો તેમની પાસેથી દરિયા કિનારા ઉપરનો હક્ક લઈ લીધો. **આ યુક્તિઓથી બ્રિટિશ વેપાર ને વગ ઘણાં વધ્યાં.**

**ચોથો મ્હૈસુર વિગ્રહ, ઇ. સ. ૧૭૯૯:**—ટીપુ સુલતાન દક્ષિણ હિંદમાં કંપનિનો મોટો હરીફ ગણાતો. ત્રીજા વિગ્રહથી તેનું જોર નરમ પડી ગયું હતું છતાં વેલેસ્લિએ તેને વધારે નરમ કરવાનો વિચાર કર્યો. ટીપુએ અફઘાનીસ્તાન અને તુર્કીસ્તાનમાં પોતાના એલચીઓ રાખ્યા હતા ને તેમ કરવાનો તેને હક્ક પણ હતો. મૉરિશિઅસના ફ્રેંચ ટાપુથી કેટલાક ફ્રેંચ સિપાઇઓ તેના લશ્કરમાં દાખલ થયા. આ હકીકતોને દુશ્મનાવટનાં કારણો જણાવી વેલેસ્લિએ ચોથો મ્હૈસુર વિગ્રહ જાહેર કર્યો. સ્ટુઅર્ટે **ટિપુને સિદ્ધેશ્વર પાસે** ને હૅરિસ્સે **મેલવેલિ પાસે** હરાવ્યો. **શ્રીરંગપટ્ટણના ઘેરામાં તે માર્યો ગયો.** તેના પુત્રોને વેલુર કેદી તરીકે રાખવામાં આવ્યા. વેલેસ્લિએ મ્હૈસુરની ગાદી ઉપર હૈદરે કેદ કરેલા રાજાના વંશજ કૃષ્ણરાજને બેસાર્યો. આ રાજાએ તેની સહાયક યોજના સ્વીકારી. જીતેલા ભાગમાંથી કંપનિએ કાનડા, કોઈંબતુર, વેનાદ, વગેરે જિલ્લાઓ રાખ્યા ને સિરા વગેરે જિલ્લાઓ નિઝામે દેવા પેટે કંપનિને આપ્યા.

**ટિપુના ગુણદોષ**—ટિપુ હૈદર જેવો શૂરો હતો; પણ તે તેના જેવી ખટપટ કરી શકતો નહિ. તે મોટો પંડિત, ને કળા, વગેરેનો શોખીન

હતો; પણ તે ઘણો ધર્માંધ ને ક્રૂર પણ હતો. તેણે પોતાના આખા રાજ્યમાં દારૂની બંધી કરાવી હતી. તેના રાજ્યનો મ્હેસુલી બંદોબસ્ત સારો હતો.



ટિપુ

**નવાં રક્ષિત તથા ખાલસા રાજ્યો**—મરાઠાઓની સત્તા સામે **નિઝામે** એક ફ્રેંચ અમલદારને રોકી મોટું લશ્કર તૈયાર કર્યું હતું પણ વેલેસ્લિની સલાહથી તેણે આ લશ્કર કાઢી નાંખી **સહાયક યોજના સ્વીકારી,** ઇ. સ. ૧૭૯૮. તાંજોરમાં ગાદી માટે **અમરસિંહ ને સરીફજી વચ્ચે** તકરાર થતાં વેલેસ્લિએ સરીફજીનો પક્ષ લીધો પણ તેને રૂ. ૯ લાખનું વર્ષાસન આપી **તાંજોર ખાલસા** કર્યું, ઇ. સ. ૧૭૯૯; ને **સુરતના** મૈયત નવાબના વારસ મીર **નાસિરુદ્દીનને** રૂ. ૧ લાખનું વર્ષાસન આપી તે પણ **ખાલસા** કર્યું. ઇ. સ. ૧૮૦૦. **વેલેસ્લિએ કર્ણાટકના નવાબ ઉપર**

રાજદ્રોહનો આરોપ મૂકી તેના એક વંશજને ઉપજનો ⅕ ભાગ વર્ષાસનમાં આપી આખો પ્રાંત **ખાલસા** કર્યો, ઇ. સ. ૧૮૦૧. તેજ વર્ષમાં અયોધ્યાના નવાબ–વઝીર સાદતઅલીખાંએ ઘણી વાટાઘાટ પછી લશ્કરના ખર્ચ પેટે **રોહિલખંડ ને ગોરખપુરના પ્રાંતો** કંપનિને આપ્યા. ફરૂખાબાદના નવાબને પણ વર્ષાસન આપવામાં આવ્યું, ઇ. સ. ૧૮૦૧. આ વખતે કાબુલનો **શાહ ઝમાન પંજાબ ઉપર ચડી આવ્યો હતો.** વેલેસ્લિએ **ઇરાનમાં એલચી** મોકલ્યો, **મિસરમાં લશ્કર** મોકલ્યું. ને હિંદમાં **ફીરંગી, ફ્રેંચ** તથા **ડચ થાણાંઓ કબજે** કર્યાં; કારણકે ઇંગ્લંડ એ વખતે આ બધા લોકો સામે વિગ્રહમાં ઉતર્યું હતું.

**વસઇનું તહ, ૧૮૦૨**—ગયા વિભાગમાં આપણે જોઇ ગયા તે પ્રમાણે છેલ્લા પેશવા બાજીરાવે વસઇ મુકામે મુંબઇ સરકાર સાથે તહ કર્યું. તે તહનામાથી અંગ્રેજો પેશવાને પેશવાઇ ફરી અપાવવા બંધાયા ને તે બદલ બાજીરાવે અંગ્રેજોને વસઇના ટાપુ ને વાર્ષિક રૂ. ૨૬ લાખના મુલક પેટે કંપનિના લશ્કરને પૂનામાં રાખવાનું, કંપનિની પરવાનગી સિવાય કોઇ પણ યૂરોપિઅનને પોતાની નોકરીમાં ન રાખવાનું ને બીજાં રાજ્યો સાથે કંપનિ મારફત પત્રવ્યવહાર કરવાનું વચન આપ્યું. આર્થર વેલેસ્લિએ તેને પેશવાઇ અપાવી, ઇ. સ. ૧૮૦૩.

**બીજો મરાઠા વિગ્રહ, ૧૮૦૩-૪**—નાગપુરના રઘુજી ભોંસલે ને ગ્વાલિઅરના દોલતરાવ સિંધિઆ વસઇના કરારથી નાખુશ થયા. વેલેસ્લિએ તેમના વિરૂદ્ધ લડાઇ જાહેર કરી. **લોર્ડ લેઇકે અલીગઢ ને દિલ્હી સર કર્યાં** ને લાસવારી પાસે શિંદેના લશ્કરને હરાવ્યું. આંધળો મોગલ પાદશાહ હવે કંપનિને શરણે આવ્યો. ગવર્નર ઝનરલના ભાઇ **આર્થર વેલેસ્લિએ** ભોંસલે ને સિંધિઆ, **બંનેને** ઔરંગાબાદ પાસે **અસૈ આગળ** ને **એકલા ભોંસલેને** આકોલા જીલ્લામાં **આરગાંવ** પાસે હરાવ્યા. ભરૂચ, ચાંપાનેર, અહમદનગર, ને કટક ને બાલેશ્વરના પ્રાંતો પણ કંપનિના **હાથમાં** ગયાં, ઇ. સ. ૧૮૦૩. હવે **ભોંસલેએ દેવગાંવ પાસે ને સિંધિઆએ સુરજી અંજેગાવ પાસે સુલેહ કરી, ૧૮૦૩–૧૮૦૪. ભોંસલેએ કંપનિને કટક ને બાલેશ્વરના પ્રાંતો ને ગોદાવરી ને વર્ધા નદી વચ્ચેનો મુલક**

આપ્યા તથા કંપનિની પરવાનગી વિના કોઈ પણ યૂરોપિઅનને નોકરીમાં ન રાખવાનું લખી આપ્યું. દૌલતરાવે કંપનિને દિલ્હી તથા આગ્રા, ગોદાવરી નદી પાસેનો પોતાનો કેટલોક મુલક, ને ભરૂચ આપ્યાં. શાહઆલમ પાદશાહ, ગાયકવાડ, જયપુર, જોધપુર ને બુંદીના રાજાઓ ને સંબલપુર પાસેના રાજાઓ કંપનિના રક્ષિત બન્યા. ભોંસલેએ નિઝામ ઉપરના બધા હક્કો જતા કર્યા. નિઝામને બરાડનો પ્રાંત મળ્યો.

આ વિગ્રહથી કંપનિનું રાજ્ય ઠેઠ જમના નદી સૂધી આવી ગયું ને પંજાબ સિવાય આખા હિંદુસ્તાનમાં તે સાર્વભૌમ થઈ.

**હોળકર સાથે લડાઇ, ઇ. સ. ૧૮૦૪**:—અત્યાર સૂધી જશવંતરાવ હોળકર લડાઈથી અલગ રહ્યો હતો પણ જ્યારે તેણે જયપુરના રાજ્ય ઉપર ચડેલી ખંડણી વસુલ કરવા માંગણી કરી ત્યારે વેલેસ્લિએ તેની સામે પણ લડાઈ જાહેર કરી. ભરતપુરના જાટ મહારાજાએ હોળકરને મદદ કરી. **કંપનિથી ભરતપુરનો** માટીનો મજબુત **કિલ્લો લઈ શકાયો નહિ. જશવંતરાવે કર્નલ મૉન્સનને મોકુંદ્રાના** ઘાટ આગળ હરાવી ઠેઠ **આગ્રા સૂધી** તેની પૂઠ **પકડી.** પણ ફ્રેઇઝરે **દીગ પાસે** ને લેઈકે **ફરૂખાબાદ** પાસે **તેને હાર આપી**, ઇ. સ. ૧૮૦૪. આ વખતે દૌલતરાવ સિંધિઆને વેલેસ્લિ તરફથી ઘણો અસંતોષ મળતાં તે પણ ફરી લડાઈ કરવા વિચાર કરતો હતો તેવામાં **વેલેસ્લિના કારભારનો તુરત અંત આવ્યો** ને કંપનિ બીજી મોટી લડાઈના ખર્ચમાંથી બચી ગઈ, **ઇ. સ. ૧૮૦૫**. કંપનિએ ભરતપુરના રાજાને રૂ. ૨૦ લાખ આપી હોળકરથી અળગ કર્યો હતો.

**વેલેસ્લિનો કારભાર**:—વેલેસ્લિ ઘણો આપખુદ હતો. કંપનિને તે બહુ ગણકારતો નહિ. તેના વખતમાં બ્રિટિશ રાજ્યનો ઘણો ફેલાવો થઈ શક્યો, કારણ કે વેલેસ્લિ પોતે પોતાના ધોરણનો એકદમ અમલ કરી શકતો. તે ઉપરાંત તેની પાસે લેઈક, આર્થર વેલેસ્લિ (ડ્યૂક ઑવ્ વેલિંગ્ટન), માલ્કમ, વગેરે સારા સારા અમલદારો હતા. ક્યાંય એકલે હાથે તાળી પડતી નથી.

**પ્રશ્નો**:—(૧) સહાયક યોજના એટલે? (૨) વેલેસ્લિએ કયા કયા પ્રદેશો કંપનિના રાજ્યમાં ભેળવી દીધા? (૩) ટિપુ સુલતાનનો ટૂંકો ઇતિહાસ આપો.

# પ્રકરણ ૮મું
## લૉર્ડ કૉર્નવૉલિસ, સર જ્યૉર્જ બાર્લો અને લૉર્ડ મિંટો, ઇ. સ. ૧૮૦૫–૧૩. રણજિતસિંહ.

**લૉર્ડ કૉર્નવૉલિસ**, ઇ. સ. ૧૮૦૫:—રાજ્ય વધારવાનું ને હિંદના બધા રાજ્યકર્તાઓને ઇંગ્લંડના રક્ષણ નીચે લેવાનું વેલેસ્લિનું નવું ધોરણ ઇંગ્લંડમાં ડાયરેક્ટરોને પ્રસન્ન પડયું નહિ તેથી તેઓએ ફરી વાર લૉર્ડ કૉર્નવૉલિસને હિંદમાં ગવર્હનર ઝનરલ તરીકે મોકલ્યો ને તેને એવો હુકમ કર્યો કે હિંદમાં રાજાઓનાં રાજ્યોની વચ્ચે કંપનિએ આવવું નહિ ને વેલેસ્લિએ કરેલા શત્રુઓ સાથે તાબડતોબ સુલેહો કરવી. કૉર્નવૉલિસ આ પ્રમાણે વર્તવાનો હતો પણ હિંદ આવતાં તુરતજ તે ઘાઝીપુર મુકામે મરી ગયો, ઇ. સ. ૧૮૦૫.

**સર જ્યોર્જ બાર્લો**, ઇ. સ. ૧૮૦૫–૦૭:—કૉર્નવૉલિસ પછી સર જ્યોર્જ બાર્લો ગવર્હનર ઝનરલ થયો. તેણે તુરતજ દોલતરાવ **સિંધિઆ** તથા જશવંતરાવ **હોળકર** સાથે સુલેહો કરી, ઇ. સ.૧૮૦૫. કંપનિનાને સિંધિઆના મુલકોની **સરહદ ચંબલ નદી** ઠરી. હોળકરે બુંદેલખંડ ને પેશવા ઉપરના બધા હક્કો છોડી દીધા કંપનિએ રજપુત રાજાઓ સાથેના કરારો પાછા ખેંચી લીધા. આ સુલેહોથી રજપુતસ્તાનમાં ને મધ્ય હિંદમાં મરાઠાઓ, રજપુતો ને પિંઢારાઓ વચ્ચે લડાઈઓ થઈ તેથી લોકો ઘણા ખુવાર થયા. મદ્રાસ ઇલાકાના સેનાપતિએ લશ્કરમાં પહેરવેશ વગેરેમાં કેટલાએક સુધારાઓ દાખલ કર્યા હતા તેથી ઘણા સિપાઈઓ નારાજ થયા ને **વેલુરની છાવણીએ** ૧૧૩ યૂરોપિઅન અમલદારોનાં ખુન કરી **બંડ ઉઠાવ્યું** પણ અર્કાટથી **ઝનરલ જિલેપ્સિએ** વેલુર જઇ બંડને **શમાવી દીધું**. વેલુરના કોટમાં ટિપુના પુત્રોને રાખવામાં આવ્યા હતા પણ શક પડતાં તેમને ત્યાંથી કલકત્તા બદલી નાંખવામાં આવ્યા, ઇ. સ. ૧૮૦૭. હવે લૉર્ડ મિંટો ગવર્હનર ઝનરલ થયો.

**લૉર્ડ મિંટો, ઇ. સ. ૧૮૦૭–૧૩**:—મિંટો બોર્ડ ઑવ્ કંટ્રોલનો પ્રમુખ હતો. તેણે **બુંદેલખંડમાં** અજયગઢ ને કલિંજરના **રાજાઓને હરાવ્યા**. ઇ. સ. ૧૮૦૭–૧૨. **ત્રાવણકોર** રાજ્યના દિવાનનું બંડ દબાવી દેવામાં આવ્યું, ઇ. સ. ૧૮૦૮–૯. આ વખતે ઇંગ્લંડ ને ફ્રાંસ વચ્ચે લડાઇ ચાલતી હતી તેથી મિંટોએ બુર્બોન, મૉરિશિઅસ, જાવા,

મલાક્કા, સુમાત્રા વગેરે જીતી લીધાં ને **ઈરાનમાં માલ્કમને, અફ્ઘાની-સ્તાનમાં** એલ્ફિન્સ્ટનને, ને **સિંધમાં** હૅંકીને વકીલાત ઉપર મોકલ્યા. મિંટોએ પંજાબના સિખ મહારાજા **રણજિતસિંહ સાથે અમૃતસર મુકામે તહ કર્યું, ઈ. સ. ૧૮૦૯.**

**સિખો ને મહારાજા રણજિતસિંહ, ઇ. સ. ૧૭૬૧-૧૮૩૯—** ઇ. સ. ૧૭૬૧ની પાણીપતની લડાઈ પછી પંજાબમાં સિખોનું જોર વધવા લાગ્યું, કારણ કે તે દિશામાં કોઈ એક બળવાન્ રાજ્ય નહોતું. જુદા જુદા સિખ સરદારોએ ધીમે ધીમે પંજાબનો ઘણો ભાગ જીતી લીધો ને અફ્ઘાન સરદારોને કાઢી મૂક્યા. પણ એ સરદારો પરસ્પર લડતા હતા. વળી પંજાબમાં કેટલાક અફ્ઘાનો ને હિંદુઓ પણ નાનાં નાનાં રાજ્યો સ્થાપી સ્વતંત્રપણે વર્તતા હતા. આ બધાં નાનાં રાજ્યોને જીતી લઇ પંજાબને એક કરનાર સિખ મહારાજા રણજિતસિંહ હતો. તેનો જન્મ ઇ.સ. ૧૭૮૦માં થયો હતો. તેનો બાપ મહાસિંગ એક નાનો સિખ સરદાર હતો ને તેની મા ઝિંદના સિખ રાજાની પુત્રી હતી. રણજિત જ્યારે બાર વર્ષનો થયો ત્યારે મહાસિંહ ગુજરી ગયો તેથી તેની મા રાજકુંવર જાગીરની વ્યવસ્થા કરવા લાગી. રણજિતને માનો કારભાર ગમતો નહિ. તેથી સોળ વર્ષની ઉમરે તે રાજકુંવરથી સ્વતંત્ર થયો. રણજિતે ઈ. સ. ૧૭૯૮માં કાબુલના શાહ **ઝમાનને મદદ** કરી તે **બદલ** તેને **લાહોર મળ્યું.** ઇ. સ. ૧૮૦૨માં તેણે સિખ ધર્મની મુખ્ય જગ્યા **અમૃતસરને** કબજે કર્યું. હવે તેણે પણ **અફ્ઘાનોને** પંજાબમાંથી **કાઢી મૂકયા** ને પછી **નાભા,**



રણજિતસિંહ.

**પતીઆલા, થાણેશ્વર** ને **ઝિંદના** રાજાઓ **પાસેથી ખંડણી વસુલ કરવા** તેમના ઉપર **ચડાઇઓ કરવા** માંડી. આ કારણથી સતલજ ને જમના નદી વચ્ચેના રાજાઓએ મિંટોની મદદ માંગી. **મિંટોને** એટલુંજ જોઇતું હતું. તેણે ચોવીસ વર્ષના યુવાન્ અંગ્રેજ, નામે **મેટકાફ,** ને રણજિત પાસે **મોકલ્યો**. રણજિત કાંઈ બીકણ નહોતો પણ કંપનિના લશ્કરી બળને તે જાણતો હતો. તેથી ઘણી વાટાઘાટ પછી ઇ. સ. **૧૮૦૯માં** તેણે **અમૃતસર મુકામે** તહ કર્યું. તે તહથી સતલજ ને જમના નદી વચ્ચેના એટલે નાભા, ઝિંદ, પતીઆલા, વગેરે સંસ્થાનોના રાજાઓ કંપનિના આશ્રિત બન્યા. કાબુલનો શાહ શુજા હિંદમાં નાસી આવ્યો હતો તેની પાસેથી રણજિતે પ્રખ્યાત કોહ-ઈ-નૂર પડાવી લીધો. અમૃતસરના તહ પછી રણજિતે **કાંગરા, અટક, મુલતાન, પેશાવર** ને **કાશ્મીર**નો પ્રદેશ જીતી લીધો ને સિંધુ નદી સુધી ને તેની પેલી પાર પણ પોતાની સત્તા ફેલાવી. તેનો વિચાર ઉત્તર સિંધને પણ ગળી જવાનો હતો. ઇ. સ. ૧૮૩૮માં કંપનિ સાથે એક થઈ તેણે શાહ શુજાને કાબુલની ગાદી અપાવવા કરાર કર્યો. પણ ત્યાર પછી તે તુરતજ **મરી** ગયો, ઈ. સ. ૧૮૩૯.

**ગુણદોષ**:—રણજિતસિંહ એક આંખે કાણો હતો. તે બહાદુર સિપાઈ ને કાબેલ સરદાર હતો. તે અભણ હતો છતાં ધર્મ, લશ્કરી વ્યવસ્થા, વહિવટ, વગેરે વિષયોની ચર્ચા તેને ઘણી ગમતી. બધા યૂરોપિઅન મુસાફરો તેનાં વખાણ કરી ગયા છે. તે મોટો મુત્સદ્દી હતો. તેણે કદિ કંપનિ સામે ખટપટ કે લડાઇ કરી નહિ. તે પોતાના સરદારો ઉપર સારો નિયમ રાખતો ને પોતે સિખોનો રાજા નહિ પણ નોકર છે એમ કહેતો. એક વાર તેની પાસે હિંદુસ્તાનનો નકશો મૂકવામાં આવ્યો. તેમાં લાલ રંગ જોઈ રણજિતે સવાલ કર્યો કે "આ શું બતાવે છે"? જ્યારે જવાબમાં એમ જણાવવામાં આવ્યું કે નકશાનો લાલ ભાગ અંગ્રેજોનો મુલક સમજવો ત્યારે તેણે કહ્યું કે તેના મરણ પછી પંજાબ પણ લાલ થઈ જશે. તે ઘણો દૂરદર્શી હતો. તેણે પોતાના લશ્કરને ઈટલિ, ફ્રાંસ. વગેરે યૂરોપના દેશોના અમલદારો રાખી પશ્ચિમની તાલીમ આપી હતી. તેણે સિખોને નવી ઢબ મુજબ લડતાં શીખવ્યું ને પંજાબ પ્રાંતને એક રાજ્ય નીચે મૂક્યો. તે હિંદુ, મુસલમાન, ને સિખ, ને ખ્રિસ્ત, એમ

બધા ધર્મોના માણસોને નોકરી આપતો. રણજિત બહુ ધર્માંધ નહોતો. તેણે પોતાના રાજ્યમાં તોપો વગેરે બનાવવા કારખાનાંઓ ઉભાં કરવા યત્ન કર્યો હતો.

**નવો પટ્ટો:**–મિંટોના વખતમાં કંપનિનો પટ્ટો નવો કરવામાં આવ્યો. **હિંદનો વેપાર** હવે બધાને માટે **ખુલ્લો** થયો, ખ્રિસ્ત ધર્મનો લોકોને ઉપદેશ કરવા પાદરીઓને હવે દેશમાં આવવાની છૂટ મળી. ઇ. સ. ૧૮૧૩.

**પ્રશ્નો:**—(૧) પંજાબમાં સિખ મહારાજા રણજિતસિંહે મોટું રાજ્ય કેવી રીતે સ્થાપ્યું? તેના ગુણદોષ લખો. (૨) કંપનિના ઇ. સ. ૧૮૧૩ના પટ્ટા વિષે જે જાણતા હો તે લખો. (૩) લૉર્ડ મિંટાએ હિંદમાં આવી મુખ્ય કામ શું કર્યું?

## પ્રકરણ ૯મું

## માર્કવૅસ્સ હેસ્ટિંગ્સ, ૧૮૧૩–૨૩. મરાઠાઓની સત્તાનો નાશ.

**ગુરખા વિગ્રહ, ૧૮૧૪–૧૬**—હેસ્ટિંગ્સ ૫૯ વર્ષની ઉમરે ગવ્હર્નર ઝનરલ થયો. તેના અમલનો પહેલો મુખ્ય બનાવ ગુરખા વિગ્રહ છે. નેપાળમાં ક્ષત્રિય વંશના ગુરખા રાજાઓ રાજ્ય કરતા હતા. તે રાજ્યની ને બ્રિટિશ રાજ્યની **સરહદો** બરોબર **નક્કી થઈ નહોતી.** ગુરખા સરકારે **તિરહુટ, બરેલી** ને **મોરાદાબાદના** જિલ્લાઓમાં કેટલીક જમીનની ને **બુટવેલ ગામની** માલીકી પોતાની છે એવી તકરાર કરી. તેથી બંને પક્ષો વચ્ચે લડાઈ સળગી ઉઠી. નેપાળનો મુલક ડુંગરાઉ હતો ને કંપનિના અમલદારો તે તરફ કોઈ દિવસ ગયા નહોતા. વળી ગુરખાઓ બહાદુર લડવૈયાઓ હતા. તેથી આ વિગ્રહમાં પહેલાં તો અંગ્રેજ અમ-



માર્કવૅસ્સ હેસ્ટિંગ્સ

લશ્કરો હારી ગયા. **ગિલેપ્સિ** નામનો સરદાર **નલપાણિ** અથવા કાલિંજનો કિલ્લો **લેતાં માર્યો ગયો.** પણ પાછળથી તેઓ ફાવી શક્યા. **વૂડે જિત-પુરનો** ગઢ સર કર્યો. માર્લિએ **તરાઈ**નો મુલક તાબે કર્યો. **કુમાઉન ને ગઢવાડમાં** અમ્મરસિંહ થપ્પા ને તેનો પુત્ર રણજોરસિંહ હારી ગયા. **હરિહરપુર ને મકવાનપુર પાસે** પણ ગુરખાઓએ **હાર ખાધી.** તેથી ઇ. સ. ૧૮૧૬માં **સિગાઉલિનું તહ થયું. કંપનિને કુમાઉન, ગઢવાડ** ને **તરાઈના મુલકો મળ્યા, સિક્કિમ બ્રિટિશ રક્ષણ નીચે આવ્યું અને નેપાળની રાજધાની ખટમંડુમાં એક બ્રિટિશ રૅસિડેંટ રહે એવું ગુરખા સરકારે કબૂલ કર્યું.** વિગ્રહને **પરિણામે, સીમલા જેવાં હવા ખાવાનાં ઠેકાણાં** આપણા દેશને **મળ્યાં.** અત્યારે **આપણા લશ્કરમાં ગુરખાઓ** મોટી સંખ્યામાં છે.

**છેલ્લો મરાઠા વિગ્રહ, પિંઢારાઓનો નાશ, ઈ. સ. ૧૮૧૭–૧૮**—પિંઢારા લોકો જબરા લુટારાઓ હતા. તેઓ મુખ્યત્વે નર્મદાની ખીણમાં ને જંગલોમાં ભરાઈ રહેતા ને ગામડાંઓ ઉપર ઓચિંતા ધસી આવી, શેઠસાહુકારોને ને ખેડુતોને લુંટી, તેમનાં ઘર બાળી, ને તેમનાં સ્ત્રીઓને ને છોકરાંઓને કેદ કરી ગુલામીમાં વેચી, વાંખગઈ જતા. હેસ્ટિંગ્સના વખતમાં તેઓની જુદી જુદી ટોળીઓના સરદારો, જેવા કે ચિતુ, કરીમખાં, દોસ્ત મહમ્મદ, વગેરે, જશવંતરાવ હોળકર, દૌલતરાવ સિંધિઆ, અથવા બીજા રજપુત રાજાઓની નોકરીમાં રહી ગયા હતા ને છુટથી બધે લુટફાટ કરતા. પૂર્વમાં ગંજામ સૂધી, ને દક્ષિણમાં કડપા સૂધી તેમની રણજાડ પહોંચી ગઈ હતી. **હેસ્ટિંગ્સે આ લોકોનો નાશ કરવા** માટે ઇંગ્લંડથી પહેલાં રજા લીધી ને પછી **સિંધિઆ સાથે** તે બાબતનો **કરાર કર્યો.** પછી તેણે **કચ્છ, રજપુતસ્તાન ને માળવાનાં રાજ્યોને કંપનિનાં** રક્ષણ **નીચે લીધાં અમીરખાં નામના** એક બહાદુર પઠાણ સરદારને ટોંક ને રામપુરનો નવાબ બનાવી તેને પણ ગવર્નર જનરલે સામા પક્ષથી અળગ કર્યો, ઇ. સ. ૧૮૧૭. આવી રીતે હેસ્ટિંગ્સે વેલેસ્લિના ધોરણને ઉત્તર હિંદનાં તમામ રાજ્યોને લાગુ પાડ્યું. માત્ર ઇંદોરના હોળકરના રાજ્યે તે સ્વીકારવા ના પાડી.

જશવંતરાવ હોલકર ઇ. સ. ૧૮૧૧માં મરી ગયો ત્યારે તેનો પુત્ર **મલ્હારરાવ ગાદી ઉપર** આવ્યો **પણ રાજ્યનો કારભાર** જશવંતરાવની રખાત **તુલસીબાઈ** નામની એક લંપટ પણ ચાલાક સ્ત્રી **ચલાવતી હતી.** હોળકરના લશ્કરે તુલસીબાઈનું **ખુન** કર્યું. તેમાં **કેટલાક સરદારો** કંપનિના **નવા ધોરણ** વિરુદ્ધ **હતા તેથી** તેઓએ **લડાઈ** જાહેર **કરી.**

**નાગપુરમાં** ઇ. સ. **૧૮૧૬માં** રઘુજી **ભોંસલે મરી ગયો.** રાજ્યનો **કારભાર** તેનો ભત્રીજો મુધોજી અથવા અપ્પા **સાહેબ ચલાવવા લાગ્યો.** પહેલાં તેણે કંપનિના નવા ધોરણને સ્વીકાર્યું પણ પછી ગાદીના વારસ સગીર **પરસોજીના ખુનમાં** રેઝિડેંટ **જેંકિન્સે** તેના ઉપર **આરોપ મૂકયો** અપ્પા **સાહેબે** બાજીરાવ **પેશવાનો પક્ષ લીધો.** તેથી નાગપુર ને કંપનિ વચ્ચે પણ વિગ્રહ થયો.

હવે આપણે બીજા **બાજીરાવ પેશવાનું** વલણ જોઈએ. પૂનાના પેશવાઓ અને વડોદરાના ગાયકવાડો વચ્ચે ઘણો વખત થયાં હીસાબની પતાવત થઈ નહોતી. વળી અહમદાબાદ ને રાણપુરના પ્રાંતો માટે પણ એ બંને સત્તાઓ વચ્ચે તકરારો ચાલુ હતી. આ કારણોથી કંપનિએ વચ્ચે આવી વડોદરાના ગંગાધર શાસ્ત્રીને બધી બાબતોનો નિકાલ લાવવા પૂના બાજીરાવ પાસે મોકલ્યો. પેશવા એ વખતે પંઢરપુર જાત્રાએ ગયો હતો. તેથી શાસ્ત્રી પણ ત્યાં ગયો. ત્યાં પેશવાના માનીતા સલાહકાર ત્રંબકજી ડાંગલેએ **શાસ્ત્રીનું ખુન** કરાવ્યું. ઇ. સ. **૧૮૧૫.** કંપનિ શાસ્ત્રીની સહીસલામતી માટે જવાબદાર હતી. તેથી પૂનાના રેઝિડેન્ટ એલ્ફિંસ્ટને આ બાબતનો તપાસ કરવા પેશવાને લખ્યું. **ડાંગલેને થાણામાં કેદ** રાખવામાં આવ્યો **પણ** ત્યાંથી તે ચાલાકીથી **નાસી ગયો.** હવે રેઝિડેંટે બાજીરાવ પાસે જબરદસ્તીથી **પૂના** પાસે એક **સખ્ત કરાર** લખાવી લીધો. તેમાં બાજીરાવે તમામ મરાઠા રાજ્યો ઉપરના પોતાના પેશવા તરીકેના હક્કો છોડી દીધા, ઇ. સ. ૧૮૧૭. પણ બાજીરાવ ઘણો ચાલાક ને ખટપટી હતો. તેણે આ જાળમાંથી છટકી જવા પ્રયત્ન કરવા માંડ્યા ને પિંઢારાઓ સામે જ્યારે હેસ્ટિંગ્સે લશ્કરો ઉભાં કર્યાં ત્યારે પેશવા, ભોંસલે ને હોળકર, બધા એક થઈ ગયા ને સિંધીઆ પણ ગુપ્તપણે પોતાના જાતભાઈઓને મદદ કરવા લાગ્યો.

લડાઈ માટે ગવ્હર્નર ઝનરલે પાકી ને જબરદસ્ત તૈયારી કરી હતી. આ વખતે એકંદર ૩૦૦ તોપો ને ૧,૧૩,૦૦૦ માણસોને રોકવામાં આવ્યાં હતાં. બાજીરાવનું લશ્કર **ખડકી પાસે** હારી ગયું તેથી તે પોતે લજ્જા વગર ભાગી ગયો, ઇ. સ. ૧૮૧૭. કર્નલ સ્ટાઉટને તેને **આષ્ટી પાસે હરાવ્યો,** ઇ. સ. ૧૮૧૮. તેનો બાહોશ ને વફાદાર સરદાર **બાપુ ગોખલે કોરગાંવની લડાઈમાં માર્યો ગયો.** પેશવા ઉત્તર તરફ નાઠો પણ સર જૉન માલ્કમે તેને કેદ કર્યો. હેસ્ટિંગ્સે હવે તેનો બધો મુલક ખાલસા કર્યો ને બાજીરાવને પોતાને રૂ. ૮ લાખનું વર્ષાસન આપી કાનપુર પાસે બીઠુરમાં રાખ્યો. આ જગ્યાએ તે ઘણી જાહોજલાલીથી ઠેઠ મૃત્યુ સુધી રહ્યો, ઇ. સ. ૧૮૫૧. **સાતારાની ગાદી** શિવાજીના વંશજ પ્રતાપસિંહ પાસે રહેવા દેવામાં આવી. અપ્પા **સાહેબ ભોંસલે સીતાબાલ્દી મુકામે હારી ગયો** ને ઘણી રખડપાટ પછી જોધપુર ભાગી ગયો. **નાગપુરની ગાદી** રઘૂજી **ભોંસલેના ભાણેજ** બાજીરાવને **આપવામાં આવી,** ઇ. સ. ૧૮૧૭. **હોળકરનું લશ્કર મહીદપુર પાસે હારી ગયું,** ઇ. સ. **૧૮૧૭.** તેથી તેના કારભારીઓએ કંપની સાથે **મંદેશ્વર પાસે સુલેહ** કરી, ઇ. સ. **૧૮૧૮. પિંઢારાઓ પણ વીખરાઇ ગયા.** ચિતુને વાઘે જંગલમાં મારી નાંખ્યો. વસીલ મહમ્મદે આપઘાત કર્યો. કરીમખાંને જાગીર આપવામાં આવી. બીજા પિંઢારાઓને પણ નોકરી કે ખેતી માટે જમીન આપવામાં આવી. આવી રીતે છેલ્લો મરાઠા વિગ્રહ સમાપ્ત થયો. આ **વિગ્રહથી કંપનિને મહારાષ્ટ્ર, કાનડા, અહમદાબાદ, ખાનદેશ,** ને **કાલ્પી** પેશવા પાસેથી, ને **બુંદેલખંડ** તથા ખાનદેશ પાસેનો મુલક શિંદે પાસેથી **મળ્યા.** પંજાબ સિવાય કંપનિ આખા હિંદમાં સાર્વભૌમ થઈ.

હેસ્ટિંગ્સે કેળવણી, અફીણ, બાંધકામ, વગેરે બાબતો વિષે પણ યોગ્ય સુધારાઓ કર્યા. તે ઇ. સ. ૧૮૨૩માં સ્વદેશ ગયો. તેના પછી મિ. **ઍડમ્સ** આઠ માસ સુધી ગવ્હર્નર ઝનરલ તરીકે રહ્યો, ઇ. સ. ૧૮૨૩.

**પ્રશ્નો**—(૧) હેસ્ટિંગ્સના વખતમાં કંપનિને મળેલા પ્રદેશોને નકશામાં બતાવો. (૨) પિંઢારાઓ ને અમીરખાં ઉપર ટૂંકી નોંધ લખો.

# પ્રકરણ ૧૦મું

## લૉર્ડ ઍમ્હર્સ્ટ, ઇ. સ. ૧૮૨૩–૨૯. લૉર્ડ વિલિઅમ બૅંટિક, ઇ. સ. ૧૮૨૯–૩૫.

**લૉર્ડ ઍમ્હર્સ્ટ, ઈ. સ. ૧૮૨૩–૨૯:**—ઍડમ્સ પછી ઍમ્હર્સ્ટ ગવ્હર્નર ઝનરલ થયો. તેના વખતમાં **પહેલો બ્રહ્મી વિગ્રહ** થયો. બ્રહ્મદેશના રાજાઓ વચ્ચે ને કંપનિ વચ્ચે **સરહદની તકરારો** ઘણા વખત થયાં ચાલતી હતી. બ્રહ્મી રાજાએ પોતાના **આરાકાન**ના પ્રાંતમાંથી કાઢી મૂકેલા **બ્રહ્મી**ઓ **કંપનિને શરણ** ગયા હતા. **મણિપુર, કાચાર** ને **આસામના રાજાઓ**એ કંપનિની મદદ માંગી. બ્રહ્મી રાજાએ પૂર્વ બંગાળાની માંગણી કરી. આ કારણોથી ઇ. સ. **૧૮૨૬**માં કંપનિએ બ્રહ્મી રાજા સામે લડાઈ જાહેર કરી. કંપનિના અમલદારો બ્રહ્મદેશથી જાણીતા નહોતા તેથી પહેલાં તો લડાઈમાં ઘણી મુશ્કેલીઓ પડી. **મહાબંદુલ** નામના **સરદારે અંગ્રેજોને રામુ પાસે** હરાવ્યા. ઝનરલ કૅંપબેલ **રંગૂન** સર કરી શક્યો નહિ. પણ પછી કંપનિ ફાવવા માંડી. **આરાકાન, કાચાર, મણિપુર** ને **તિનાસરીમ**, કંપનિના હાથમાં ગયાં. **મહાબંદુલ ડોનાબ્યુ આગળ માર્યો ગયો.** ઇ. સ. ૧૮૨૬માં બ્રહ્મદેશના રાજાએ કંપનિ સાથે **યાંદાબો પાસે સુલેહ કરી.** કંપનિને **આસામ, આરાકાન ને તિનાસરીમના પ્રાંતો** ને **રૂ. ૧ કરોડ**, મળ્યા. **મણિપુર, કાચાર, ને જાંટીઆનાં સંસ્થાનો** કંપનિનાં રક્ષિત **રાજ્યો થયાં.** આ સુલેહથી આસામનો ચાનો ને **બ્રહ્મદેશનો વેપાર** હિંદના ને અંગ્રેજોના હાથમાં આવ્યો.

**બરકપુરની છાવણીમાં** રહેલા સિપાઈઓએ **બંડ** કર્યું પણ તેને એકદમ દબાવી દેવામાં આવ્યું, ઇ. સ. ૧૮૨૪. ભરતપુરમાં સગીર મહારાજા બળવંતરાયને તેના પિત્રાઈ દુર્જનસાલે ગાદી ઉપરથી ઉઠાડી મૂકી કંપનિ વિરુદ્ધ કારભાર હાથમાં લીધો તેથી લૉર્ડ **કૅાંબર્મિઅરે ભરતપુરના કિલ્લાને તોડયો,** ઇ. સ ૧૮૨૬.

ઇ. સ. ૧૮૨૮માં એમ્હર્સ્ટ સ્વદેશ ગયો. થોડા વખત માટે બટર્વર્થ બેઈલિએ ગવ્હર્નર ઝનરલ તરીકે કામ કર્યું પણ પછી બૅંટિકની નીમણૂક

થઈ. બેંટિંક એક વાર મદ્રાસનો ગવ્હર્નર હતો પણ વેલોરની છાવણીના બંડને લઇને તેને પાછો બોલાવી લેવામાં આવ્યો હતો.

**લૉર્ડ વિલિઅમ બેંટિંક**:—બેંટિંક "લિબરલ" મતનો હતો, એટલે હિંદ ને યૂરોપ વચ્ચેનો વેપાર ખુલ્લો થાય, હિંદના વહિવટનું ખર્ચ ઓછું થાય ને હિંદના લોકોને યૂરોપના સુધારાનું જ્ઞાન મળે, એવો તેનો મત હતો.



બેંટિંક

**હિંદનાં રાજ્યો ને બેંટિંક**:—બેંટિકે કેટલાંક રાજ્યો **ખાલસા કર્યાં.** (૧) **કાચાર** (૨) **જાંટીઆ.** આ સંસ્થાનો હમણુંજ કંપનિએ પોતાની નીચે લીધાં હતાં. ત્યાં ચાનો વેપાર પાછળથી ઘણો ખીલ્યો. (૩) **કુર્ગ.** કુર્ગનો રાજા વીરરાજેંદ્ર પોતાના કુટુંબને ને પોતાની પ્રજાને સતાવતો હતો તેથી બેંટિકે તે રાજ્યને ખાલસા કર્યું, ઇ. સ. ૧૮૩૪. (૪) **મ્હૈસુર.** મ્હૈસુરમાં રાજા કૃષ્ણરાયના બાહોશ દિવાન પૂરણીયે નોકરી છોડી દીધી. નવા દિવાન લિંગરાજના વખતમાં રાજ્યમાં ગરબડ ઘણી વધી પડી તેથી કંપનિ વચ્ચે પડી. મ્હૈસુરનો તમામ વહિવટ હવે અંગ્રેજોએ પોતાના હસ્તક લીધો. આ સ્થિતિ ઠેઠ ઇ. સ. ૧૮૮૧ સૂધી ટકી.

બેંટિકે કેટલાંક **રાજ્યો સાથે મિત્રતા** કરી, કારણ કે આ વખતે હિંદના વાયવ્ય કોણમાં રશિઆની ઘણી બીક લાગતી હતી. (૧) **રૂપર મુકામે** ગવ્હર્નર ઝનરલે **રણજિતસિંહની રૂબરૂ મુલાકાત** લઈ તેની સાથે **કરાર** કર્યો, ઇ. સ. ૧૮૩૧–૩૨. (૨) **સિંધ** સાથે ને (૩) **બહાવલપુરના નવાબ** સાથે પણ, આવીજ મિત્રતા કરવામાં આવી, ઇ. સ. ૧૮૩૨–૩૪. આ મિત્રતાથી કંપનિને **સિંધુ નદી ઉપર** વિના અંકુશે વપાર કરવાના ને વહાણો ફેરવવાના હક્ક મળ્યા.

કેટલાંક **રાજ્યો પરત્વે,** જ્યારે ત્યાં **સુલેહનો ભંગ થયો ત્યારેજ, બેંટિંક વચ્ચે આવ્યો,** જેમકે હૈદરાબાદ, ભોપાળ, ઈંદોર, જોધપુર ને જયપુર.

**કારભાર:**—બેંટિંકે લશ્કરનું ભથ્થુ ઘટાડી **ખર્ચમાં કાપકુપ** કરી. તેણે ન્યાયખાતાના નાના અમલદારોના **પગારો વધાર્યા** ને હિંદીઓને વધારે સંખ્યામાં **નોકરીમાં રાખ્યા.** તેણે **ફારસી** ભાષાનો ઉપયોગ **બંધ** કરાવ્યો. વાયવ્ય એટલે આગ્રા ને અલ્લાહાબાદના પ્રાંતોમાં બેંટિંકે **તાલુકદારી** રીત પ્રમાણે **મ્હેસુલી** બંદોબસ્ત કરાવ્યો. બેંટિંકે **સતીના** રિવાજને અટકાવ્યો ને **ઠગ લોકોની** ટોળીઓનો નાશ કરાવ્યો. ઇ. સ. ૧૮૩૫ માં તેણે અંગ્રેજી કેળવણી તથા યૂરોપનો સુધારો હિંદના લોકો સમજતા થાય તેવો ઠરાવ બહાર પાડયો. આ વખતથી આપણા દેશમાં અંગ્રેજી નિશાળોની ને કોલૅજોની સંખ્યા રોજ રોજ વધવા લાગી. આ ઠરાવમાં બેંટિંકને મૅકૉલે નામના એક ઉદાર બુદ્ધિવાળા અંગ્રેજ પંડિતની મદદ મળી હતી.

**નવો પટ્ટો ઇ. સ. ૧૮૩૩:**—કંપનિને ઇ. સ. ૧૮૧૩માં નવો પટ્ટો કરી આપવામાં આવ્યો હતો તેને હવે વીસ વર્ષો પૂરાં થઈ ગયાં તેથી પટ્ટાને તાજો કરવાની જરૂર હતી. નવા પટ્ટામાં **એશિઆ સાથેનો તમામ** વેપાર હવે **ખુલ્લો** કરવામાં આવ્યો. બંગાળાનો **ગવ્હર્નર ઝનરલ આખા હિંદનો** ગવ્હર્નર ઝનરલ થયો ને તેને બધા વિષયોમાં **પ્રાંતોના** ગવ્હર્નરો **ઉપર કુલ સત્તા** આપવામાં આવી. હિંદી સરકારની **કાઉંસિલમાં એક ચોથો સભ્ય કાયદા ઘડવા માટે** નીમાયો. લાયક હિંદીઓ માટે દેશના તમામ મોટા હોદ્દાઓ પણ ખુલ્લા કરવામાં આવ્યા.

આ નવા પટ્ટાથી આપણો કારભાર ગવ્હર્નર ઝનરલ ને તેની કાઉંસિલ તથા ઇંગ્લંડના પ્રધાનોના હાથમાં આવ્યો. બેંટિંક ઇ. સ. ૧૮૩૫માં ઇંગ્લંડ ગયો. તેનો કારભાર ઘણો વખણાય છે ને મૅકૉલે તેની ઘણી તારીફ કરી ગયો છે.

**સર ચાર્લ્સ મેટકાફ, ઇ. સ. ૧૮૩૫-૩૬**—બેંટિંક પછી મેટકાફ ગવ્હર્નર ઝનરલ થયો. તેણે વર્તમાનપત્રોને સ્વતંત્ર કર્યાં તેથી તે અળખામણો થયો ને ઑકલૅંડને તેની જગ્યાએ નીમવામાં આવ્યો.

આ વખતમાં બંગાળામાં **અંગ્રેજી કેળવણી** વધતી જતી હતી. **તેને પરિણામે** ત્યાં અને બીજા પ્રાંતોમાં પણ એક **નવીન સુધારકોનો**

**પક્ષ** ઉભો થયો. રાજા **રામ મોહનરાય** નામના બંગાળીએ એ વખતે **બ્રહ્મોસમાજ સ્થાપ્યો.** રામમોહનરાય અરબ્બી, ફારસી, ગ્રીક, લૅટિન, અંગ્રેજી, ને હિંદુસ્તાની સારી પેઠે જાણતો.

**પ્રશ્નો:**—(૧) ઍમ્હર્સ્ટ અને બેંટિંકના વખતમાં અંગ્રેજોને કયા કયા પ્રદેશો કયાં કયાં કારણોથી મળ્યા ? (૨) બેંટિંકે કયા કયા રાજ્યકર્તાઓ સાથે કરારો કર્યા ? (૩) ઇ. સ. ૧૮૩૩ના નવા પટ્ટા વિષે શું જાણો છો ? (૪) બેંટિંકના અમલની સામાજિક અને ધાર્મિક અગત્યતા બતાવો.

## પ્રકરણ ૧૧મું

## લૉર્ડ ઑકલૅંડ, ઇ. સ. ૧૮૩૬-૪૨; લૉર્ડ એલનબરો, ઇ. સ. ૧૮૪૨-૪૪. અફ્ઘાનીસ્તાન ને સિંધ.

**લૉર્ડ ઑકલૅંડ, ઇ. સ. ૧૮૩૬-૪૪.** મેટ્કાફ પછી લૉર્ડ ઑકલૅંડ ગવ્હર્નર ઝનરલ થયો. તેણે સાતારાના લોકપ્રિય રાજા પ્રતાપસિંહને કેદ કર્યો. ને ગાદી તેના ભાઈને આપી. તેના વખતમાં પહેલો **અફ્ઘાન વિગ્રહ** થયો. અફ્ઘાનીસ્તાનમાં અહમદશાહ અબ્દાલી પછી તીમૂરશાહ, ઝમાનશાહ ને શુજા શાહ નામના રાજ્યકર્તાઓ થયા. છેલ્લા શાહ શુજાને તેના ભાઈ મહમૂદે હરાવ્યો તેથી તેણે લુધીઆનામાં કંપનિનો આશરો લીધો. તે વારંવાર કંપનિને અથવા રણજીતસિંહને મદદ માટે કાલાવાલા કરતો. આજ અરસામાં અફ્ઘાનીસ્તાનમાં વઝીરના કુટુંબીઓએ મહમુદશાહને મારી દેશના જુદા જુદા ભાગોમાં પોતાની સત્તા સ્થાપી. એમાં કાબુલમાં ને ગઝનીમાં દોસ્ત મહમ્મદ નામનો સરદાર સત્તા ઉપર આવ્યો. મર્હુમ અમીર



લૉર્ડ ઑકલૅંડ

મહમુદશાહનો પુત્ર કામરાન હિરાતમાં રાજ્ય કરતો હતો તેના ઉપર ઈરાનના શાહે લશ્કર મોકલ્યું. હિરાત શરણુ થાત પણ એક અંગ્રેજ પ્રવાસી પૉટિંજરની બાહોશીથી તે બચી ગયું. ઇરાનને રશિઆની મદદ હતી એમ ઇંગ્લંડને લાગ્યું. આજ વખતે રશિઆની સરકારે કાબુલ એલચી મોકલ્યો. ઇંગ્લંડની સરકાર રશિઆથી ઘણી બીતી હતી તેથી હિંદના ગવ્હર્નર ઝનરલે ઇંગ્લંડની સરકારના હુકમ ઉપર મિ. બર્ન્સ નામના એલચીને કાબુલ મોકલ્યો. તેની વકીલાત નિષ્ફળ નીવડી. હવે ઇંગ્લંડની સરકારને એમ લાગ્યું કે અફઘાનીસ્તાનનો રાજ્યકર્તા ઇંગ્લંડનો રક્ષિત હોવો જોઈએ; નહિતર કોઈક વાર પણ રશિઆ હિંદ ઉપર ચડી આવે. આ માન્યતા ઉપર લૉર્ડ ઑકલૅંડે શાહ શુજાનો પક્ષ લીધો ને તેને ગાદી ઉપર બેસારવા રણજિતસિંહ સાથે કરાર કર્યો, ઇ. સ. ૧૮૩૮. પહેલો અફઘાન વિગ્રહ શરૂ થયો.

અંગ્રેજી લશ્કરોએ **કાબુલ ને ગઝની** સર કર્યાં. **શાહ શુજા ફરીથી ગાદી ઉપર બેઠો, ઇ. સ. ૧૮૩૮. દોસ્ત મહમ્મદ** ભાગી ગયો. તેણે એક વાર ફરીથી કાબુલ લેવા યત્ન કર્યો પણ ન ફાવતાં તે **લુધીઆના આવ્યો,** ઇ. સ. ૧૮૪૦. અંગ્રેજો હવે કાબુલમાં, કંદહારમાં ને જલ્લાલાબાદમાં થાણાંઓ કરી રહેવા લાગ્યા. પણ **અફઘાનોને શાહ** શુજાનો અમલ ને અંગ્રેજ તથા સિખ વસવાટ પ્રસન્ન પડ્યા નહિ. તેઓએ નવા અમલ વિરુદ્ધ બંડ ઉઠાવ્યું ને **કાબુલ જીતી અંગ્રેજ એલચી બર્ન્સ વગેરેનાં ખુન કર્યાં.** દોસ્ત મહમ્મદના પુત્ર અકબરખાંને **અંગ્રેજ** વકીલ **મૅકનૉટન** ઉપર શક પડતાં **તેનું પણ ખુન** કરવામાં આવ્યું. સોળ **હજાર માણસોનું લશ્કર** હવે અફઘાનીસ્તાન ખાલી કરી ગયું; પણ રસ્તામાં ભૂખ ને શત્રુઓના હુમલાઓથી એક ડૉકટર બ્રાયડન સિવાય તમામ **લશ્કરનો નાશ** થયો, ઇ. સ. ૧૮૪૧. શાહ **શુજા** એકલો પડત **તેનું પણ ખુન** થયું. અંગ્રેજ સરદાર રૉબર્ટ સેઈલ માત્ર જલાલાબાદ ખાતે ટકી રહ્યો.

દરમ્યાન ઑકલૅંડ સ્વદેશ ગયો ને લૉર્ડ **એલનબરો** ગવ્હર્નર ઝનરલ થયો.

**લૉર્ડ એલનબરો, ઇ. સ. ૧૮૪૨-૪૪**—અફ઼ઘાનીસ્તાનમાં કંપનિની મોટી હાર થઇ હતી. તેથી "બિગડી સુધારી લેવાને" માટે એલનબરો ઇંગ્લંડથી આવ્યો. તેન વખતમાં કંપનિનાં લશ્કરોએ **ફરીથી કાબુલ** ને **ગઝ઼ની** લીધાં ને કાબુલને બાળી લુટ્યું. પછી તેઓ પાછાં ફર્યાં. કંપનિએ **દોસ્ત મહમ્મદના હક્કને** સ્વીકાર્યો.



દોસ્ત મહમ્મદ

પહેલેથી તે છેલ્લે સુધી પહેલો અફ઼ઘાન વિગ્રહ લડવામાં ઇંગ્લંડે ને હિંદની સરકારે મોટી ભૂલ કરી. અફ઼ઘાનીસ્તનના કારભારમાં માથું મારવાની કાંઈ જરૂર નહોતી.

**સિંધ ખાલસા, ઇ. સ. ૧૮૪૩**—સિંધના અમીરો પહેલાં કાબુલના અમીરોના ખંડિઆઓ હતા. ઑકલૅંડના વખતમાં, ને પહેલો **અફ઼ઘાન વિગ્રહ** જ્યારે ચાલતો હતો ત્યારે, તેઓએ કંપનિને સિંધુ **નદી ઉપર વેપારની છૂટ** આપી હતી ને કંપનિનાં **લશ્કરોને પોતાના** દેશમાં **આવજા કરવાની** તથા છાવણીઓ નાંખવાની રજા આપી હતી. **એલનબરોએ** સિંધ **ખાલસા કરવાનો** વિચાર કર્યો. તેણે સર ચાર્લ્સ નેપિઅર નામના અમલદારને સિંધ મોકલ્યો. નેપિઅરે ખેરપુરની **ગાદી માટેની ખટપટમાં** ભાગ લીધો. વળી તેણે **અમીરો ઉપર** દોસ્ત મહમ્મદ સાથે પત્રવ્યવહાર કરવાના **આરોપો** મૂક્યા ને તેની શિક્ષા બદલ તેમની પાસે સખ્ત કરારો પણ કરાવી લીધા. આ કારણોથી અમીરોના બલુચી સિપાઈઓ ઉશ્કેરાઇ ગયા પણ તેઓ **મીઆણી ને હૈદરાબાદ પાસે હારી** ગયા, ઇ. સ. ૧૮૪૩. અમીરોને હવે પદભ્રષ્ટ કરવામાં આવ્યા ને સંપ્રાંત કંપનિના કબજામાં આવ્યો. માત્ર **ખૈરપુર મુકામે** નેપિઅરનો ખાસ પક્ષપાતી **અલી મુરાદ રાજ્યકર્તા** તરીકે રહ્યો.

**ગ્વાલિઅરનો બંદોબસ્ત**—ગ્વાલિઅરમાં સિંધિઆ **જંકોજીની વિધવા** સ્રી કારભાર ચલાવતી હતી. **તેનો સલાહકાર** કંપનિનો વિરોધી હતો. વળી ગ્વાલિઅર પાસે નવી તાલીમ પામેલું **મોટું લશ્કર** હતું. તેથી એલનબરોએ તેની સત્તા ઓછી કરવાનો નિર્ણય કર્યો. તેણે એકદમ રાજધાની ઉપર ચડાઈ કરી ને **મહારાજપુર** ને **પનીઆર આગળ** સિંધિઆના લશ્કરને હરાવ્યું, ઇ. સ. ૧૮૪૩. ગ્વાલિઅર હવેથી કંપનિનું રક્ષિત રાજ્ય બન્યું.

એલનબરોના વખતમાં **ગુલામીનો ધંધો બંધ** કરવામાં આવ્યો. તે ઇ. સ. **૧૮૪૪માં સ્વદેશ ગયો.**

**ચીન સાથે લડાઈ, ઇ. સ. ૧૮૩૯-૪૨**—આ વખતે ચીનના પાદશાહે હિંદુસ્તાનથી આવતા અફીણ ઉપર અંકુશ મૂકવાથી કેટલાક અંગ્રેજ વેપારીઓને નુકસાન ગયું. તેના પરિણામે પહેલો ચીન વિગ્રહ લડવામાં આવ્યો. ચીનાઓ હારી ગયા. સુલેહથી અંગ્રેજોને હૉંગકૉંગ મળ્યું ને ચીનનાં પાંચ બંદરો સાથે વેપાર કરવાની છૂટ મળી.

**પ્રશ્નો**—(૧) અફ્ઘાન વિગ્રહના કારણો ને પરિણામો જણાવો. (૨) એલનબરો સિંધમાં શા માટે દરમ્યાન થયો?

## પ્રકરણ ૧૨મું

## કંપનિના રાજ્યનો અવધિ. લૉર્ડ હાર્ડિંજ ને લૉર્ડ ડેલ્હાઉસિ, ઈ. સ. ૧૮૪૪-૫૬.

## સિખોનો પરાજય ને "ખાલસા"નું ધોરણ.

**પહેલો સિખવિગ્રહ, ઈ. સ. ૧૮૪૫-૪૬.—રણજિતસિંહના મરણ પછી** તેનો પુત્ર **ખડકસિંહ** મહારાજા થયો પણ તે ને તેનો પુત્ર **નવનિહાલસિંહ** મરી ગયા એટલે ગાદી માટે મોટી ખટપટ ઉભી થઈ. પહેલાં **શેરસિંહ** નામનો રણજિતનો પુત્ર ગાદી ઉપર બેઠો, ઇ. સ. ૧૮૪૧. પણ મર્હુમ મહારાજાની રાણી જિનદાને **દુલિપસિંહ**ને જન્મ આપ્યો તેથી તેના પક્ષકારોએ શેરસિંહનું ખુન કર્યું ને દુલિપસિંહને ગાદી મળી, ઇ. સ. ૧૮૪૩. આ ફેરફારો દરમ્યાન એક પછી એક પ્રધાનનાં ખુનો તો થયાંજ કરતાં હતાં. છેવટે રાણી જિનદાનના માનીતા સરદારો **તેજસિંહ**

ને **લાલસિંહ સત્તા** ઉપર આવ્યા ને તેમના કારભારમાં પહેલો સિખ વિગ્રહ થયો.

સિખ લોકોને **કંપનિના** અમલદારોનો **શક** ઘણા વખત થયાં પડતો હતો. **સિંધ ને નાના તિબેટ**ની બાબતોમાં કંપનિ **દરમ્યાન થઈ** હતી તે તેમને ગમ્યું નહિ. આ વખતે પંજાબમાં થતા ફેરફારોથી સાવચેત રહી કંપનિ પંજાબ તરફની પોતાની સરહદ ઉપર **બચાવનાં કામો** ઉભાં કરતી હતી. તે **સામે** સિખ દરબારે **વાંધો** ઉઠાવ્યો ને તકરારનો નિકાલ ન થયો ત્યારે બંને પક્ષો વચ્ચે લડાઇ **થઈ**, ઇ. સ. ૧૮૪૫.

આ વિગ્રહમાં સિખ સેનાપતિઓ—લાલસિંહે ને તેજસિંહે—દગો કર્યો. તેથી **મુડકી ને ફિરોઝશહેર આગળ સિખ લશ્કર હારી ગયું**, ઇ. સ. ૧૮૪૫. **રણજોરસિંહ** નામના સરદારે હૅરિ **સ્મિથને બદ્દોવળ આગળ** હરાવ્યો. અંગ્રેજોએ **સિખોને અલિવાલ** પાસે સખ્ત **હાર** આપી. **સોબ્રાઉન** આગળ પણ સિખોએ સખ્ત હાર ખાધી, ઇ. સ. ૧૮૪૬. હજારો સિખો માર્યા ગયા. તેમનું તમામ તોપખાનું શત્રુના હાથમાં ગયું. અંગ્રેજ લશ્કરે હવે **લાહોર** પણ લઈ **લીધું**. ત્યાં રાજા ગુલાબસિંહ રજપુતે ને રાજા દીનાનાથે સગીર મહારાજાની વતી કંપનિ સાથે **સુલેહ** કરી, ઇ. સ. **૧૮૪૬.**

આ સુલેહથી કંપનિને સતલજ ને બિઆસ નદી વચ્ચેનો **જાલંધર દુવાબ** ને રૂ. **૧॥** કરોડ **રોકડા** મળ્યા **ગુલાબસિંહે કાશ્મીર** પ્રાંત રાખી રૂ. ૧॥ કરોડ કંપનિને આપ્યા. **પંજાબનો કારભાર એક કાઉંસિલ મારફત** ચાલે એમ નક્કી થયું ને એક અંગ્રેજ અમલદાર—**લૉરેંસને** તેના **પ્રમુખ પદે** નીમવામાં આવ્યો. સિખ **લશ્કરમાં ઘટાડો** થયો. થોડું બ્રિટિશ લશ્કર પંજાબમાં રહ્યું, ઇ. સ ૧૮૪૬.

હાર્ડિંજ ઇ. સ. ૧૮૪૮માં ઈંગ્લંડ ગયો.

**લૉર્ડ ડેલ્હાઉસિ, ઇ. સ. ૧૮૪૮–૫૬.** લૉર્ડ હાર્ડિંજ પછી લૉર્ડ ડેલ્હાઉસિ ગવર્હનર ઝનરલ થયો. તેની ઉમર માત્ર ૩૬ વર્ષની હતી. તે પગે લંગડો હતો. તેના વખતમાં કંપનિની સત્તા પૂર્ણ કળાએ પહોંચી.

**બીજો સિખ વિગ્રહ, ઇ. સ. ૧૮૪૮–૪૯.** પંજાબમાં કાઉંસિલમાં અંગ્રેજ અમલદારો જૉન અને હેન્‌રિ લૉરેંસ બ્રિટિશ હિંદની માફક **અમલ** કરવાનો ઉમંગ ધરાવતા હતા તે પંજાબના **લોકોને** ગમ્યું નહિ. દુલિપસિંહનો સસરો છતરસિંહ તથા તેનો પુત્ર શેરસિંહ, રાણી જીનદાન, મુલતાનનો દિવાન મૂળરાજ, તથા ઘણા સિખ **સરદારો** નવા અમલનાં કેટલાંક કામોની **વિરુદ્ધ** હતા. મુલતાનનો દિવાન અથવા મ્હેસુલી અધિકારી મૂળરાજ પોતાની કામગીરીનો હિસાબ આપતો નહોતો. તેણે રાજીનામું આપ્યું ત્યારે લાહોરના દરબારે ખાનસિંહ નામના સરદારને બે યૂરોપિઅન અમલદારો સાથે મુલતાન મોકલ્યો. પણ મૂળરાજના લશ્કરે બંડ કર્યું ને બંને અમલદારોનાં ખૂન કર્યાં. **મૂળરાજ** પણ **બંડમાં** સામેલ થયો. તેની સામે લાહોરથી શેરસિંહને મોકલવામાં આવ્યો પણ તે બંડખોરો સાથે ભળી ગયો. અમીર દોસ્ત મહમ્મદ પણ તેમની સાથે ભળ્યો. હવે પંજાબના તમામ સરદારો કંપનિના અમલ સામે થયા.

એડ્‌વર્ડ્ઝે મૂળરાજને હરાવ્યો. તેણે વ્હિશની મદદથી **મુલતાન** સર કર્યું. **રામનગર આગળ** શેરસિંહ ઝનરલ લૉર્ડ ગૉફ઼ સામે લડ્યો પણ તેમાં કોઈ પક્ષની હારજીત થઈ નહિ, ઇ. સ. ૧૮૪૮. **ચિલ્યાનવાળા** આગળ તો કંપનિનું લશ્કર લગભગ હારી ગયું, ઇ. સ. ૧૮૪૮. પણ ગૉફ઼ે શેરસિંહને ને છતરસિંહને **ગુજરાત** આગળ સખ્ત હાર ખવરાવી, ઇ. સ. ૧૮૪૮. **અફ઼ઘાનો** પણ **હાર** ખાઈ નાસી ગયા.

ડેલ્‌હાઉસિએ **પંજાબ** ખાલસા કર્યો ને દુલિપસિંહને પાંચ લાખનું વર્ષાસન બાંધી આપ્યું. તે ખ્રિસ્ત થયો ને ઇંગ્લંડમાં મરી ગયો. **કોહ-ઈ-નર** હવે ઇંગ્લંડના તાજના મુકુટમાં જડાયો. ઘણા સિખ લોકો કંપનિના લશ્કરમાં જોડાયા. બીજા સિખ વિગ્રહમાં સરદારો ને સિપાઈઓ, બધા બહાદુરીથી ને વફ઼ાદારીથી લડ્યા હતા. આવી રીતે આપણા ઇતિહાસમાં મૌર્યો પછી કદિ પણ નહિ બનેલી એવી વાત સિદ્ધ થઈ. **બ્રિટિશ લોકોએ આપણાંજ નાણાંથી ને આપણાંજ માણસો વડે દેશમાં સર્વોપરિ સત્તા સ્થાપી.**

**બીજો બ્રહ્મી વિગ્રહ, ઇ. સ. ૧૮૫૨–૫૩**—બ્રહ્મી રાજાના અમલદારો **બ્રિટિશ વેપારીઓને વકીલોને** ને તેમના દેશના રિવાજો ને કાયદા મુજબ વર્તવા કહેતા. વેપારીઓની **ફ઼રિયાદોનો** નિકાલ લાવવા




ડેલ્‌હાઉસિએ એક ખાસ અમલદારને મોકલ્યો. તેની અયોગ્ય માંગણીઓ અમરાપુરની બ્રહ્મી સરકારે સ્વીકારવાની ના પાડી તેથી ગવર્હનર જનરલે લડાઈ જાહેર કરી. ઇ. સ. ૧૮૫૨. પ્રોમ, પેગુ ને માર્તાબાનના પ્રાંતો સર કરવામાં આવ્યા. બ્રહ્મી રાજાએ સુલેહ કરી. પરિણામે **પ્રોમ** ને **પેગુ** પ્રાંતો બ્રિટિશ મુલક થયા. આવા મુકામે બ્રિટિશ રેઝિડેન્ટ હવેથી રહેવા લાગ્યો, ઇ. સ. ૧૮૫૩.

**ખાલસા કરવામાં આવેલા મુલકો**—ડેલ્‌હાઉસિએ **સિક્કિમનો થોડોક ભાગ** ખાલસા કર્યો. **અયોધ્યાનો** નવાબ વઝીર ખરાબ કારભાર કરે છે એ મુદ્દા ઉપર તેણે તે રાજ્ય ખાલસા કર્યું, ઇ. સ. ૧૮૫૬. નિઝામના દેવા પેટે ડેલ્‌હાઉસિએ **બરાડનો** પ્રાંત કંપનિના આશ્રય તળે

લીધો. આ વખતે ઘણા રાજાઓ નિર્વંશ મરી ગયા. અત્યાર સુધી કંપનિ રાજાઓને કે તેમની વિધવા રાણીઓને દત્તક પુત્રો લેવા દેતી. ડેલ્હાઉસિએ આ ધોરણમાં ફેરફાર કર્યો, ને ઘણા **નિર્વંશ રાજાઓનાં રાજ્યો તેણે** ખાલસા કર્યાં. જેમકે, **સાતારા, ઝાંસી નાગપુર** (મરાઠી), **કાચાર**, વગેરે.

આ ધોરણથી કંપનિના રાજ્યનો વિસ્તાર વધ્યો ને વળી કપાસ, ચા, વગેરેના વેપાર માટેનાં સાધનો પણ હવે અંગ્રેજોના હાથમાં આવ્યાં.

ડેલહાઉસિએ ઘણા જુના રાજવંશોના વારસોને મળતાં **વર્ષાસનો**, ખિતાબો તથા હક્કો પણ **બંધ** કર્યાં, જેમકે **અર્કાટના** નવાબ, **તાંજોરના** રાજા, બાજીરાવ પેશવાના દત્તક ધોંડુપંત અથવા **નાનાસાહેબનાં** વર્ષાસનો, વગેરે.

**કારભાર**—ડેલ્હાઉસિના વખતમાં **બંગાળાને લેફ્ટનન્ટ ગવ્હર્નરના** કારભાર નીચે મૂકવામાં આવ્યું; સનદી નોકરી-**સિવ્હિલ સર્વિસ-માટે પરીક્ષાઓ** મુકર્રર થઈ; દેશમાં **યુનિવ્હર્સિટિઓ** કે વિદ્યાપીઠો સ્થાપવાનો હુકમ કરવામાં આવ્યો; **કેળવણીનાં ખાતાંઓ** ઉભાં કરવામાં આવ્યાં; રેલ્વે, તાર, ને ટપાલ દાખલ કરવામાં આવ્યાં. બાંધકામ તથા ન્હેરો માટે લોકો પાસેથી નાણું વ્યાજે લેવામાં આવ્યું ને પ્રાંતોની સરકારો ઉપર વ્યાજબી અંકુશ મૂકવામાં આવ્યો. આવી રીતે આપણી અત્યારની રાજ્યવ્યવસ્થાની ઘણી સંસ્થાઓ ડેલ્હાઉસિના કારભારમાં ઉભી થવા પામી.

**૧૮૫૩નો નવો પટ્ટો**—કંપનિને પટ્ટો મળ્યાં ૨૦ વર્ષો પૂરાં થઈ ગયાં હતાં તેથી હવે તે પટ્ટો તાજો કરવામાં આવ્યો, ઈ. સ. ૧૮૫૩. **વીસ વર્ષની મુદ્દતને રદ** કરવામાં આવી. ગવ્હર્નર ઝનરલને ધારા ઘડવા માટે એક **ધારાસભા** આપવામાં આવી ને તેમાં ચારે પ્રાંતોની સરકારોના ચાર પ્રતિનિધિઓને તથા કલકત્તાની સુપ્રીમ કોર્ટના બે ન્યાયાધીશોને બેસવાની છૂટ મળી. ધારાસભાને સરકારી વહિવટ ઉપર તકરાર ચલાવવાનો હક્ક પણ મળ્યો.

**ડેલ્હાઉસિ** ઈ. સ. ૧૮૫૬માં સ્વદેશ ગયો. ત્યાં તે ઈ. સ. ૧૮૬૦માં મરી ગયો. તે વેલેસ્લિના જેવો આપખુદ હતો. તે ઘણો ઉદ્યમી હતો. બ્રિટિશ હિંદનું રાજ્યતંત્ર રજવાડાંઓનાં રાજતંત્ર કરતાં ઘણું ચડે છે એમ તે માનતો. એ કારણથી તેણે ઘણાં રાજ્યોને ખાલસા કર્યાં. આ ધોરણને લઈને તેના ગયા પછી તુરતજ હિંદમાં બળવો થયો. તે બનાવ માટે ડેલહાઉસિનું ધોરણ થોડેક અંશે જવાબદાર ગણી શકાય.

ડેલહાઉસિ ઘણો ખંતીલો ગવ્હર્નર ઝનરલ થઈ ગયો. તે કદિ આળસુ રહેતો નહિ. અમલદારો તેનાથી ડરતા. હિંદુસ્તાનમાં યૂરોપનો સુધારો જેમ બને તેમ વહેલો દાખલ કરવાનો તેનો વિચાર હતો.

**પ્રશ્નો**—(૧) સિખ લોકો અંગ્રેજો સામે શા માટે લડ્યા? તેનું શું પરિણામ આવ્યું? (૨) ડેલહાઉસિએ અંગ્રેજોને કયા કયા પ્રદેશો મેળવી આપ્યા? (૩) "ખાલસા એટલે? (૩) ડેલહાઉસિના સુધારાઓ લખો.

## પ્રકરણ ૧૩મું

## "ઇ. સ. ૧૮૫૭"નો બળવો; કંપનિના કારભારનો અંત; લૉર્ડ કૅનિંગ, ઇ. સ. ૧૮૫૬–૫૮.

**લૉર્ડ કૅનિંગ**—ડેલહાઉસિ પછી લૉર્ડ કૅનિંગ ગવ્હર્નર ઝનરલ થયો. તે ડેલહાઉસિના જેવા આપખુદ કે કડક નહોતો ને તેની વાણીમાં ને વર્તણુંકમાં મીઠાશ હતી. તેનું હૃદય પવિત્ર હતું. તેથી તેનો કારભાર લોકોને ને રાજાઓને ઘણો અનુકૂળ નીવડ્યો. તેના વખતમાં ઇંગ્લંડે **ઈરાન ને ચીન સામે લડાઈ** જાહેર કરી તેથી હિંદથી ત્યાં લશ્કરો મોકલવામાં આવ્યાં, ઇ.સ.૧૮૫૬-૬૦



લૉર્ડ કૅનિંગ

**"ઇ. સ ૧૮૫૭"નો બળવો. તેનાં કારણો**—કૅનિંગના વખતમાં કંપનિના લશ્કરના હિંદી સિપાઇઓએ બંડ કર્યું. તે બંડમાં વાયવ્ય અથવા સંયુક્ત પ્રાંતના ને બુંદેલખંડના લોકો બળ્યા.

આ બળવાનાં કારણો આપણે પહેલાં તપાસીએ. કંપનિના રાજ્યથી હિંદુસ્તાનના કેટલાએક ભાગોમાં અંગ્રેજી **નિશાળો, કૉલેજો, તાર, પોસ્ટ,** વગેરે **સ્થાપવામાં આવ્યાં** હતાં. કેટલાએક લોકોને આ બાબતો પ્રસન્ન આવી નહિ. કેટલાએક **અંગ્રેજ** અમલદારો અને ખ્રિસ્ત પાદરીઓ આપણા દેશમાં થોડા વખત થયાં **ખ્રિસ્ત ધર્મનો છચોક ઉપદેશ** કરતા હતા. લોકોને એમ લાગ્યું કે આ ઉપદેશનો હેતુ તેમને પરાણે ખ્રિસ્ત બનાવવાનો છે. ડેલ્હાઉસિએ અયોધ્યા ને ઝાંસી તથા બીજાં નાનાં રાજ્યો **ખાલસા** કર્યાં હતાં. તેથી ત્યાંના લોકો કંપનિ ઉપર ઘણા ખીજાઈ ગયા હતા. તેજ ગવર્નર ઝનરલે નાના સાહેબનું વર્ષાસન બંધ કર્યું હતું ને પાર્લમેંટે પણ તેને દાદ આપી નહોતી. **વાયવ્ય પ્રાંતનો મ્હેસુલી બંદોબસ્ત** લોકોને ઘણોજ અળખામણો થઈ ગયો હતો. કંપનિએ કેટલાએક લોકોની જમીનના માલીકી હક્કની તપાસ કરવા **ઇનામ કમિશન** નીમ્યું હતું તેથી પણ લોકો ઘણા છંછેડાઈ ગયા હતા. આજ વખતે **ક્રિમિઆમાં** ફ્રાંસ ને ઈંગ્લંડ રશિઆ સામે લડતાં હતાં ને ત્યાં **રશિઆની ફત્તેહ** થએલી જોઈ હિંદુસ્તાનમાં કેટલાક લોકોના મનમાં બ્રિટિશ સત્તા વિષે ઘણો શક પડવા લાગ્યો. કંપનિના **લશ્કરમાં** મોટા ભાગે વાયવ્ય પ્રાંતના બ્રાહ્મણો ને ક્ષત્રિયો હતા. તેઓને દેશાવરમાં અથવા હિંદમાં પણ દૂરના પ્રાંતોમાં નોકરી કરવી ગમતી નહોતી. તેમને દરજ્જો, પગાર, ભથ્થું, વગેરે બાબતોમાં ઘણો **અસંતોષ** રહેતો. તેમાં માત્ર દીવાસળીની જરૂરજ હતી. ઇ. સ. ૧૮૫૭માં એક એવી અફવા ફેલાઇ કે સરકાર **કારતૂસ** બનાવવામાં ગાય ને સુવરની ચરબી વાપરે છે. આ અફવા ચોતરફ ફેલાઈ ગઈ. કારતૂસની બાબતમાં હિંદી સિપાઇઓએ પોતાના ગોરા અમલદારોનો હુકમ માનવા ના પાડી. ઇ. સ. ૧૮૫૭ના મે માસની ૧૦મીએ મીરતની છાવણીમાં ૮૫ સિપાઇઓને હુકમ ન માનવા માટે સખ્ત સજા કરવામાં આવી. તેથી મામલો બગડી ગયો ને બધી છાવણીઓના સિપાઇઓએ બંડ ઉઠાવ્યું.

**બળવો—મીરતના સિપાઇઓએ** જેહલો તોડી, પોતાના ગોરા અમલદારોનાં ખુન કર્યાં ને પછી **દિલ્હી** જઈ વૃદ્ધ **બહાદુરશાહને હિંદુસ્તાનનો પાદશાહ બનાવ્યો.** આસપાસની છાવણીઓના સિપાઇઓએ

પણ હવે બંડ ઉઠાવ્યું. અહમદાવાદ, કોલ્હાપુર ને **હૈદરાબાદ** સુધી ઠેઠ છાંટા ઉડ્યા. પણ બંગાળામાં, પંજાબમાં ને દક્ષિણમાં એકંદર કાંઈ ખાસ તોફાન થયું નહિ. સિપાઇઓ સાથેજ કેટલાંક રજવાડાંઓમાં ને કેટલીક તાલુકદારીઓમાં પણ બળવો થયો. બિહારમાં **જગદીશપુરનો ઝમીનદાર** કુંવરસિંહ, **વાયવ્ય પ્રાંતના** લગભગ તમામ **તાલુકદારો, ઝાંસીની રાણી** લક્ષ્મી બાઈ, **નાનાસાહેબ, તાંતિયાતોપી** ને **બખ્તખાં**, બળવાખોરોના આગેવાનો થયા. બહાદુરશાહ પાદશાહ તો તેમના હાથમાં માત્ર રમકડારૂપજ હતો. **ગ્વાલિઅરના લશ્કરે** સિંધિઆને ગાદી પરથી ઉઠાડી મૂક્યો.

**કંપનિ બળવાખોરોને હરાવે છે.**—લૉરેંસે પંજાબના **સિખોને બળવાથી અળગ** રાખ્યા. નિકલ્સને દિલ્હી સર કર્યું. પાદશાહ **બહાદુરશાહને પેગુ** મોકલી **દેવામાં** આવ્યો; તેના **બે પુત્રોને** ને એક **પૌત્રને** હૉડ્સને ગોળી-બાર કર્યા. **હૅવલૉકે કાનપુરના** બંડખોરોના આગેવાન **નાના સાહેબને હરાવ્યો** ને **લખનૌ** પણ **સર** કર્યું. સર કૉલિન કૅંપબેલ્લે તાંતિયાતોપીને કાલ્પી પાસે ને બીજાઓને બરેલિ પાસે હરાવ્યા, ઇ. સ. ૧૮૫૭. સ્ટુઅર્ટે ધાર, ઇંદોર, વગેરે લીધાં. સર હ્યૂઝે **લક્ષ્મીબાઇને** હરાવી. તે શૂરી રાણી પુરુષને વેશે **લડતી લડતી મરી ગઈ. તાંતિયાતોપીને** નારવાડના રાજાએ કંપનિને સોંપી દીધો ને તેને **ફાંસીની સજા** થઈ. **નાના સાહેબ** નેપાળમાં **નાસી** ગયો; ઇ. સ. ૧૮૫૮. અયોધ્યાની બેગમ, વાયવ્ય પ્રાંતના તાલુકદારો, જગદીશપુરનો ઝમીનદાર કુંવરસિંહ, બખ્તખાં, બધાં હારી ગયાં ને કેદ પકડાયાં.

આ બળવા દરમ્યાન નાના સાહેબે કાનપુર મુકામે અંગ્રેજ અમલદારો, ને તેમનાં બૈરાં તથા બાળકોનાં ખુન કરાવ્યાં ઘણા સિપાઇઓએ પણ તેવાંજ કામો કર્યાં તેવીજ રીતે કેટલાક અંગ્રેજ અમલદારો પણ ગામડાંઓમાં ને શહેરોમાં **ઘાતકીપણે વર્ત્યા** પણ કૅનિંગ, મહારાણી વિક્ટોરિઆ, વગેરેએ શાંત મગજ રાખી કામ લીધું. હિંદુસ્તાનના બીજા ભાગોમાં **લોકોએ** સરકારને **મદદ કરી રાજારજવાડાંઓ** પણ સરકારની સાથે રહ્યાં ઘણા અંગ્રેજોએ વફાદાર હિંદુ મુસલમાનોનાં ઘરમાં આશરો લીધો હતો. કાબુલનો અમીર ને નેપાળના ગુરખાઓ પણ કંપનિ તરફ રહ્યા હતા ને નેપાળની સરકારે તો મદદ પણ કરી હતી.

**બળવાનાં પરિણામો**—બળવાને લઈને **કંપનિના રાજ્યનો અંત** આવ્યો ને પાર્લમેંટે હિંદના વહિવટની તમામ જવાબદારી પોતાને શિર લીધી. લશ્કરના મોટા મોટા **હોદ્દાઓ** હવે **હિંદીઓ** વાસ્તે હમેશને માટે **બંધ** થઈ ગયા. રજવાડાંઓને **ખાલસા** કરવાનું **ધોરણ છોડી દેવામાં** આવ્યું.

**નવું રાજ્યતંત્ર, ઇ. સ. ૧૮૫૮નો કાયદો.** હિંદુસ્તાનનો કારભાર હવે તાજે પોતાને શિર લીધો ને તે માટે ઇ. સ. ૧૮૫૮માં પાર્લમેંટમાં એક કાયદો પ્રસાર કરવામાં આવ્યો. તે કાયદાથી હિંદની અંદરના રાજ્યતંત્રની સંસ્થાઓમાં કાંઈ ફેરફાર થયો નહિ પણ ખુદ ઇંગ્લંડમાં મોટા ફેરફારો કરવામાં આવ્યા. જુનું બોર્ડ ઑવ્ કંટ્રોલ નીકળી ગયું. તેને બદલે પ્રધાનમંડળમાંથી કોઈ એક અનુભવી હિંદનો **સેક્રેટરિ** થાય ને તેને ૧૫ માણસોની સમિતિ અથવા **કાઉંસિલ** જીંદગીભર હિંદના કારભાર માટે મદદ કરે એમ ઠર્યું. આ સેક્રેટરિ ઑવ્ સ્ટેઇટ–ઇન–કાઉંસિલ મારફત હિંદનો બધો કારભાર હવે ચાલવા લાગ્યો. પહેલી કાઉંસિલના ૧૫ જણાઓમાંથી સાતને ડાયરેક્ટરોએ નીમ્યા ને બાકીના ૮ને તાજે નીમ્યા. આ ૮ જણાઓએ દસ વર્ષ સુધી હિંદમાં નોકરી કરેલી હોવી જોઈએ, એવો નિયમ ઉમેરવામાં આવ્યો. આવી કાઉંસિલને ઉભી કરવાનો મુખ્ય હેતુ એ હતો કે સેક્રેટરિને અનુભવી માણસોની સલાહનો લાભ મળે.

કેટલાએક ફેરફારોને જતા કરીએ તો હજુ પણ આ સૂત્રો પ્રમાણે ઇંગ્લંડમાં આપણું રાજ્યતંત્ર ચાલે છે. આ કાયદાથી **પાર્લમેંટ** આપણા વહિવટ માટે **જવાબદાર બની** પણ ખુદ પાર્લમેંટનેજ કામનો ઘણો બોજો રહેતો હોવાથી તે જવાબદારી તેનાથી બરોબર બજાવી શકાઈ નહિ. **આપણો કારભાર** હવે **ઇંગ્લંડના વલણ પ્રમાણે ચાલવા** લાગ્યો.

**મહારાણી વિકટોરિઆનો ઢંઢેરો, ઇ. સ. ૧૮૫૮.** નવો કારભાર ઇ. સ. ૧૮૫૮ના નવ્હેંબર માસથી શરૂ થયો. તે વખતે મહારાણી વિકટોરિઆએ ઢંઢેરો બહાર પાડ્યો. તેથી હિંદના રાજાઓને **દત્તક પુત્ર** લેવાની છૂટ મળી; હિંદની **પ્રજાઓને** બ્રિટિશ **મહારાજ્યની** બીજી **પ્રજાઓના જેટલાજ હકકો** આપવાનું વચન આપવામાં આવ્યું; ધર્મની

બાબતમાં સરકાર વચ્ચે નહિ આવે એમ ફરમાવવામાં આવ્યું; દેશની **નોકરી**માં આપણા જાતભાઈઓને કોઈ પણ જ્ઞાતિ, વર્ણ કે ધર્મના ભેદ વગર સૌસૌની **લાયકાત પ્રમાણેજ** રાખવામાં આવશે એવી ખાત્રી આપવામાં આવી; લગભગ તમામ **બંડખોરોને માફી** બક્ષવામાં આવી. આવાં ઉદાર વચનોથી હિંદના રાજાઓ ને લોકો ઘણા પ્રસન્ન થયા. કૅનિંગ હિંદનો પહેલો **વાઈસરૉય** થયો.

**પ્રશ્નો**:—(૧) સિપાઈઓએ શા માટે બંડ કર્યું? (૨) તેનાં પરિણામો જણાવો. (૩) અંગ્રેજોએ બંડને કેવી રીતે દાબી દીધું? (૪) મહારાણીના ઢંઢેરા વિષે જે જાણતા હો તે લખો. (૫) બળવા પછી હિંદના રાજ્યતંત્રમાં કયા કયા ફેરફારો થયા?

## બંગાળાના ગવ્હર્નર જનરલો, ઇ. સ. ૧૭૭૩ના રેગ્યુલેઇટિંગ ઍક્ટ મુજબ.

Warren Hastings, **વૉરેન હેસ્ટિંગ્સ, ઈ. સ. ૧૭૭૪–૧૭૮૫.**

Sir John Macpherson, **સર જૉન મૅક્ફર્સન, ઇ. સ. ૧૭૮૫–૧૭૮૬.**

Earl (Marquess) Cornwallis, **અર્લ (માર્કવેસ્સ) કૉર્નવૉલ્લિસ, ઇ. સ. ૧૭૮૬–૧૭૯૩.**

Sir John Shore, **સર જૉન શોર, ઇ. સ. ૧૭૯૩–૧૭૯૮.**

Earl of Mornington, Marquess Wellesley, **અર્લ ઑવ્ મૉર્નિંગ્ટન, માર્કવેસ્સ વેલેસ્લિ, ઈ. સ. ૧૭૯૮–૧૮૦૫.**

**માર્કવેસ્સ કૉર્નવૉલ્લિસ, ઇ. સ. ૧૮૦૫.**

Sir George Barlow, **સર જ્યૉર્જ બાર્લો, ઈ. સ. ૧૮૦૫–૧૮૦૭.**

Earl of Minto, **અર્લ ઑવ્ મિંટો, ઈ. સ. ૧૮૦૭-૧૮૧૩.**

Earl of Moria, Marquess of Hastings, **અર્લ ઑવ્ મોરિઆ, માર્કવેસ્સ ઑવ્ હેસ્ટિંગ્સ, ઇ. સ. ૧૮૧૩–૧૮૨૩.**

John Adam, **જૉન ઍડમ, ઈ. સ. ૧૮૨૩.**

Baron Amherst, **બૅરન ઍમ્હર્સ્ટ, ઇ. સ. ૧૮૨૩–૧૮૨૮.**

William Butterworth Bayley, **વિલિઅમ બટર્વર્થ બેઇલિ, ઈ. સ. ૧૮૨૮.**

Lord William (Cavendish) Bentinck, **લૉર્ડ વિલિઅમ (કૅવૅન્ડિશ) બૅંટિંક, ઈ. સ. ૧૮૨૮–૧૮૩૩.**

(૨) હિંદના ગવર્હનર જનરલો, ઇ. સ. ૧૮૩૩ના પટ્ટા મુજબ.

બેંટિંક, ઈ. સ. ૧૮૩૩–૩૫.

Sir Charles Metcalfe, સર ચાર્લ્સ મેટકાફ, ઈ. સ. ૧૮૩૫.

Baron (Earl of) Auckland, બૅરન (અર્લ ઑવ્) ઑકલૅંડ, ઈ. સ. ૧૮૩૫-૪૨.

Baron (Earl of) Ellenborough, બૅરન (અર્લ ઑવ્) એલનબરો, ઈ. સ. ૧૮૪૨–૪૪.

Sir Henry (Viscount) Hardinge, સર હેન્રિ (વાઈકાઉન્ટ) હાર્ડિંજ, ઈ. સ. ૧૮૪૪–૪૮.

Earl (Marquess of) Dalhousie, અર્લ (માર્ક્વેસ ઑવ્) ડેલ્હાઉસિ, ઈ. સ. ૧૮૪૮–૫૬.

Viscount (Earl) Canning, વાઇકાઉન્ટ (અર્લ) કૅનિંગ, ઈ સ. ૧૮૫૬-૫૮.

---

# વિભાગ ૮મો

# અંગ્રેજ અમલદારોનો કારભાર ને રાષ્ટ્રીય ભાવનાનો ઉદય, ઈ. સ. ૧૮૫૮–૧૯૨૦.

## પ્રકરણ ૧લું

## નવો યુગ

**મુખ્ય લક્ષણો**—ઇ. સ. ૧૮૫૮થી ઇ. સ. ૧૯૨૦ સુધી આપણા દેશનો કારભાર અંગ્રેજ અમલદારોએ ચલાવ્યો. આ વખતમાં દેશમાં બધે સ્થળે **સુલેહશાંતિ** રહ્યાં. **વહિવટની** તમામ સંસ્થાઓ **નવેસર** કરવામાં આવી. આપણો **પરદેશ સાથેનો સંબંધ** ઇંગ્લંડના મુત્સદ્દીઓના **મત પ્રમાણે** ઘડાયો. આ જમાનામાં આખા દેશમાં **અંગ્રેજી કેળવણી ફેલાઈ**. તેના પ્રતાપે લોકોમાં પોતાની સામાજિક, આર્થિક ને રાજકીય સ્થિતિ સુધારવા જાગૃતિ આવી. આ જાગૃતિને **રાષ્ટ્રીય ભાવનાનો ઉદય** આપણે કહીશું.

**પ્રશ્ન**—નવા યુગનાં લક્ષણો લખો.

# પ્રકરણ ૨૪ મું

## નવો કારભાર. ઇ. સ. ૧૮૫૮–૭૬.

**લૉર્ડ કૅનિંગ, ઈ. સ. ૧૮૫૮–૬૨**—લૉર્ડ કૅનિંગ હિંદનો **પહેલો** વાઇસરૉય થયો. તેણે આપણા દેશના વહિવટમાં ઘણા જાણીતા સુધારાઓ કર્યા. તેના વખતમાં **બંગાળાના ખેડુતોને** ઝમીનદારો સામે અગત્યના **હક્કો** મળ્યા, હેસ્ટિંગ્સના વખતથી ચાલતી આવતી સદર અદાલતો બંધ થઈ ને તેને બદલે મુંબઈ, મદ્રાસ, ને કલકત્તા મુકામે તાજના પટ્ટા મુજબ **હાય કોર્ટો** સ્થાપવામાં આવી. લશ્કરમાં **ગોરા** અમલદારોનું **પ્રમાણ વધારવામાં** આવ્યું. ઇ. સ. ૧૮૬૧માં પાર્લમેંટે હિંદના **મોટા મોટા હોદ્દાઓ સિવિહલ સર્વિસ**ની પરીક્ષામાં ઉંચે નંબરે આવનાર લોકો **માટે**જ રાખ્યા, વાઇસરૉયની **કાઉંસિલ**માં **ખજાનચી** નીમી એક સભ્ય વધાર્યો, કાઉંસિલનું કામકાજ સરલ થાય તે માટે ગવ્હર્નર ઝનરલને કેટલીક અગત્યની સત્તા આપી, **પ્રાંતોની સરકારોને ધારાસભાઓ** આપી, હિંદી સરકારની **ધારાસભામાં**, પ્રજામત સ્પષ્ટ રીતે જાણવા, **બીનસરકારી સભ્યોને** નીમવાની સત્તા ગવ્હર્નર ઝનરલને આપી ને **ધારાસભાના** વહિવટ ઉપર વિવાદ ચલાવવાના **હક્કો પાછા** લઈ લીધા.

કૅનિંગે પોતે મધ્યપ્રાંત, બ્રહ્મદેશ ને પંજાબના પ્રાંતોમાં **ચીફ કમિશનરો** તથા **લેફ્ટનંટ ગવ્હર્નર** નીમ્યા, મુંબઈ, કલકત્તા ને મદ્રાસ મુકામે **વિદ્યાપીઠો** સ્થાપ્યાં, ને જંગલ, જેઇલ, પોલિસ, વગેરે **ખાતાંઓ**માં **સુધારાઓ** કર્યા. ખજાનચી વિલ્સને **આયપતવેરો** નાંખ્યો ને **અંદાજપત્ર ધારાસભા સમક્ષ** મૂકવાનો ઉપયોગી ચાલ શરૂ કર્યો. તેના વખતમાં **ફોજદારી કાયદાઓ** પ્રસાર કરવામાં આવ્યા. કૅનિંગ ઇ. સ. ૧૮૬૨માં સ્વદેશ ગયો.

**લૉર્ડ એલ્જિન, ઇ. સ. ૧૮૬૨–૬૩**—કૅનિંગ પછી એલ્જિન વાઇસરૉય થયો. તેના વખતમાં આપણી વાયવ્ય સરહદ ઉપર **વહાબી** મુસલમાનોએ **બંડ** કર્યું ને તેમાં હિંદના કેટલાએક મુસલમાનો સામેલ **થયા**. વાઇસરૉય પોતે ઇ. સ. ૧૮૬૩માં મરી ગયો.

**લૉર્ડ લૉરેંસ, ૧૮૬૪–૬૯**—સર જૉન (લૉર્ડ) લૉરેંસે એકવાર પંજાબમાં, વાયવ્ય સરહદ ઉપર અને વાયવ્ય (સંયુક્ત) પ્રાંતોમાં સારી નોકરી

કરી હતી. તેણે **ભૂતાનના** રાજાને **હરાવી** તેની પાસેથી પૂર્વદ્વારનું પરગણું સર કર્યું, ઇ. સ. ૧૮૬૬. **અફઘાનીસ્તાનમાં** દોસ્ત મહમ્મદના મરણ પછી તેના પુત્ર શેરઅલીએ ભાઈ અફઝલખાં સામે હિંદની મદદ માંગી પણ લૉરેંસે **વચ્ચે પડવા ના કહી.** લૉરેંસે ઠેક ઠેકાણે સુધરાઇઓ–**મ્યુનિસિપૉલિટિઓ** સ્થપાવી, પંજાબ ને વાયવ્ય પ્રાંતોના **ખેડુતોને રાહત** આપી, **આરોગ્યખાતું** ઉઘાડયું, ને ઇ. સ. ૧૮૬૫–૬૬માં ઓરિસ્સા પ્રાંતમાં દુષ્કાળ પડયો તેના અનુભવ ઉપરથી દેશમાં મોટાં **નહેરકામો** બાંધવાનો ઠરાવ બહાર પાડયો. ઇ. સ. ૧૮૬૫–૬૭માં અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં ઉત્તર ને દક્ષિણના લોકો વચ્ચે પરસ્પર લડાઈ ચાલતી હોવાથી ઇંગ્લંડમાં આપણા **રૂની** માંગણી થતાં તેના **ભાવ ચડી** ગયા. પણ લડાઈ બંધ થતાં ભાવ પણ બેસી ગયા ને ઘણા માણસો **નાદાર** થયા. પ્રસિદ્ધ સુરતી જૈન વેપારી **પ્રેમચંદ રાયચંદ** ત્યારે જાણીતો થયો. કાઠિઆવાડના વાઘેરોને આ વખતે શાંત કરવામાં આવ્યા.

ઇ. સ. ૧૮૬૯માં લૉરેંસ સ્વદેશ ગયો ને ત્યાં મહારાણીએ તેને અમાર બનાવ્યો. તે સાદો, કરકસરવાળો ને ધર્મિષ્ટ વાઇસરૉય હતો.

**લોર્ડ મેયો, ઇ. સ. ૧૮૬૯–૭૨**—લૉર્ડ મેયો સ્વતંત્ર બુદ્ધિવાળો, દિલસોઝ, કરકસર કરવાવાળો ને ઉદ્યમી વાઈસરૉય હતો. તેણે આપણી **પૂર્વ દિશા** ઉપર લુશાઈ લોકોને તાબે કરવા **થાણાંઓ** સ્થાપ્યાં ને **વાયવ્ય સરહદ ઉપર** પણ તે પ્રમાણે કર્યું. તેણે **ઈરાન, બોખારા** ને **ખીવાના** રાજ્યકર્તાઓ **સાથે મિત્રતા** કરી અને **કિલાતમાં** હિંદની વગ વધારી. મેયોએ **અંબાલા** મુકામે **મોટો દરબાર** ભરી કાબુલના અમીર શેરઅલીની મુલાકાત લીધી પણ બ્રિટિશ મદદ આપવા વચન આપ્યું નહિ. મેયોએ **મીઠાખાતામાં ઘટતો સુધારો** કર્યો. હિંદી સરકારના કામનો બોજો ઓછો કરવા તેણે પ્રાંતિક **સરકારોને** જેઇલ, કેળવણી, પોલિસ, વૈદક, વગેરે કેટલાંક ખાતાંઓનો **વહિવટ સુપ્રત કર્યો** ને તેના ખર્ચ બદલ તેમને અમુક વાર્ષિક રકમો બાંધી આપી. તેણે ખેતી માટે એક નોખું ખાતું ખોલ્યું. લોર્ડ મેયો આખા હિંદમાં ફરતો. **આંદામાનમાં રહેતા** કેદીઓનું સંસ્થાન તપાસવા તે

પોતે ગયો ત્યારે શેરઅલી નામના એક ઝનુની મુસલમાન કેદીએ **તેનું ખુન** કર્યું, ઇ. સ. ૧૮૭૨. આ વખતે ડ્યૂક ઑવ્ એડિનબરો હિંદ આવી ગયો.

**લૉર્ડ નૉર્થબ્રૂક, ઇ. સ. ૧૮૭૨–૭૬**—મેયો પછી નૉર્થબ્રૂક વાઇસરોયના હોદ્દા પર આવ્યો. તે ગ્લૅડ્સ્ટનનો પક્ષકાર હતો. તે શાંત પણ સ્વતંત્ર, ને નાણાના કામકાજનો ઘણો સારો માહીતગાર હતો. તે એમ માનતો કે હિંદના લોકો ઉપર કરનો બોજો ઘણો ઓછો પડવો જોઈએ ને હિંદ બહાર સરકારે કોઈ લડાઈ કરવી જોઈએ નહિ. તેથી તેણે મીઠા ઉપરનો કર આખા દેશમાં એક સરખો કર્યો ને આયપતવેરો કાઢી નાંખ્યો. ઇ. સ. ૧૮૭૪માં ઇંગ્લંડમાં ગ્લૅડ્સ્ટને રાજીનામું આપ્યું ને ડિઝરેઈલિ પ્રધાન થયો. તેણે રશિઆને દાબવા માટે અફઘાનીસ્તાનમાં એક અંગ્રેજ અમલદાર રાખવા નૉર્થબ્રૂકને કહેવરાવ્યું. એજ વખતે હિંદી સેક્રેટરિ લૉર્ડ સેલિસબ્યુરિએ મૅન્ચેસ્ટરનાં કાપડનાં કારખાનાંના લાભ માટે પાંચ ટકાની જગાત કાઢી નાંખવા વાઇસરૉયને કહેવરાવ્યું. નૉર્થબ્રૂક આ બંને સૂચનાઓ સામો થયો ને તેથી રાજીનામું આપી સ્વદેશ ગયો, ઇ. સ. ૧૮૭૬. ઇ. સ. ૧૮૭૫માં પ્રિંસ ઑવ્ વેઇલ્સ હિંદ આવ્યો. લોકોએ તેને ભારે માન આપ્યું. નૉર્થબ્રૂકના વખતમાં પૂર્વ હિંદમાં મોટો **દુષ્કાળ** પડ્યો ઇ. સ. ૧૮૭૩. તે વખતે વાઇસરૉયે ગમે તેટલા નાણાના ભોગે પણ લોકોને મદદ કરી તેના વખતમાં **વડોદરાના મહારાજા મલ્હારરાવ ગાયકવાડ** ઉપર રેઝિડેંટને ઝેર દઈને મારી નાંખવાની કોશીશ કરવાનો આરોપ મૂકવામાં આવ્યો ને તે માટે તપાસ કરવા એક કમિશનને નીમવામાં આવ્યું. એમાં જયપુરના મહારાજા, ગ્વાલિઅરના મહારાજા, ને સર દિનકરરાવ, એ ત્રણ હિંદીઓ હતા. તેમને મલ્હારરાવને નિર્દોષ ઠરાવ્યો. બીજા ત્રણ યૂરોપિઅન સભ્યોએ તેને ગુન્હેગાર ઠરાવ્યો. છેવટે નાર્થબ્રૂકે મલ્હારરાવને ખરાબ રાજ્ય કરવાના આરોપસર **પદભ્રષ્ટ** કર્યો ને મર્હુમ ખંડેરાવ ગાયકવાડની વિધવા મહારાણી જમનાબાઈને પિલાજી ગાયકવાડના વંશજ ગોપાળરાવ નામના બાળકને દત્તક પુત્ર લેવાની છૂટ આપી. એ ગોપાળરાવ આજના **મહારાજા સયાજીરાવ ગાયકવાડ, ઇ. સ. ૧૮૭૫.**

**પ્રશ્નો**—(૧) કૅનિંગે આપણા રાજ્યતંત્રમાં કયા કયા મુખ્ય ફેરફારો કર્યા ? (૨) હિંદનો ને અફઘાનીસ્તાનનો સંબંધ આ વખતે કેવા પ્રકારનો હતો ? (૩) નૉર્થબ્રૂકના અમલની અગત્યતા જણાવો.

## પ્રકરણ ૩જું

## લૉર્ડ લિટ્ટન, ૧૮૭૬–૮૦. બીજો અફઘાન વિગ્રહ.

**લૉર્ડ લિટ્ટન**—નૉર્થબ્રૂક પછી ડિઝરેઈલિએ લૉર્ડ લિટ્ટનને વાઇસરૉય બનાવ્યો. લિટ્ટન વેલેસ્લિ તથા ડેલ્હાઉસિ જેવો આપખુદ ને તોછડો હતો પણ તેનામાં એ બે ગવ્હર્નર ઝનરલો જેટલી આવડત નહોતી; વળી તે મિથ્યાભિમાની હતો. હિંદ આવ્યા પછી તેણે ઇગ્લંડના પ્રધાનોની સૂચના પ્રમાણે પરદેશી કાપડ **ઉપરની પાંચ ટકાની જગાત કાઢી નાંખી** ને કાબુલ એક એલચીને મેકલ્યો.

**બીજો અફઘાન વિગ્રહ**—લિટ્ટનને ઇગ્લંડથી એવી સૂચના મળી હતી કે કાબુલમાં બ્રિટિશ એલચી રાખવો ને અમીર ઉપર ઇગ્લંડની સરકારનું વજન રહે એમ બંદોબસ્ત કરવો. લિટ્ટનની કાઉંસિલના કેટલાક સભ્યો આ બાબતથી વિરુદ્ધ હતા પણ લિટ્ટને તેમની ઉપરવટ થઈ **સર નેવિલ્લ ચેંબર્લેઈન નામના અંગ્રેજને** ખૈબરઘાટ વાટે કાબુલ મોકલ્યો. તેની સાથે એક નાની લશ્કરી ટૂકડી પણ હતી. અમીરે આ ટૂકડીને **પેશાવરથી આગળ વધતી અટકાવી** એટલે લિટ્ટને **અફઘાનીસ્તાન સામે લડાઈ જાહેર** કરી, ઇ. સ. ૧૮૭૮.

હિંદી લશ્કરે ખાઇબિરનો ઘાટ, કુર્રમ નદીની ખીણ, પિશીન ને ને સીબીના પ્રાંતો, ને કંદહાર જીતી લીધાં. અમીર **શેરઅલી નાસી ગયો** ને તુરતજ મરણ પામ્યો. શેરઅલીના પુત્ર **યાકુબખાંએ ગંડામક આગળ સુલેહ** કરી હિંદને પિશીન ને સીબીના બે પ્રાંતો આપ્યા અને હિંદથી એક પ્રતિનિધિને પોતાની રાજધાનીમાં રાખવા તથા ઇગ્લંડના રક્ષિત રાજ્યકર્તા તરીકે રહેવા કબૂલ કર્યું. હિંદી સરકારે કુર્રમ ને ખાઈબરઘાટ પાસે રહેતી તોફાની પઠાણ ટોળીઓને પોતાના કબજામાં રાખી ને તે બદલ રૂ. ૬ લાખ દર વર્ષે અમીરને આપવા કબૂલ્યું, **ઈ. સ. ૧૮૭૯.** લિટ્ટને

સર **લુઈ કૅવેગ્નારિ** નામના અંગ્રેજને કાબુલ પ્રતિનિધિ તરીકે મોકલ્યો પણ અફઘાનોએ બંડ કરી **તેનું ખુન** કર્યું. તેથી લિટ્ટને ફરી લશ્કરો મોકલ્યાં. **જનરલ** (લૉર્ડ) **રૉબર્ટ્સ** આ બીજા હુમલા વખતે પ્રખ્યાતિમાં આવ્યો. કંદહાર ને કાબુલ ફરીથી હિંદના હાથમાં આવ્યાં, ૧૮૭૮. રૉબર્ટ્સને **અફઘાનીસ્તાનમાં કુલ સત્તા** આપવામાં આવી. તેનાથી અફઘાનો કંટાળી ગયા ને વળી આખા દેશમાં **તોફાનો થયાં.** યાકુબખાં પોતે હિંદ ભાગી આવ્યો. શેરઅલીનો ભત્રીજો **અબ્દુર્રહમાનખાં** રૂશિઆના તાબાના મુલકમાં ભાગી ગયો હતો તે પાછો આવ્યો ને ચાલાકીથી તથા બહાદુરીથી આપવડાઈએ અફઘાનીસ્તાનનો **અમીર થયો, ઇ. સ. ૧૮૮૦.** દરમ્યાન ઇંગ્લંડમાં ડિઝરેઈલિએ રાજીનામું આપ્યું ને ગ્લૅડસ્ટન મુખ્ય પ્રધાન બન્યો. **લિટ્ટન પણ સ્વદેશ ગયો** ને રિપન વાઇસરોય થયો. અફઘાનોએ **મૈવંદ** પાસે હિંદી **લશ્કરને હરાવ્યું** પણ રૉબર્ટ્સે શેરઅલીના પુત્ર અયૂબખાંને હરાવી કંદહાર પાછું લીધું ને તે અમીરને સુપ્રત કર્યું. આ લડાઈથી **હિંદને માત્ર પિશીન ને સીબીના** બે **પ્રાંતો મળ્યા.** અફઘાન વિગ્રહ જાહેર કરવામાં લિટ્ટને ગંભીર ભૂલો કરી હતી.

**લિટ્ટનનો કારભાર**—ઇ. સ. ૧૮૭૭માં દિલ્હી મુકામે એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યો ને તેમાં જાહેર કરવામાં આવ્યું કે **મહારાણી વિકટોરિએ કૈસર-ઈ-હિંદ**નું પદ ધારણ કર્યું છે. ઇ. સ. ૧૮૭૬માં દક્ષિણ તથા પશ્ચિમ હિંદમાં **"ચોત્રીસો" દુષ્કાળ** પડ્યો ને ઇ. સ. ૧૮૭૭માં ભીન વર્ષ થયું. લિટ્ટને આ દુષ્કાળને પહોંચી વળવા નાથબૂક જેટલો પ્રયાસ કર્યો નહિ. દુષ્કાળને અટકાવવા માટે ને તેથી ઉભી થતી હાલાકીને પહોંચી વળવા માટે રૂ. ૧॥ કરોડનું એક ભંડોળ એકઠું કરવામાં આવ્યું. લિટ્ટને **પ્રાંતોની સરકારોને** મ્હેસુલ, આબકારી, સ્ટૅંપ, ન્યાયખાતું, વગેરે સોંપી દીધાં ને તેમના નિભાવ માટે આબકારી, સ્ટૅંપ ને આયપત-વેરામાંથી **અમુક હિસ્સાઓ** આપ્યા. તેણે હિંદની ભાષાઓમાં નીકળતાં **વર્તમાનપત્રો ઉપર અંકુશો** મૂક્યા.

અફઘાન વિગ્રહથી ને વર્તમાનપત્ર ઉપરના અંકુશથી લિટ્ટનનો **કારભાર** લોકોને ઘણો **અળખામણો** થઈ ગયો. હિંદમાં આ વખતે

નવો જમાનો દાખલ થઈ ગયો હતો. પરિણામે ઇ. સ. ૧૮૮૫માં રષ્ટ્રીય મહાસભા અથવા નૅશનલ કૉંગ્રેસની સ્થાપના થઈ.

**પ્રશ્નો**—(૧) 'કૈસર-ઈ-હિંદ" એટલે? (૨) બીજા અફ્ઘાન વિગ્રહનાં કારણો આપો. (૩) લિટ્નના કારભારની અગત્યની બાબતો જણાવો.

## પ્રકરણ ૪થું

## લૉર્ડ રિપન, ૧૮૮૦-૮૪. લોકમાન્ય અમલ.

**લૉર્ડ રિપન**—લિટ્ન પછી રિપન વાઇસરૉય થયો. તે કૅનિંગ જેવો ઉદાર અને પવિત્ર હૃદયવાળો હતો. તેનામાં ઝાઝી આવડત નહોતી પણ માયાળુ કારભારથી તેણે હિંદી પ્રજાનું મન મેળવી લીધું. તેની એવી માન્યતા હતી કે હિંદુસ્તાનના રાજ્યતંત્રમાં દેશના અંગ્રેજી ભણેલા લોકોને જેમ બને તેમ વધારે હિસ્સો આપવો. રિપન "લિબરલ" પક્ષનો હતો. આવતાં વારજ તેણે **કાબુલના અમીર અબ્દુર્રહમાન સાથે સુલેહ** કરી, ઇ. સ. ૧૮૮૦. ઇ. સ. ૧૮૮૧માં રિપને **મ્હૈસુરનો કારભાર** અંગ્રેજ અમલદારો પાસેથી લઈ **ત્યાંના** ઉમર લાયક **રાજાને સોંપ્યો** ને લિટ્ને મૂકેલા **વર્તમાનપત્રો ઉપરનો અંકુશ કાઢી નાંખ્યો.**



લૉર્ડ રિપન

મેયો ને લિટ્નના ધોરણ મુજબ રિપને પણ **પ્રાંતિક સરકારોને** નાણાના વિષયમાં **વધારે સત્તા** આપી, ઇ. સ. ૧૮૮૨. તેજ વર્ષમાં લોકોને "સ્વરાજ્ય"ની કેળવણી મળે ને જિલ્લાના અમલદારોના કામનો બોજો ઓછો થાય તે માટે **સ્થાનિક સ્વરાજ્યની** સંસ્થાઓ દેશમાં ઠેકાણે ઠેકાણે ઉભી

કરવાનો **ઠરાવ** રિપને બહાર પાડ્યો. તે ઠરાવથી ડિસ્ટ્રિક્ટ બોર્ડો, તાલુકા બોર્ડો ને શહેર સુધરાઇઓ અથવા મ્યુનિસિપૅલિટિઓ આખા દેશમાં **સ્થપાયાં.** હવેથી જીલ્લાઓનો ને શહેરોનો કેટલોક સ્થાનિક વહિવટ (જેમકે કેળવણી, રસ્તાઓ, દીવાબત્તી, વગેરે) લોકોના પ્રતિનિધિઓના હાથમાં થોડેક અંશે આવી શકયો. તે વહિવટ કરવા માટે સરકારે સ્થાનિક સંસ્થાઓને કેટલાક સ્થાનિક વેરાઓ નાંખવાના હક્કો પણ આપ્યા. **કેળવણી** વગર આ સંસ્થાઓનું કામ સારૂં થઈ ન શકે તેથી રિપને **તેનો** પણ **તપાસ** કરાવ્યો ને માધ્યમિક શિક્ષણ માટે ખાનગી નિશાળો કઢાવી. રિપને વહિવટના **ખર્ચને ઘટાડયું** ને કેટલાક **લાયક હિંદીઓને ઊંચી નોકરીઓ** આપી. તેની કાઉંસિલના ધારાખાતાના સભ્ય **ઇલ્બર્ટે** હિંદી મૅજિસ્ટ્રેઇટોને અંગ્રેજ અમલદારો જેટલી ફોજદારી સત્તાઓ આપવા માટે **કાયદો** પ્રસાર કરાવ્યો. આ વખતે આસામના તથા બીજા ભાગના ઘણા ગોરા વેપારીઓ સરકાર સામે થયા તેથી કાયદામાં કેટલોક ફેરફાર થયો. પરિણામે આપણા દેશનો કેળવાએલો વર્ગ ઘણો ઉશ્કેરાઈ ગયો.

રિપનનો કારભાર હિંદુસ્તાનની તમામ પ્રજાઓને ઘણોજ ગમી ગયો. તે જ્યારે સ્વદેશ ગયો ત્યારે કોઈને આગળ ઉપર કદિ નહિ મળેલું માન તેને મળ્યું, ઇ. સ. ૧૮૮૪.

**પ્રશ્નો**:—(૧) રિપન લોકપ્રિય વાઇસરૉય કેમ કહેવાય છે? (૨) "ઇલ્બર્ટ બિલ્લ" એટલે? (૩) રિપનના સુધારાઓ લખો.

## પ્રકરણ ૫મું

## વાયવ્ય સરહદ ઉપર તોફાનો. કારભારમાં દેશના વતનીઓને ભાગ, ઇ. સ. ૧૮૮૪–૯૯.

## ડફ્ફરિન, લૅન્સ્ડાઉન ને બીજા એલ્જિનના કારભારો.

**લૉર્ડ ડફ્ફરિન, ઇ. સ. ૧૮૮૪–૮૮**—ડફ્ફરિને અફઘાનીસ્તાનના અમીર અબ્દુર્રહેમાન સાથે **રાવળપીંડીમાં દરબાર** ભરી કરાર કર્યો, તેને શત્રુ વિરુદ્ધ મદદ આપવાનું વચન આપ્યું ને **અફઘાનીસ્તાનને રક્ષિત રાજ્ય બનાવ્યું**, ઇ. સ. ૧૮૮૫. દરમ્યાન અમીરની ગેરહાજરીમાં રશિઆએ

પેંજદે નામનો પ્રાંત પોતાના મુલકમાં જોડી દીધો. આ વખત **રશિઆ ને ઇંગ્લંડ વચ્ચે** લડાઈ થાત પણ **વાઇસરૉય વચ્ચે** આવ્યો ને **લડાઈ થઈ** નહિ. **બ્રહ્મદેશ**નો રાજા થિઓ ઇટલિ, ફ્રાંસ ને જર્મનિના વેપારીઓને લાભ આપતો હતો. કેટલાએક અંગ્રેજ વેપારીઓનો તેણે ભારે દંડ કર્યો. આ કારણોથી વાઇસરૉયે બ્રહ્મદેશ **ઉપર લશ્કર** મોકલ્યું. **થિબો** કેદ પકડાયો. **તેને રત્નાગિરિ** (કોંકણમાં) **મોકલી દેવામાં** આવ્યો. **ઉત્તર બ્રહ્મદેશ**ને હવે હિંદ સાથે **ભેળવી દેવામાં આવ્યો.** ડફ્ફરિને કેળવાએલા હિંદીઓને મોટા હોદ્દાઓ વધારે સંખ્યામાં મળે તે માટે એક **કમિશનની** નીમણૂક કરાવી, ઇ. સ. ૧૮૮૬. ઇ. સ. ૧૮૮૭માં મહારાણી **વિક્ટોરિઆ**એ પોતાના અમલનાં પચાસ વર્ષો પૂરાં કર્યાં તે માટે **સુવર્ણ મહોત્સવ ઉજવ્યો.** લૉર્ડ ડફ્ફરિને ઘણું નાણું એકઠું કરી **સુવાવડખાનાંઓ** ખોલાવ્યાં. ડફ્ફરિનના વખતમાં ઍ. ઑ. હ્યૂમ જેવા નિઃસ્વાર્થી ને ઉદાર દિલવાળા અંગ્રેજની આગેવાની નીચે **મુંબઇમાં રાષ્ટ્રીય મહાસભાની પહેલી બેઠક મળી,** ઇ. સ. ૧૮૮૫. હિંદનો કારભાર લોકોના પ્રતિનિધિઓના મત પ્રમાણે ચાલે ને તે માટે સરકાર પાસે વહિવટમાં યોગ્ય સુધારાઓ કરાવવા, એ આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ હતો. ડફ્ફરિન ઇ. સ. ૧૮૮૮માં સ્વદેશ ગયો.

**લૉર્ડ લૅંસડાઉન, ઈ. સ. ૧૮૮૮–૯૪**—ડફ્ફરિન પછી લૉર્ડ લૅંસ-ડાઉન વાઇસરૉય થયો. તેણે **કાશ્મીર**નો વહિવટ ત્યાંના મહારાજાને પદભ્રષ્ટ કરી **સરકારહસ્તક** લીધો ને **બલુચીસ્તાન** તથા **ચિત્રાલમાં બ્રિટિશ વગ વધારી. કાબુલના અમીર સાથે** તેણે **નવો કરાર** કર્યો ને તેને રૂ. ૧૮ લાખનું વર્ષાસન આપી વાયવ્ય સરહદ ઉપરની કેટલીક તોફાની પઠાણોની ટોળીઓ ઉપર સત્તા સ્થાપી, ઇ. સ. ૧૮૯૩. તેજ સાલમાં **મણિપુર**માં પદભ્રષ્ટ રાજાના સેનાપતિએ બ્રિટિશ રેસિડેંટને મારી નાંખી **તોફાન** કર્યું તેથી વાઇસરૉયે લશ્કર મોકલ્યું ને બંડ શમાવી ત્યાં એક અંગ્રેજ અમલદારને મુખ્ય કારભારી બનાવ્યો. આ વખતે હિંદુઓ ને મુસલમાનો વચ્ચે તોફાનો થયાં. લૅંસડાઉનના અમલમાં **ધારાસભાઓના બંધારણમાં અગત્યના ફેરફારો** કરવામાં આવ્યા,



ફિરોઝશાહ મહેતા

ઈ.સ.૧૮૯૨. એને પરિણામે વડી ને પ્રાંતિક ધારાસભાઓમાં સ્થાનિક સંસ્થાઓના ને વેપારી મંડળોના પ્રતિનિધિઓ દાખલ થઈ શક્યા ને ધારાસભાઓના સભ્યોને સરકારને સવાલો પૂછવાના, અંદાજપત્ર (બજેટ) ઉપર ચર્ચા કરવાના ને ઠરાવો લાવવાના હક્કો મળ્યા. આ સુધારાઓથી સર **ફિરોજશાહ** મહેતા, શ્રીયુત ગોપાળ કૃષ્ણ **ગોખલે** ને સુરેંન્દ્રનાથ બૅનરજી જેવા દેશના નામાંકિત આગેવાનો ધારાસભાઓમાં જઈ શકયા ને ત્યાં સરકાર સમક્ષ લોકોનો મત મૂકી શકયા. રાષ્ટ્રીય મહાસભાની દર વર્ષ ભરાતી બેઠકનું આવું સારૂં પરિણામ આવ્યું તેથી તે સંસ્થા પણ વધારે વગવાળી થતી ગઈ.

**લૉર્ડ એલ્જિન, ઈ. સ. ૧૮૯૪-૯૮**-લૅન્સડાઉન પછી લૉર્ડ એલ્જિન વાઈસરૉય થયો. તે બીજા વાઈસરૉય એલ્જિનનો પુત્ર હતો. એના વખતમાં દેશમાં **દુષ્કાળ, ધરતીકંપ**, ને **મરકીથી** લોકોને ઘણી હાલાકી થઈ. ઇ. સ. ૧૮૯૬માં મુંબઈમાં



ગોપાળ કૃષ્ણ ગોખલે

ફાટી નીકળેલો પ્લેગ આખા દેશમાં ફેલાયો. તેજ વર્ષે દેશના મોટા ભાગમાં ભયંકર દુષ્કાળ પણ ચાલતો હતો. ઇ. સ. ૧૮૯૭માં મહારાણી વિક્ટોરિઆને સાઠ વર્ષ થયાં તેથી તેણે **"હીરક મહોત્સવ"**-ડાયમન્ડ જ્યુબિલિનો-ઉત્સવ ઉજવ્યો. પ્લેગ સબબે ઘેરઘેર તપાસ ચાલતી હતી તેમાં પૂનામાં બે અંગ્રેજ અમલદારોનાં ખુન થયાં તેથી "કેસરી" પત્રના તંત્રી **લોકમાન્ય ટિળક** ઉપર કામ ચાલ્યું ને **તેમને કેદની સજા** થઇ. મુંબઈ વગેરે જગ્યાઓએ લોકોએ તોફાનો કર્યાં, ઇ. સ. ૧૮૯૭. વાયવ્ય સરહદના તમામ **પઠાણો** સરકાર **સામે થયા.** સેનાપતિ લૉર્ડ લૉકહાર્ટે તેમને હરાવ્યા, ઇ. સ. ૧૮૯૭-૯૮. એલ્જિને મુંબઈ, મદ્રાસ ને બંગાળાનાં ત્રણ **લશ્કરોને** ભેગાં કરી તેમનો વહિવટ **એકજ સેનાધિપતિને** સોંપ્યો, ઇ. સ. ૧૮૯૫.

**પ્રશ્નો**—(૧) ડફરિન બ્રહ્મદેશ અને અફઘાનીસ્તાનના રાજ્યકર્તાઓ સાથે કેવી રીતે વર્ત્યો? (૨) રાષ્ટ્રીય મહાસભા એટલે? (૩) પ્રાંતિક સરકારોને આ વખતમાં કઇ જાતના અધિકારો મળ્યા? (૪) એલ્જિનના કારભારની કેટલીક જાણવાજોગ હકીકત લખો. (૫) મહાસભાના વિચારોને સરકારે કેટલે સુધી માન્ય રાખ્યા?

## પ્રકરણ ૬૮ું

## લૉર્ડ કર્ઝન, ઇ. સ. ૧૮૯૯-૧૯૦૫.

**લૉર્ડ કર્ઝન**—એલ્જિન પછી લૉર્ડ કર્ઝન વાઇસરૉય થયો. તે ઘણો આપખુદ, મિથ્યાભિમાની ને ઉદ્યમી વાઇસરૉય હતો. તેને સરહદનો ઘણો સારો અનુભવ હતો. હિંદમાં તે ઘણી વાર આવી ગયો હતો. તે ઇતિહાસનો ને ભૂગોળનો મોટો અભ્યાસી હતો ને એશિઆમાં તેણે ઘણી વાર મુસાફરી કરી હતી. કર્ઝનને હિંદના લોકોનું ભલું કરવા ઘણી મોટી આકાંક્ષા હતી પણ અંગ્રેજી ભણેલા લોકોને તેણે પોતાનાં કેટલાંક કામોથી ને ખાસ કરીને કડક તથા ઉદ્ધત ભાષણોથી બહુ ઉશ્કેર્યા. તેથી તેની કારકીર્દી ઘણી વગોવાઈ. કર્ઝન મોટો ભાષણકર્તા હતો.

લૉર્ડ કર્ઝને સરહદનો વહિવટ સુધાર્યો. તેણે **વાયવ્ય સરહદનાં** રજવાડાંઓને, ને બીજા પ્રદેશને એક કરી, તેમનો વહિવટ પંજાબની

પ્રાંતિક સરકાર પાસેથી ખેંચી લઈ, પેશાવર મુકામે **નવા પ્રાંતની** રાજધાની ઠરાવી, હિંદી સરકારની નીચે મૂક્યો, ઇ. સ. ૧૯૦૧. **કાબુલનો** અમીર અબ્દુર્રહમાન ઇ. સ. ૧૯૦૧માં મરી ગયો. તેના પુત્ર **હબિબુલ્લા સાથે નવો કરાર** કરવામાં આવ્યો ને તેનો મોભો વધારવામાં આવ્યો, ઇ, સ. ૧૯૦૪–૫. કર્ઝને ઇરાન ને અરબસ્તાનમાં પણ બ્રિટિશ વગ વધારી. **તિબેટમાં તેણે લશ્કર** મોકલ્યું ને દલાઈ લામા પાસેથી તેણે મોટો દંડ તથા ચુંબીની ખીણ લીધાં પણ ઇંગ્લંડથી ના આવતાં તે પાછાં આપવામાં આવ્યાં. કર્ઝને **કાશ્મીરના મહારાજાને** રાજ્યનો **કારભાર પાછો** સોંપ્યો, ઇ. સ. ૧૯૦૫. **રજવાડાંઓને સુધારવા** તેણે કેટલાક **પ્રયત્નો** કર્યા ને બરાડ પ્રાંત નિઝામ પાસેથી **કાયમ પટ્ટામાં** લઈ લીધો, ઇ. સ. ૧૯૦૨. ઇ. સ. ૧૮૯૯-૧૯૦૦માં ગુજરાત વગેરે પ્રદેશોમાં ભયંકર **"છપ્પનીઓ" દુષ્કાળ** પડયો. કર્ઝને જાતે જઈ દુકાળીઆંની તપાસ કરી લોકોને મદદ આપવા તનતોડ મહેનત કરી. તેણે જમીનના **મ્હેસુલ**ની આંકણી ને ઉઘરાણી **માટે** યોગ્ય **બંદોબસ્ત** કર્યો. કર્ઝને **યુનિવ્હર્સિટિઓ**ના કારભાર માટે નવો કાયદો ઘડયો. ઇ. સ. ૧૯૦૪. એવીજ રીતે તેણે **રેલ્વે બોર્ડ** નીમ્યું ને **વેપાર ઉદ્યોગનું** નવું **ખાતું** ખોલ્યું. ઇ. સ. ૧૯૦૫માં તેણે **બંગાળા** ઇલાકાના **બે વિભાગો** કર્યા, (૧) પૂર્વ બંગાળા ને આસામ, રાજધાની ઢાકા (૨) પશ્ચિમ બંગાળા, બિહાર, ઓરિસ્સા ને છોટાનાગપુર, રાજધાની, કલકત્તા. બંગાળાના **લોકો** આ કામથી ઘણા **છંછેડાયા.** તેઓએ બ્રિટિશ માલનો બહિષ્કાર કર્યો, કેળવણી માટે રાષ્ટ્રીય સંસ્થાઓ ખોલી ને આખા હિંદમાં જબરદસ્ત અસંતોષ ફેલાવ્યો. કર્ઝને તમામ ખાતાંઓમાં સુધારાઓ કર્યા. **કર્ઝન ને** સેનાપતિ લૉર્ડ **કિચનર વચ્ચે** લશ્કરના વહિવટ સંબંધમાં **તકરાર** થઈ. ઇંગ્લંડની સરકારે કિચનરનો પક્ષ લીધો. તેથી કર્ઝને રાજીનામું આપ્યું. ઇ. સ. ૧૯૦૪માં તે ટૂંકી રજા ઉપર ઇંગ્લંડ ગયો હતો.

મહારાણી વિક્ટોરિઆ ઇ. સ. ૧૯૦૧માં મરી ગઈ. તેના પછી સાતમો એડ્વર્ડ શહેનશાહ થયો. લૉર્ડ કર્ઝને નવી શહેનશાહી જાહેર કરવા **દિલ્હીમાં** મોટા ઠાઠથી એક **દરબાર** ભર્યો, ઇ. સ. ૧૯૦૩. **પ્રિંસ ઑવ્ વેઈલ્સ** (અત્યારના શહેનશાહ) તથા તેમનાં બાનુ **હિંદની**

**મુસાફરીએ** આવ્યાં. લોકોએ તેમને ઘણું માન આપ્યું. તેઓ જ્યારે ઇંગ્લંડ પાછા ગયા ત્યારે બોલ્યા કે હિંદમાં અંગ્રેજ અમલને વધારે સાબુત કરવા માટે સહાનુભૂતિની ખાસ જરૂર છે.

કર્ઝનના વખતમાં **પ્રાંતોને** પોતાનાં આવક ને ખર્ચ ઉપર કાયમને માટે **વધારે સત્તાઓ** આપવામાં આવી.*

## પ્રકરણ ૭મું

## લૉર્ડ મિંટો, ઇ. સ. ૧૯૦૫-૧૦. ધારાસભાઓનો સુધારો.

**લૉર્ડ મિંટો**—લૉર્ડ મિંટો હિંદનો ગવર્નર ઝનરલ થયો તે પછી તુરતજ **ઇંગ્લંડમાં પ્રધાનોમાં** પણ **ફેરફારો** થયા. "કૉંઝર્વેટિવ" પક્ષ પ્રધાનપદથી ખસી ગયો. "લિબરલ" પક્ષ સત્તા ઉપર આવ્યો. પરિણામે હિંદુસ્તાનના **સેક્રેટરિની જગ્યા જૉન મોર્લે** નામના એક ઉદાર **ફિલસુફ** ને મુત્સદ્દીને **આપવામાં આવી.** હિંદના ભણેલા લોકોને મોર્લેનાં પુસ્તકોનું સારૂં જ્ઞાન હતું. તેથી તેઓએ મોટી મોટી આશાઓ બાંધી. મોર્લેએ પણ મિંટોને કારભારમાં સુધારો કરવાની પ્રેરણા કરી અને પરિણામે બંનેના પ્રયાસથી વડી ને પ્રાંતિક ધારાસભાઓના બંધારણમાં કેટલાક અગત્યના ફેરફારો કરવામાં આવ્યા. મિંટોના વખતમાં દેશની રાજકીય **સ્થિતિ** દિવસે દિવસે **બગડતી જતી હતી.** **બંગાળામાં ધાડપાડુઓ ને ખુનીઓનો ત્રાસ** વધી ગયો હતો. **મહાસભાના** આગેવાનોમાં પણ તડ પડયું હતું ને લોકમાન્ય ટિળક, અરવિંદ ઘોષ,

લૉર્ડ મિંટો.

---

*હવે પ્રશ્નો આપવામાં આવશે નહિ.

બિપીનચંદ્ર પાલ ને લાલા લજપતરાય જેવા આગેવાનો રાષ્ટ્રીય પ્રવૃત્તિ દેશમાં વધારે જોસભેર ફેલાવવા માંગતા હતા. મોર્લેએ ગોખલે જેવા મહાસભાના આગેવાનોને પોતાના પક્ષમાં લીધા ને પછી સુધારાઓ દાખલ કર્યા. તેજ વખતે તેણે ને મિંટોએ સભાઓ ઉપર, હથિયારોના કબ્જા ઉપર, છાપખાનાઓ ઉપર ને વર્તમાનપત્રો ઉપર વધારે **જાપતાના કાયદાઓ** કર્યા, **લજપતરાય** જેવા આગેવાનોને **દેશપાર** કર્યા ને બીજા કેટલાએકોને ભાષણ કરતા કે એવી રાજદ્વારી હીલચાલો કરતા અટકાવ્યા. મુંબઈની હાય કોર્ટે લોકમાન્ય **ટિળકને છ વર્ષની કેદની** સજા ફરમાવી.

**નવા સુધારાઓથી** ગવર્નર જનરલની ને પ્રાંતિક કાઉન્સિલોમાં અકેક હિંદીની નીમણૂક થઈ. પ્રાંતિક ધારાસભાઓમાં બીનઅમલદારી સભ્યોની બહુમતિ થઈ. વડી ધારાસભામાં પણ બીનઅમલદારી સભ્યોની સંખ્યા વધી. તે સંસ્થાઓને ઉપપ્રશ્નો પૂછવાની ને બજેટ ઉપર વિવાદો કરવાની પણ સત્તાઓ આપવામાં આવી. તે ઉપરાંત મોર્લેએ પોતાની ઇન્ડિઆ કાઉંસિલમાં બે હિંદીઓને દાખલ કર્યા.

મિંટોના વખતમાં રશિઆ ને ઇંગ્લંડ વચ્ચે તથા ચીન ને ઇંગ્લંડ વચ્ચે કરારો થવાથી તિબેટ, અફઘાનીસ્તાન ને ઈરાન પરત્વે કોઈ મહત્ત્વનો બનાવ બન્યો નહિ. શહેનશાહ **એડ્વર્ડ** ઇ. સ. **૧૯૧૦માં મરણ પામ્યા.** મિંટો પોતે પણ તેજ સાલની આખરમાં સ્વદેશ ગયો. તે ઉદાર, લોકપ્રિય, અને નરમ વાઇસરૉય હતો. મોર્લેના દબાણથી તેણે ધારાસભાઓનો સુધારો કર્યો, નહિતર તેનો વિચાર તો એવો હતો કે રાજકીય અસંતોષ દૂર કરવા કેળવાએલા લોકોને વધારે સંખ્યામાં મોટી જગ્યાઓ આપવી ને વહિવટી સંસ્થાઓમાં સુધારો કરવો.

## પ્રકરણ ૮મું

## લૉર્ડ હાર્ડિંજ ને મહાયુદ્ધ, ઇ. સ. ૧૯૧૦–૧૬.

**શહેનશાહી પ્રવાસ, ઇ. સ. ૧૯૧૧–૧૨**—પહેલો સિખ વિગ્રહ લડનાર લૉર્ડ હાર્ડિંજનો પૌત્ર હવે વાઇસરૉય થયો. ઇ. સ. ૧૯૧૧ના ડિસેંબરની ૧૨મી તારીખે **દિલ્હી** મુકામે નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જ ને શહેનશાહબાનુ મેરિનો **અભિષેક** ગયો. એ વખતે દેશના બધા રાજાઓ ને

નામાંકિત આગેવાનો હાજર રહ્યા હતા. નામદાર શહેનશાહે **"વિક્ટોરિઆ ક્રૉસ્સ" હિંદી સિપાઈઓને** પણ હવેથી મળી શકશે એમ જાહેર કર્યું. હિંદુસ્તાનની **રાજધાની** કલકત્તાથી **દિલ્હી** લઈ જવામાં આવી ને **બંગાળાના ભાગલાઓ રદ** કરવામાં આવ્યા. તેને બદલે આસામનો એક નોખો પ્રાંત કમિશનર નીચે, બંગાળાનો પણ નોખો પ્રાંત ગવ્હર્નર નીચે, ને બિહાર, ઓરિસ્સા ને છોટાનાગપુરનો નોખો પ્રાંત લેફ્ટનન્ટ ગવ્હર્નર નીચે, એમ નવી વ્યવસ્થા કરવામાં આવી. તે ઉપરાંત દર વર્ષ **રૂ. ૫૦ લાખ કેળવણી ઉપર** વધારે ખર્ચવાનો હુકમ થયો. શહેનશાહી પ્રવાસ તા. ૧૦, જાનેવારિ, ૧૯૧૨ને દિવસે પૂરો થયો. લૉર્ડ **હાર્ડિંજ** જ્યારે દિલ્હીમાં ગયો ત્યારે તેના **ઉપર** કોઈ ઝનુનીએ **બૉંબ** ફેંક્યો. છતાં વાઇસરૉયે પોતાનું ઉદાર વલણ છોડી દીધું નહિ. શહેનશાહી ઢંઢેરાથી બંગાળાના લોકોનો અસંતોષ દૂર થયો ને હિંદના રાજાઓ ને લોકો ઘણા પ્રસન્ન થયા.

**મહાયુદ્ધ ને હિંદુસ્તાન**—ઇ. સ. ૧૯૧૪ના જુલાઈ માસમાં સર્વિઆમાં ઑસ્ટ્રિઆના રાજપુત્રનું ખુન થયું તેથી ઑસ્ટ્રિઆએ સર્વિઆ સામે લડાઈ જાહેર કરી. જર્મનિએ ઑસ્ટ્રિઆ-હંગરિનો પક્ષ લીધો. રશિઆ સર્વિઆ સાથે ભળ્યું. ફ્રાંસ રશિઆ સાથે ભળ્યું. જર્મનિએ બેલજિઅમ થઈ પૅરિસ ઉપર હલ્લો કર્યો. તેથી ઇંગ્લંડે જર્મનિ સામે લડાઈ જાહેર કરી. આમ ચોમેર મહાયુદ્ધ ફાટી નીકળ્યું, ઑગસ્ટ, ૧૯૧૪. થોડા વખત પછી તુર્કી જર્મનિ સાથે ને ઇટલિ ને છેવટે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો પણ મિત્રરાજ્યો સાથે ભળ્યાં. આ યુદ્ધ ઠેઠ ઇ. સ. ૧૯૧૮ના નવ્હેંબર સુધી ચાલ્યું. જર્મનિ, ઑસ્ટ્રિઆ, ને તુર્કી હારી ગયાં. લૉર્ડ હાર્ડિંજે આપણા દેશમાંથી પુષ્કળ માણસો, ઢોર, પૈસો, દારુગોળો, વગેરે મિત્રરાજ્યો માટે મોકલ્યાં. હિંદુસ્તાનની તમામ પ્રજાએ તથા હિંદુસ્તાનના તમામ રાજાઓએ પણ ઇંગ્લંડને આ વખતે પોતાની શક્તિ ઉપરાંત મદદ આપી. આખા દેશમાં સુલેહ જાળવવા માત્ર ૧૫૦૦૦ માણસોજ રાખવામાં આવ્યા હતા. ૧૫ લાખ જેટલું લશ્કર ઇરાક, ઇજિપ્ત, તુર્કસ્તાન. ફ્રાંસ, વગેરે દેશોમાં જઈ લડ્યું.

હાર્ડિંજ ઈ. સ. ૧૯૧૬માં સ્વદેશ ગયો.. તેના કારભારની મુદતમાં એક વર્ષનો વધારો કરવામાં આવ્યો હતો. તે કૅનિંગ ને રિપનના જેટલી પ્રજાની પ્રીતિ મેળવતો ગયો, કારણ કે તે પોતે ઉદાર, માયાળુ, ને મીલનસાર વાઇસરૉય હતો. તેણે **સ્થાનિક સ્વરાજ્ય** અને **કેળવણીના** ફેલાવા માટે સારા પ્રયત્નો કર્યા ને **હિંદીઓને મોટા હોદ્દાઓ** વધારે **મળે તે માટે એક કમિશન** નીમ્યું.

## પ્રકરણ ૯મું

## લૉર્ડ ચેમ્સ્ફર્ડ, ઇ. સ. ૧૯૧૬-૨૧.

**મહાયુદ્ધનો અંત, હિંદુસ્તાનના બદલાએલા સંજોગો**—હાર્ડિંજ પછી લૉર્ડ ચેમ્સ્ફર્ડ વાઈસરૉયની જગ્યાએ આવ્યો. તેના વખતમાં મહાયુદ્ધનો અંત આવ્યો. **મિત્રરાજ્યોનો વિજય** થયો. હિંદુસ્તાનના દરજ્જામાં પણ ફેરફારો થયા. સામ્રાજ્યનાં સંસ્થાનોની પરિષદમાં, દુનિયાનાં તમામ રાજ્યોની પરિષદમાં ને એવી બીજી સસ્થાઓમાં **હિંદુસ્તાનથી એક રાજા ને એક પ્રતિનિધિ હવે જવા લાગ્યા.** દેશમાં યુદ્ધ વખતે તો પ્રજાના આગેવાનો શાંત બેસી રહ્યા હતા પણ ઇ. સ. ૧૯૧૬માં મિસિસ એનિ બેઝન્ટે **"હોમ રૂલ લીગ"** ની સ્થાપના કરી. ઘણા **મુસલમાનો** તુર્કીની હારથી ને પછી ઇંગ્લંડનું પ્રધાનમંડળ તુર્કી **વિરુદ્ધ** ગ્રીસને મદદ આપતું હતું તેથી સરકારની વિરુદ્ધ થયા. ઇ. સ. ૧૯૧૬માં જુના વિચારના આગેવાનો **ગોખલે ને ફિરોઝશાહ ગુજરી ગયા.** લોકમાન્ય ટિળક ઇ. સ. ૧૯૧૪માં કેદથી છુટા થયા હતા. તેથી **મહાસભાનું સુકાન નવા પક્ષના હાથમાં ગયું.** મુસલમાની મહાસભા અથવા **મુસ્લીમ લીગ** ને **કૉંગ્રેસ** હવે **એક** થઈ ગયાં. લોકોના આગેવાનો "સ્વરાજ્ય" માંગવા લાગ્યા. **ઇ. સ. ૧૯૧૭માં હિંદના સેક્રેટરિએ પાર્લમેંટમાં જાહેર કર્યું** કે ઇંગ્લંડ હિંદને ધીમે ધીમે સ્વરાજ્ય આપશે. ત્યાર પછી નવો સેક્રેટરિ **મૉંટેગ્યુ** ને વાઇસરૉય ચેમ્સફર્ડ દેશમાં ઠામઠામ ફર્યા અને પછી તેઓએ હિંદમાં રાજકીય સુધારાઓ ઉપર પોતાનો હેવાલ બહાર પાડ્યો. તે હેવાલ ઉપર ખૂબ ચર્ચા થઇ. ઇ. સ. **૧૯૨૦માં**

પાર્લમેંટે નવા **સુધારાઓને લગતો કાયદો** પસાર કર્યો. મૉંટેગ્યુએ સર સત્યેંદ્ર **પ્રસન્ન સિંહને** લૉર્ડ સિંહ બનાવ્યા.

**લોકોમાં અસંતોષ, પંજાબનો મામલો**—ઇ. સ. ૧૯૧૮માં આપણા દેશના મોટા ભાગમાં **દુષ્કાળ** પડ્યો. તેજ વર્ષે ભયંકર **ઇન્ફ્લ્યુએન્ઝાના** દરદથી સાઠ લાખ માણસો મરી ગયાં. **વેપારમાં મંદી** આવી. લશ્કરની ભરતીના ધોરણથી, ને લડાઇમાંથી પાછા ફરેલા સિપાઇઓની હીલચાલથી તથા દેશાવરમાં ઇંગ્લિંડના રાજ્ય વિરુદ્ધ ચાલતાં કાવતરાંથી પંજાબમાં ભયંકર મામલો ઉત્પન્ન થયો. સરકારે આ વખતે ખુની હીલચાલોને દાબી દેવા **"રોલેટ બિલ્લો"** ધારાસભામાં તુતરજ દાખલ કર્યાં. આખા દેશમાં ભયંકર વિરોધ વ્યાપી રહ્યો. **પંજાબમાં, ગુજરાતમાં,** ને **બંગાળામાં તોફાનો** થયાં. ગાંધીજીએ **"સત્યાગ્રહ"** કરવાનો લોકોને ઉપદેશ આપ્યો. ઝનરલ ડાયરે અમૃતસર મુકામે **ઝાલીઆનવાળા બાગમાં** ગોળીબાર કરી ઘણાં માણસોનો **સંહાર** કર્યો. દેશનો અસંતોષ હવે ઘણોજ વધી ગયો. **ખીલાફતને** માટે મુસલમાનો પણ ઉશ્કેરાઇ ગયા હતા. ગાંધીજીની આગેવાની નીચે **અસહકારની** હીલચાલે ભયંકર સ્વરૂપ લીધું. આવી ઘણીજ ચિંતાજનક પરિસ્થિતિમાં લૉર્ડ રેડિંગ વાઇસરૉય થયો.


મિ. મૉંટેગ્યુ

**ત્રીજો અફઘાન વિગ્રહ, ઇ. સ. ૧૯૧૯**—અફઘાનીસ્તાનનો અમીર **હબીબુલ્લા** એક **ખુનીને** હાથે માર્યો ગયો, ઇ. સ. ૧૯૧૯. ઘણી ખટપટ પછી તેનો નાનો **પુત્ર અમનોલ્લા અમીર** થયો. તેને

ઈંગ્લંડની દરમ્યાનગીરીથી સ્વતંત્ર થવું હતું. તેથી હિંદુસ્તાનની ને ખાસ કરીને પંજાબની વિકટ સ્થિતિનો લાભ લઈ તેણે હિંદ ઉપર **સવારી કરી,** ઇ. સ. ૧૯૧૯; પણ તેમાં તે ફાવ્યો નહિ. **રાવળપીંડી મુકામે સુલેહ** થઈ. અફઘાનીસ્તાન હવે સ્વતંત્ર રાજ્ય થયું. આજ વખતે સરહદ ઉપરના પઠાણ લોકોએ પણ બંડ કર્યું હતું.



લૉર્ડ સિંહ.

**નરેંદ્રમંડળ**—લડાઈને લઈને રજવાડાંઓ ને સરકાર વચ્ચેના સંબંધમાં પણ ફેરફાર થયો. તેમના પરસ્પર સંબંધનો વિચાર કરવાને માટે એક "નરેંદ્રમંડળ" નામની સંસ્થા ઉભી કરવામાં આવી. રજવાડાંઓ આ મંડળ માટે એક પ્રમુખ અથવા ચૅન્સેલર ચુંટે છે, ઇ. સ. ૧૯૨૧.

**ડયૂક ઑવ્ કૉનોટનો પ્રવાસ**—૧૯૨૦ના સુધારાઓની શરૂઆત નામદાર શહેનશાહના કાકા ડયૂક ઑવ કૉનોટે કરાવી. તેમણે નવી ધારાસભાઓ નરેંદ્રમંડળ ખોલ્યાં, ઇ. સ. ૧૯૨૧.

## પ્રકરણ ૧૦મું

## અસહકાર ને લૉર્ડ રેડિંગ, ઇ. સ. ૧૯૨૧–૨૬.

**લૉર્ડ રેડિંગ, ઇ. સ. ૧૯૨૧–૨૬**—એકવાર રેડિંગ ઇંગ્લંડમાં મુખ્ય ન્યાયાધીશ હતો. તેનો કારભાર હજુ હમણાંજ પૂરો થયો છે. તેના વખતમાં નામદાર **પ્રિંસ ઑવ્ વેઇલ્સ હિંદ** આવી ગયા, ઇ. સ. ૧૯૨૧. ગાંધીજી કેદ થયા ને તુર્કી સાથે ફરી સુલેહ થઈ એટલે હિંદુ-

મુસલમાનોની એકસંપી તુટી ગઈ ને **અસહકારની હીલચાલ** પણ **ભાંગી** પડી. સુધારેલા રાજ્યતંત્રને લઇને પ્રાંતોમાં **સ્થાનિક સ્વરાજ્ય, કેળવણી,** વગેરેનો **ફેલાવો** થયો. હૈદરાબાદના **નિઝામે** બરાડ પ્રાંતનો હવાલો પાછો માંગ્યો અને હૈદરાબાદનું રાજ્ય રક્ષિત નહિ પણ મિત્ર રાજ્ય છે **એવો દાવો** કર્યો **પણ જવાબમાં રેડિંગે** એવું કહ્યું કે બ્રિટિશ સરકાર આખા હિંદમાં ને રજવાડાંઓ પરત્વે પણ સાર્વભૌમ અથવા સર્વોપરિ સત્તા છે. દેશના **ઉદ્યોગોને** દેશાવરની હરીફાઈ સામે **રક્ષણ આપવું** જોઈએ એ ધોરણ હવે સરકારે સ્વીકાર્યું.

લૉર્ડ રેડિંગ ઇ. સ. ૧૯૨૬માં સ્વદેશ ગયો. અત્યારે **લૉર્ડ ઇર્વિન** વાઈસરોય છે. તેણે હિંદુ-મુસલમાનો સંપમાં રહે અને દેશની ખેતી આબાદ થાય તે માટે સારો પ્રયાસ કર્યો છે.



લૉર્ડ રેડિંગ

## વાઇસરૉયો, ઈ. સ. ૧૮૫૮ના ઢંઢેરા મુજબ.

Canning, કૅનિંગ, ઇ. સ. ૧૮૫૮-૬૨.
Earl of Elgin, અર્લ ઑવ્ એલ્જિન, ઇ. સ. ૧૮૬૨-૬૩.
Sir Charles Napier, સર ચાર્લ્સ નેપિઅર, ઇ. સ. ૧૮૬૩.
Sir William Denison, સર વિલિઅમ ડેનિસન, ઇ. સ. ૧૮૬૩-૬૪.
Sir John (Lord) Lawrence, સર જૉન (લૉર્ડ) લૉરેંસ, ઇ. સ. ૧૮૬૪-૬૯.
Earl of Mayo, અર્લ ઑવ્ મેયો, ઇ. સ. ૧૮૬૯-૧૮૭૨.
Sir John Strachey, સર જૉન સ્ટ્રેચી, ઇ. સ. ૧૮૭૨.
Lord Napier, લૉર્ડ નેપિઅર, ઇ. સ. ૧૮૭૨.

Baron (Earl of) Northbrook, બૅરન (અર્લ ઑવ્) નૉર્થબ્રૂક, ૧૮૭૨-૭૬.
Baron (Earl of) Lytton, બૅરન (અર્લ ઑવ્) લિટ્ટન, ઇ. સ. ૧૮૭૬–૮૦.
Marquess of Ripon, માર્ક્વેસ્સ ઑવ્ રિપન, ઇ. સ. ૧૮૮૦–૮૪.
Earl of Dufferin, અર્લ ઑવ્ ડફ્ફરિન, ઇ. સ. ૧૮૮૪–૮૮.
Marquess of Lansdown, માર્ક્વેસ્સ ઑવ્ લૅન્સડાઉન, ઇ. સ. ૧૮૮૮–૯૪.
Earl of Elgin, અર્લ ઑવ્ એલ્જિન, ઇ. સ. ૧૮૯૪–૯૯.
Baron (Earl) Curzon, બૅરન (અર્લ) કર્ઝન, ઇ. સ. ૧૮૯૯–૧૯૦૫.
Lord Ampthill, લૉર્ડ ઍમ્પ્ટ્હિલ્લ, ઈ. સ. ૧૯૦૪ (કર્ઝનની ગેરહાજરીમાં).
Lord Minto, અર્લ ઑવ્ મિંટો, ઈ. સ. ૧૯૦૫–૧૦.
Baron Hardinge, બૅરન હાર્ડિંજ, ઇ. સ. ૧૯૧૦–૧૬.
Baron Chelmsford, બૅરન ચેમ્સ્ફર્ડ, ઇ. સ. ૧૯૧૬–૨૧.
Earl of Reading, અર્લ ઑવ્ રેડિંગ, ઇ. સ. ૧૯૨૧–૨૬.
Earl of Lytton, અર્લ ઑવ્ લિટ્ટન, ઈ. સ. ૧૯૨૬. (રેડિંગની ગેરહાજરીમાં)
Baron Irvin, બૅરન ઇર્વિન, ઇ. સ. ૧૯૨૬–

# ઉપસંહાર

## દેશની જુદી જુદી પ્રવૃત્તિઓ ને ભવિષ્ય

આપણા દેશમાં ઓગણીસમી સદીમાં કેટલીક જાણુવાજોગ હીલચાલો શરૂ થઈ. પહેલાં તો સહજાનંદ સ્વામીએ **સ્વામીનારાયણનો પંથ** ગુજરાત ને કાઠિઆવાડમાં ફેલાવ્યો. રાજા રામમોહનરાયે **"બ્રહ્મોસમાજ"** સ્થાપ્યો. સ્વામી દયાનંદ સરસ્વતીએ **આર્યસમાજ** સ્થાપ્યો. મિસિસ ઍનિ બેઝંટ **થિઓસોફિકલ સોસાયટી** સ્થાપી. આ હીલચાલો ધર્મસંબંધી હતી. પણ એજ વખતે જ્ઞાતિભેદ, બાળલગ્ન, વિધવાની સ્થિતિ, અજ્ઞાન, વગેરે વિરુદ્ધ બીજી હીલચાલો પણ ઉભી થઈ. આપણ પ્રાંતમાં કવિ નર્મદાશંકર, કરસનદાસ મૂળજી, **દાદાભાઈ નૌરોજી**, વગેરેએ આ વિષયોમાં સારૂં કામ કર્યું. આ લોકો **સુધારકો** કહેવાયા. આપણા દેશની પ્રાચીન ને અર્વાચીન સંસ્કૃતિનો એટલે ઇતિહાસ ને **સાહિત્યનો** હવે **અભ્યાસ** થવા લાગ્યો. ઇ. સ. ૧૮૮૫માં **કૉંગ્રેસની સ્થાપના** થઈ. મુસલમાનોએ પણ પોતાનું **"મુસ્લીમ લીગ"** નામનું મંડળ ઉભું કર્યું. વડોદરા જેવા **રજવાડાંઓના કારભારમાં** રાજાઓના પ્રયાસથી પણ ઘણા **સુધારાઓ** થયા. આપણા **સાહિત્યમાં** પણ પશ્ચિમની વિદ્યાનો ઓપ આવ્યો. આવી રીતે દરેક બાબતમાં આપણે હવે જુનું ધોરણ મૂકી દઈએ છીએ ને **નવીન સંસ્કૃતિ** ધારણ કરીએ છીએ. ભવિષ્ય માટે આપણે કેટલીક બાબતોનો



દાદાભાઈ નૌરોજી

વિચાર કરવો જોઈએ. આપણી રાષ્ટ્રીય ભાવના આપણે હમેશાં જ્ઞાતિ, ધર્મ, કે પ્રાંતના હિત સામે ટકાવી રાખવી જોઇએ; આપણે દેશનાં રજવાડાંઓ ઉપર વધારે લક્ષ આપવું જોઇએ; આપણે પશ્ચિમના ધોરણ મુજબ લશ્કરી તાલીમ લેવી જોઇએ. તે ઉપરાંત આપણે આપણો ઇતિહાસ વાંચી ને સમજી, શુદ્ધ ચારિત્રવાળા થવું જોઇએ.


શ્રીમંતમહારાજ સયાજીરાવ ગાયકવાડ

આવી રીતે આપણે ઉપરનાં પૃષ્ઠોમાં આપણો હજારો વર્ષોનો ઇતિહાસ જોયો. આપણે એ ઇતિહાસ વાંચવાથી આપણા પ્રાચીન ગૌરવનું અભિમાન ધરાવવું જોઈએ ને આપણું ભવિષ્ય તેથી પણ વધારે ઉજળું અને તે માટે પ્રયાસ કરવો જોઈએ. કવિ **નર્મદાશંકરના સુંદર ને સચોટ શબ્દોમાં, અંધકારની આપણી રાત હવે વીતી** ગઈ છે; **આપણે હવે આપણા ઉત્કર્ષનું ઉગતું પ્રભાત જોઈએ છીએ, ને એક દિવસ આપણે તે ઉત્કર્ષનો પૂર મધ્યાહ્ન પણ જોઈ શકશું.**

# આપણા દેશનું રાજ્યતંત્ર

**આપણા દેશમાં ને ઇંગ્લંડમાં, એમ બંને સ્થળોએ** આપણું તંત્ર ચાલે છે. તે રાજ્યતંત્રનો કેટલોક ભાગ ઇ. સ. ૧૯૧૭માં **ઑગસ્ટ** માસમાં હિંદના સેક્રેટરિએ **જાહેર** કરેલા સ્વરાજ્ય આપવાના **જાહેરનામા** ઉપર ને બાકીનો ભાગ હિંદી તથા પ્રાંતિક સરકારોએ કરેલા નિયમો ઉપર ઘડવામાં આવ્યો છે. ઉપરના જાહેરનામામાં એમ જાહેર કરવામાં આવ્યું છે કે હિંદુસ્તાનમાં ધીમે ધીમે ને હિંદી તથા બ્રિટીશ સરકારની જવાબદારી ઉપર "સ્વરાજ્ય"ની સંસ્થાઓ સ્થાપવામાં આવશે.

**તાજ**—આપણા રાજ્યતંત્રમાં નામદાર **શહેનશાહ** પોતે પહેલું સ્થાન ધરાવે છે. નામદાર શહેનશાહને અથવા ઇંગ્લંડના **તાજને** વહિવટ ઉપર ને કાયદાઓ ઉપર પૂરેપૂરી સત્તા છે પણ તે તમામ સત્તા અત્યારે શહેનશાહ પોતે વાપરતા નથી પણ ઇંગ્લંડનું પ્રધાનમંડળ વાપરે છે ને શહેનશાહ અથવા તાજ પોતે માત્ર પોતાની અંગત વગથી ને બાહોશીથીજ ભોગવી શકાય તેટલી સત્તા ભોગવે છે.

**પાર્લમેંટ**—ઇગ્લંડમાં ચાલતા આપણા રાજ્યતંત્રની બીજી **સંસ્થા** પાર્લમેંટ છે. આપણા રાજ્યતંત્રમાં ગમે તે ફેરફારો આ સંસ્થા કરી શકે છે ને તે સંબંધી ગમે તેટલી તપાસ પણ કરી શકે છે. તે સિવાય પાર્લમેંટ પાસે આપણા વહિવટ ઉપર અંકુશ રાખવાની કેટલીક ખાસ સત્તાઓ પણ છે. પણ ઇગ્લંડ ને હિંદ વચ્ચે ઘણું છેટું હોવાથી ને પાર્લમેંટ પોતે પોતાના કામકાજમાં ઘણીજ મશગુલ રહેતી હોવાથી આ અંકુશ હિંદના હિત માટે બજાવી શકાતો નથી. પાર્લમેંટ પોતેજ હિંદના વહિવટ ઉપર સલાહ લેવા માટે એક **સ્ટૅંડિંગ કમિટિ** પણ નીમે છે.

**હિંદનો સેક્રેટરિ—સેક્રેટરિ** આપણા વહિવટ માટે ખાસ જવાબદાર અમલદાર છે. તે બ્રિટિશ પ્રધાનમંડળમાં બેસે છે ને હિંદનું તમામ ખર્ચ તેની મારફતજ થાય છે. હિંદના તમામ નાના મોટા અમલદારોએ તેના હુકમોને તાબે રહેવું જોઇએજ. એનો ને એની કાઉંસિલનો પગાર હવે બ્રિટિશ સરકાર આપે છે. સેક્રેટરિને મદદ કરવા માટે એક **મદદનીશ ને એક કાયમ,** એમ બે **સેક્રેટરિઓ**—મુખ્ય ને મદદનીશ સેક્રેટરિ—દિવાને આમમાં ને દિવાનેખાસમાં બેસે છે.

**ઇંડિઆ કાઉંસિલ ને ઑફિફ્સ**—હિંદી સેક્રેટરિને મદદ કરવા માટે **ઇંડિઆ કાઉંસિલ** રાખવામાં આવી છે. તેમાં ઓછામાં ઓછા આઠ ને વધારેમાં વધારે બાર સભ્યો રહે છે. તેનો અર્ધો ભાગ તો હિંદમાં દસ વર્ષો માટે રહેલો હોવો જોઇએ ને નીમણોક વખતે હિંદ છોડ્યાં તેને પાંચ વર્ષો થયાં હોવાં જોઇએ નહિ. દર પાંચ વર્ષે કાઉંસિલ્લરો બદલાય છે. અત્યારે ત્રણ હિન્દીઓ આ સંસ્થામાં છે. ઇન્ડિઆ કાઉંસિલ માત્ર સલાહકાર મંડળ છે. તેને વહિવટ કરવાની સત્તા નથી. સેક્રેટરિના ખાતાનું કામકાજ કરવા જે ઑફિફ્સ રાખવામાં આવી છે તે **ઇન્ડિઆ ઑફિફ્સ** કહેવાય છે.

**હાય કમિશનરઃ**—હિંદી ને પ્રાંતિક સરકારોનું પરચુરણ વેપાર સંબંધી કે બીજું કામકાજ **હાય કમિશનર** કરે છે. આ અમલદાર પણ ઇંગ્લંડમાંજ રહે છે. તેનો પગાર આપણે આપીએ છીએ.

તાજ, પાર્લમેંટ, ને સેક્રેટરિ, એ મારફત આપણું ઇંગ્લંડનું રાજ્યતંત્ર ચાલે છે તે આપણે ઉપર જોયું. હવે આપણે **આપણા દેશમાં આપણું તંત્ર** કેમ ચાલે છે તે તપાસીએ.

**ગવ્હર્નર ઝનરલઃ**—આ તંત્રમાં સૌથી શ્રેષ્ઠ **હિંદી સરકાર** પોતે છે. તે **ગવ્હર્નર ઝનરલ ઇન્ કાઉંસિલ** પણ કહેવાય છે. **ગવ્હર્નર ઝનરલ** પોતે આખા હિંદના વહિવટ માટે જવાબદાર છે. વાઇસરૉય તરીકે તે ગુન્હેગારોને માફી આપી શકે છે ને શહેનશાહના પ્રતિનિધિ તરીકે કામ કરે છે. એ હોદ્દાને લઈને તેનો દરજ્જો માત્ર ખુદ શહેનશાહથીજ ઉતરતો છે. ગવ્હર્નર ઝનરલ તરીકે પણ તે કેટલીએક આપખુદ સત્તાઓ ધરાવે છે. દર પાંચ વર્ષે નવો માણસ આ હોદ્દા ઉપર આવે છે. સાધારણ રીતે પાર્લમેંટના કોઈ અનુભવી માણસને તે જગ્યા ઉપર નીમવામાં આવે છે.

**તેની કાઉંસિલઃ**-ગવ્હર્નર ઝનરલને **વહિવટમાં મદદ કરવા એક કાઉંસિલ** છે. અત્યારે તેમાં છ સભ્યો છે ને તેમાં ત્રણ હિંદીઓ છે. સેનાપતિ સાતમો સભ્ય થઈ શકે. ગવ્હર્નર ઝનરલ કાઉંસિલના મત ઉપરવટ થઈને પણ કામ કરી શકે છે. તમામ વહિવટ માટે જુદાં જુદાં ખાતાંઓ રાખવામાં આવ્યાં છે ને દરેક સભ્યને એક યા એથી વધારે

ખાતાંઓનો વહિવટ કરવાનો હોય છે. નાની બાબતોનો નિકાલ સભ્ય પોતેજ કરી નાંખે છે પણ જરૂર પડતી હકીકતો માટે આખી કાઉંસિલનો મત લેવાય છે. દરેક સભ્યને મદદ કરવા જુદા જુદા સેક્રેટરિઓ પણ હોય છે. પરદેશ સાથેના વ્યવહારનું ખાતું ને રજવાડાંઓની બાબતો વાઇસરૉય પોતે પોતાના હસ્તક રાખે છે. બીજાં ઉપયોગી ખાતાંનાં નામો અહીં આપ્યાં છેઃ– ધારાખાતું; લશ્કરી ખાતું; સ્વદેશખાતું; વેપારઉદ્યોગ ખાતું; વગેરે.

**ધારાસભાઓ**—દેશનો કારભાર કરવા માટે ગવ્હર્નર ઝનરલ પોતાની કાઉંસિલની સલાહ લે છે પણ **કાયદાઓ કરવા** માટે ગવ્હર્નર ઝનરલ **ધારાસભાની** મદદ લે છે. આ ધારાસભાનાં **બે અંગો** છે. (૧) **કાઉંસિલ ઑવ્ સ્ટેઇટ્** અથવા **રાજ્યમંડળ** (૨) લેજિસ્લેટિવ **એસેમ્બ્લી** અથવા **મુખ્ય ધારાસભા.**

કાઉંસિલ ઑવ્ સ્ટેઇટની મુદ્દત પાંચ વર્ષની છે ને એસેમ્બ્લીની મુદ્દત ત્રણ વર્ષની છે. કાઉંસિલના સભ્યો "ઑનરબલ" કહેવાય છે. એસેંમ્બ્લીના સભ્યોને એ માન નથી. કાઉંસિલમાં સરકારી પક્ષનું બળ વધારે છે; એસેંમ્બ્લીમાં તેથી ઓછું છે. કાઉંસિલમાં પ્રમુખ સહિત કુલ ૬૦ સભ્યો છે. એસેંમ્બ્લીમાં પ્રમુખ સહિત ૧૪૪ સભ્યો છે. કાઉંસિલના પ્રમુખને ગવ્હર્નર ઝનરલ પોતે નીમે છે; એસેંમ્બ્લીના પ્રમુખને સભ્યો પોતેજ ચુંટે છે અને તેનો દરજ્જો પણ ઘણો ઊંચો ગણાય છે. અત્યારે શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલ આ માનવંતો હોદ્દો ભોગવે છે.

કાઉંસિલના ૫૯ સભ્યોમાંથી સરકારી ૨૫ ને બીનસરકારી ૩૪ છે; એસેંમ્બ્લીમાં કુલ ૧૪૪ સભ્યોમાં સરકારી ૪૦ ને બીનસરકારી ૧૦૪ છે. પણ આ બીનસરકારી સભ્યોમાંથી કેટલાક યૂરોપિઅનો પણ હોય છે એટલે તેઓ ને બીજાઓ પણ ઘણી વાર સરકારના પક્ષમાં રહે છે. કાઉંસિલમાં મુંબઈ ઇલાકા તરફથી સરકારી ૨ ને બીન સરકારી ૬ એમ કુલ ૮ સભ્યો, ને એસેંબ્લીમાં સરકારી ૬ ને બીન સરકારી ૧૬ એમ કુલ ૨૨, સભ્યો બેસે છે. એસેંમ્બ્લી ને કાઉંસિલ માટે મતદારોના અધિકારોમાં પણ કેટલોક ફેર છે. કાઉંસિલ માટે મત આપવાનો હક્ક ઝમીનદારો, ઇનામદારો, યુનિવ્હર્સિટિના ફેલો, વગેરે અમુક મોભાનાં માણસોનેજ આપ-

વામાં આવ્યો છે. એસેમ્બ્લી માટે મત આપવાનો હક્ક ઘરધણીઓ, અમુક આવકવાળાઓ, વગેરેને આપવામાં આવ્યો છે.

કાયદાઓ ઘડવા માટે આ બંને સંસ્થાઓની ને ગવ્હર્નર ઝનરલની સંમતિ જોઈએ. બંને સંસ્થાઓમાંથી કોઈ પણ સંસ્થાની સંમતિ ન મળે છતાં ગવ્હર્નર ઝનરલ કાયદાને સંમતિ આપી શકે છે. આ **સર્ટિફિકેટની સત્તા** કહેવાય છે. બજેટ ઉપર એસેમ્બ્લીની સત્તા વધારે પ્રમાણમાં છે. બજેટનો કેટલોક ભાગ ધારાસભાની સત્તાની બહારનો ગણાય છે ને તે ઉપર તેમને માત્ર ચર્ચા કરવાનોજ હક્ક આપવામાં આવ્યો છે, મત આપવાનો નહિ, જેમ કે લશ્કર, પોલિટિકલ ખાતું, વગેરે.

પહેલાં મુત્સદ્દો ધારાસભાઓના કોઈપણ અંગમાં વંચાય છે; પછી તેનું બીજું વાંચન થાય છે ને ખાસ કમિટિ કે સિલેક્ટ કમિટિ આગળ તે રજુ થાય છે. પછી તે ત્રીજી વાર વંચાય છે, ને પ્રસાર થાય છે અથવા નીકળી જાય છે. જો તે પ્રસાર થાય તો બીજા અંગના સભ્યો પાસે તે સંમતિ માટે જાય છે ને જો ત્યાંથી પણ તે પ્રસાર થાય તો ગવ્હર્નર ઝનરલ તેને સંમતિ આપે છે એટલે તે **કાયદો** થાય છે. બજેટની પણ તેવીજ વ્યવસ્થા થાય છે.

ધારાસભાઓ વહિવટ ઉપર એક યા બીજી રીતે અંકુશ રાખી શકે છે, જેમકે ઠરાવો રજુ કરીને, પ્રશ્નો પૂછીને, અથવા કાયદાઓ પ્રસાર કરાવીને.

**પ્રાંતિક સરકારો**—હવે આપણે **પ્રાંતિક સરકારો** લઈએ. આખા દેશમાં મુખ્ય ત્રણ ઇલાકાઓ (૧) **બંગાળા**, (૨) **મદ્રાસ**, ને (૩) **મુંબઈ** ગવ્હર્નરો નીચે, છ **પ્રાંતો** (૧) **સંયુક્ત પ્રાંતો** (૨) **પંજાબ** (૩) **બિહાર** ઓરિસ્સા ને છોટાનાગપુર (૪) **આસામ** (૫) **બ્રહ્મદેશ**, (૬) **મધ્ય પ્રાંતો** દરેક સિવિલિઅન **ગવ્હર્નર નીચે**, ને નાના પ્રાંતો, (૧) **કુર્ગ** (૨) **દિલ્હી** (૩) **આંદમાન** ટાપુઓ (૪) **અજમેર** ને (૫) સરહદનો **વાયવ્ય** પ્રાંત, (૬) **બલુચિસ્તાન**, દરેક **ચીફ કમિશનર** નીચે, એમ કુલ **૧૫** જુદા જુદા વિભાગો છે. તેમાં ગવ્હર્નરો નીચેના વિભાગોમાં કાઉંસિલો ને ધારાસભાઓ પણ છે; ચીફ કમિશનરો નીચેના વિભાગોમાં કાંઉસિલો કે ધારાસભાઓ નથી પણ કુર્ગ આ બાબતમાં અપવાદરૂપે છે.

ગવ્હર્નરોને શહેનશાહ પોતે નીમે છે; ચીફ કમિશનરોને ગવ્હર્નર ઝનરલ પોતે નીમે છે. દરેકનો હોદ્દો પાંચ વર્ષ માટે છે. ગવ્હર્નરોની સત્તા લગભગ ગવ્હર્નર ઝનરલના જેટલી છે. ઈલાકાના ગવ્હર્નરોની કાઉંસિલમાં ચાર જણાઓ હોય છે, જો કે આમાં કેટલીકવાર સગવડ પ્રમાણે વધારો ઘટાડો થઈ શકે છે. એમાં પ્રધાનો સિવાયના સભ્યોને શહેનશાહ પોતે સ્થાનિક સરકારની ભલામણો પ્રમાણે નીમે છે.

**પ્રાંતિક ને મધ્યવર્તી વિષયો—હિંદી સરકાર** લશ્કર, પરદેશ સાથેનો સંબંધ, કેટલાંક રજવાડાંઓ, રેલ્વે, પોસ્ટ, તાર, અફીણ, **વગેરેનો વહિવટ ચલાવે છે. પ્રાંતિક સરકારોને હસ્તક** સ્થાનિક સ્વરાજ્ય, આરોગ્ય, કેળવણી, જાહેર બાંધકામો, મ્હેસુલ, ખેતી, સહકારી મંડળીઓ, જંગલો, આબકારી, કોર્ટો, સ્ટૅંપ, નોંધણી, ઉદ્યોગો, પોલિસ, જેઈલો, એટલાં ખાતાંઓ છે.

**ડાયાર્કિ**—પ્રાંતિક સરકાર હસ્તક જે વિષયો છે તેમાં બે વિભાગો પાડવામાં આવ્યા છે—(૧) પ્રધાનહસ્તક ને (૨) સરકારહસ્તક, વિષયો. સ્થાનિક સ્વરાજ્ય, આરોગ્ય, દવાખાનાંઓ, કેળવણી, જાહેર બાંધકામો, ખેતી, સહકારી મંડળો, આબકારી, નોંધણી ખાતું, ને ઉદ્યોગો, એ **પ્રધાનહસ્તક** વિષયો છે. બાકીના **સરકારહસ્તક** છે. ગવ્હર્નર પોતે પોતાની ધારાસભાના કોઈપણ સભ્યને પ્રધાન નીમી શકે છે. એ પ્રધાન પોતાના હસ્તક ખાતા માટે ધારાસભાને ને ગવ્હર્નરને જવાબદાર રહે છે. ધારાસભાના સભ્યો કોઈપણ વાંક માટે પ્રધાનને તેના હોદ્દા ઉપરથી કાઢી શકે છે. આ જાતના કારભારને અત્યારે આપણે Dyarchy ડાયાર્કિ અથવા દ્વિરાજ્યક પ્રથા કહીએ છીએ.

**પ્રાંતિક ધારાસભા**—ગવ્હર્નરને કાયદા કરવા માટે **પ્રાંતિક ધારાસભા** આપવામાં આવી છે ને એમાં **બીનસરકારી સભ્યોની બહુમતિ** છે. ધારાસભાની ચુંટણી માટે મતદારોની સંખ્યા એસેંબ્લીના મતદારોની સંખ્યા કરતાં વધારે મોટી છે અને તે માટેની લાયકાતોનું પ્રમાણ પણ વધારે સંકુચિત છે. દરેક જિલ્લાવાર મુસલમાની, બીનમુસલમાની ને

વેપારી મંડળો, ને શહેરોંવાર, ગામડાંઓવાર, સરદારોવાર, એવાં મતદારોનાં મંડળો ઉભાં કરવામાં આવ્યાં છે.

**મુંબઈની ધારાસભામાં** ૨૭ મુસલમાનો, ૪ યૂરોપિઅનો ને ૫૫ બીનમુસલમાની સભ્યો, એમ કુલ ૮૬ લોકન્ન, ૮ સરકારે નીમેલ અમલદારો, ૧૩ સરકારે નીમેલા બીનસરકારી, ને ગવ્હર્નરની કાઉંસિલના ૪, એમ કુલ **૧૧૧ સભ્યો** અત્યારે છે.

પ્રાંતિક ધારાસભા પ્રધાનહસ્તક વિષયો ઉપર લગભગ પૂરો નિયમ રાખી શકે છે પણ સરકારહસ્તક વિષયો ઉપર તેનો અંકુશ ઘણો ઓછો છે. પ્રશ્નો પૂછીને, ઠરાવો લાવીને, કાયદાઓ કરીને, ચર્ચા કરીને તે વહિવટને પોતાની સત્તા નીચે લાવી શકે છે. પ્રાંતિક વિષયો માટે પ્રાંતિક ધારાસભા કાયદાઓ ઘડી શકે છે પણ તેમાં કેટલીક બાબતો માટે વડી સરકારની સંમતિ હોવી જોઈએ.

**ઉત્પન્ન ને ખર્ચ**—જગાત, આયપતવેરો, મીઠું ને અફીણનું ઉત્પન્ન, રેલ્વે, તાર, ને પોસ્ટનો નફો, ધીરેલાં નાણાંનું વ્યાજ, રજવાડાંઓની ખંડણી, ને ટંકશાળાનું ઉત્પન્ન, એ **વડી** કે **હિંદી સરકારની આવકનાં સાધનો** છે ને તે ઉપર તેને હસ્તક ખાતાંઓ નભે છે.

જમીનનું મ્હેસુલ, જંગલનુ ઉત્પન્ન, સ્ટૅમ્પ, નોંધણી, એ **પ્રાંતિક સરકારોની આવકનાં સાધનો** છે. તે ઉપર તેમને હસ્તક ખાતાંઓ નભે છે. કેટલાક પ્રાંતોની સરકારો દર વર્ષ વડી સરકારને અમુક રકમ મદદરૂપે આપે છે. પ્રાંતિક સરકારો અમુક શરતે વ્યાજે નાણાં લઈ શકે છે ને કરો પણ વધારી શકે છે.

**સ્થાનિક સરકાર**—દરેક પ્રાંતના નાના વિભાગો પાડવામાં આવ્યા છે. તે વિભાગ **જિલ્લો** કે ડિસ્ટ્રિક્ટ કહેવાય છે. ડિસ્ટ્રિક્ટના **ત્હેસીલ** કે **તાલુકાવાર** વિભાગો હોય છે ને તાલુકાના ગામડાંવાર વિભાગો કરવામાં આવ્યા છે. જિલ્લાનો અમલદાર **કલેક્ટર** કહેવાય છે, ત્હેસિલ કે તાલુકાનો અમલદાર **ત્હેસીલદાર** કે **મામલતદાર** કે **મુખત્યારકાર** કહેવાય છે ને ગામડાંઓનો વહિવટ સંભાળનાર **પાટિલ, કુલકર્ણી, પટેલ** કે **તળાટી** કહેવાય છે. આપણા પ્રાંતમાં કેટલાએક જિલ્લાઓને ભેગા કરી એક મોટો વિભાગ

પણ બનાવવામાં આવ્યો છે. તેને **ડિવિઝન** કહે છે ને ડિવિઝનના મુખ્ય અમલદારને **કમિશનર** કહે છે. મધ્ય વિભાગ, ઉત્તર વિભાગ ને દક્ષિણ વિભાગ, તથા સિંધ, એવા ચાર મોટા વિભાગો માટે આપણે ત્યાં ચાર કમિશનરો છે. કલેક્ટર નીચેનો મોટો અમલદાર **ઍસિસ્ટંટ કલેક્ટર** અથવા **ડેપ્યુટિ કલેક્ટર** પણ કહેવાય છે.

આ અમલદારો પોતાના વિભાગના તમામ સામાન્ય વહિવટ માટે જવાબદાર રહે છે. કલેક્ટર પાસે કેટલીક ફોજદારી સત્તા પણ હોય છે. જિલ્લામાં બીજાં ખાતાંઓના અમલદારો પણ કામ કરે છે.

**અદાલતો**—લોકોને **ન્યાય મળે માટે** પ્રથમ તો **ચીફ** કે **હાય કોર્ટો** અથવા સદર અદાલતો છે. તેમની પાસે કુલ દિવાની ને ફોજદારી સત્તા રહે છે. તેમની નીચે બીજી દિવાની ને ફોજદારી અદાલતો હોય છે. દરેક જિલ્લામાં જડ્જ—**ન્યાયાધીશ, મદદનીશ ન્યાયાધીશો, મુનસીફો,** નાના દિવાની દાવાઓ ચૂકવવાની **સ્મૉલ કૉઝ કોર્ટો,** વગેરે હોય છે. ફોજદારી ગુન્હાઓની તપાસ હાય કોર્ટો કરે છે. હાય કોર્ટોની નીચે જિલ્લામાં **સેશન કોર્ટો,** મુંબઈ જેવાં રાજધાનીનાં શહેરોમાં **પ્રેસિડેંસિ મૅજિસ્ટ્રેટો,** ને **પહેલા વર્ગના, બીજા વર્ગના,** ને **ત્રીજા વર્ગના મૅજિસ્ટ્રેટો,** ન્યાય કરે છે. કેટલેક સ્થળે ગામડાંઓમાં **પટેલો** પણ નાની ફરિયાદો સાંભળે છે. પહેલા વર્ગનો મૅજિસ્ટ્રેટ રૂ. ૧૦૦૦નો દંડ ને બે વર્ષની કેદ, બીજા વર્ગનો મૅજિસ્ટ્રેટ ૭ માસની કેદ ને રૂ. ૨૦૦નો દંડ ને ત્રીજા વર્ગનો મૅજિસ્ટ્રેટ એક માસની કેદ ને રૂ. ૫૦નો દંડ ફરમાવી શકે છે. ગવ્હર્નર અથવા ગવ્હર્નર ઝનરલ **માફી** આપી શકે છે.

નીચલી કોર્ટના ફેંસલા ઉપર ઉપરની કોર્ટમાં **અપીલ** થઈ શકે છે. હાયકોર્ટના ફેંસલા ઉપર ઇંગ્લંડમાં **પ્રિવિ કાઉંસિલ**માં અપીલ થઇ શકે છે. મૅજિસ્ટ્રેટને મદદ કરવા ને લોકોને કેળવણી આપવા **પંચ** ને **અસ્સેસ્સરો**ની સંસ્થાઓ ઉભી કરવામાં આવી છે. **યુરોપિઅ**નો ફોજદારી ગુન્હાઓની તપાસ વખતે કેટલાએક ખાસ હકકો ભોગવે છે. દેશમાં હજુ પણ ઘણે ઠેકાણે કલેક્ટર પહેલા વર્ગના મૅજિસ્ટ્રેટની સત્તા ધરાવે છે. આ પદ્ધતિ સારી કહી શકાય નહિ, કારણકે કલેક્ટર મુલ્કી અમલદાર છે.

**પોલિસઃ—પ્રાંતમાં સુલેહ જાળવવા માટે ઈન્સપેક્ટર જનરલ** નીચે જિલ્લાઓમાં **પોલિસ સુપરિંટેન્ડન્ટો,** જિલ્લાઓના નાના વિભાગોમાં **સર્કલ ઈન્સ્પેકટરો,** ને તેથી પણ નાના વિભાગોમાં **હેડ કૉન્સ્ટબલો** અને **વિલેજ પોલિસ પટેલો** નીમાય છે.

**અમલદારો ત્રણ પાયરીના** છે. (૧) **સેંટ્રલ કે મધ્યવર્તી,** જેમાં નીમણોકો વગેરે બધી બાબતોનો અધિકાર હિંદી સરકારના હાથમાં છે. (૧) **પ્રાંતિક, પ્રોવિંશિઅલ,** જેમાં તમામ અધિકાર પ્રાંતની સરકાર-હસ્તક હોય છે (૩) **તાબેદાર.** અમલદારોની લાયકાત વગેરે નક્કી કરવા હમણાં એક ખાસ મંડળ–**પબ્લિક સર્વિસ કમિશન**–ઉભું કરવામાં આવ્યું છે.

**સ્થાનિક સ્વરાજ્ય**—આખા હિંદુસ્તાનના કારભારમાં કાઉંસિલ ઑવ્ સ્ટેઇટ ને એસેંમ્લીદ્વારા લોકો "સ્વરાજ્ય"નો અનુભવ લે છે તેમ જિલ્લાના કારભારમાં પણ સ્થાનિક સંસ્થાઓ મારફત લોકોને સ્વરાજ્યનો નાના પાયા ઉપર અનુભવ મળી શકે છે. ગામડાંઓમાં **ગામ પંચાયતો** હોય છે. તેમની ઉપર તાલુકા માટે **તાલુકા બોર્ડો કે યૂનિઅન કમિટિઓ** અથવા **બોર્ડો** હોય છે. તેમના ઉપર **લોકલ બોર્ડો** આખા જિલ્લા માટે હોય છે. આ સંસ્થાઓના **પ્રમુખોને** હવે લોકો પોતે ચુંટે છે અને તેમાં લોકોના પ્રતિનિધિઓની બહુમતિ હોય છે. નાનાં શહેરોનો વહિવટ **મ્યુનિસિપૅલિટિઓ** ને મુંબઈ જેવાં શહેરોનો વહિવટ **કોર્પોરેશનો** કરે છે. આ સંસ્થાઓ જમીનના મ્હેસુલનો અમુક ભાગ, જમીનનું વેંચાણ, નદીઓ કે પૂલો ઉતરવા માટેનો વેરો, આયપત વેરો, ઘરવેરો, અંતિમ વેરો, પ્રદર્શનો, મેળાઓ, વગેરેનું ઉત્પન્ન, વાહનનાં સાધનો ઉપરનો વેરો, પાણી વેરો, વગેરે ઉપર નભે છે. સરકાર પણ તેમને નાણાંની મદદ આપે છે. ઘણીવાર તેઓ નાણાં વ્યાજે લે છે. તેઓ આરોગ્ય સાચવે છે, કેળવણીની નજર રાખે છે, દીવાબત્તી ને પાણી પૂરાં પાડે છે. રસ્તાઓ ને શેરીઓ સાફ રાખે છે, રસ્તાઓ તથા રેલ્વેઓ પણ તૈયાર કરાવે છે ને મોટાં શહેરોમાં તો સંગ્રહસ્થાનો, બગીચાઓ, પુસ્તકશાળાઓ, વગેરે પણ તેમને હસ્તક હોય છે. મુંબઈ શહેરની કોર્પોરેશનની આવક દર વર્ષે રૂ. ૩ કરોડ જેટલી થઈ જાય છે. વડોદરા રાજ્યની આવક પણ આટલી નથી.

**લશ્કર**—આપણા બચાવનાં ત્રણ સાધનો કહી શકાય. (૧) હવાઈ હાફલો (૨) દરિયાઈ કાફલો (૩) લશ્કર. પહેલાં બે સાધનો હજુ તૈયાર થતાં જાય છે.ત્રીજું સાધન આપણે અહીં તપાસીએ. લશ્કરનો મુખ્ય ભાગ **કાયમ** અથવા **રેગ્યુલર લશ્કર** કહેવાય છે. આ ભાગમાં કેટલાક માણુસો હમેશાં લડવા તૈયાર રહે છે; કેટલાક માણુસો સરહદ ઉપરનાં થાણાંઓમાં રહે છે ને કેટલાએક માણુસો સુલેહ જાળવવા દેશમાં રહે છે. આ લશ્કરમાં અંગ્રેજો ને હિંદીઓ હોય છે ને તેમાં મોટા હોદ્દાઓ અંગ્રેજોના હાથમાં રાખવામાં આવ્યા છે. હમણાં આઠ ટૂકડીઓમાં હિંદીઓને અમલદારી સોંપવાનો પ્રયોગ શરૂ કરવામાં આવ્યો છે. આ લશ્કરમાં ઘોડેસવારો, પાયદળ, તોપખાનું, ખોદકામ કરવાવાળાઓ, ને ખબર લઈ જવાવાળાઓ, એમ પણ વિભાગો થઈ શકે. **નાયક, હવિલદાર, જમાદાર, સુબાદાર, કમાંડર,** એ દરેક ટૂકડીના ચડતા હોદ્દાઓ છે. તેની સાથે ડાક્તરો ને **વાહન**નો પણ બંદોબસ્ત હોય છે. આપણા લશ્કરનો વડો **સેનાધિપતિ** અથવા કમાંડર–ઈન–ચીફ કહેવાય છે. તેની નીચે **પાંચ** મુખ્ય **સેનાધિપતિઓ** કામ કરે છે, ચાર દિશાઓના પ્રાંતો માટે અને બ્રહ્મદેશ માટે. વર્ષાસન ઉપર ગએલા લોકોના મંડળને **રિઝર્વ–ખાસ લશ્કર** કહેવામાં આવે છે. દેશના યૂરોપિઅનો ખાનગી લશ્કરી તાલીમ લઈ **ઑકિઝલિઅરિ–સહાયક વિભાગમાં** દાખલ થાય છે. હિંદીઓ પોતે સ્વેચ્છાથી **ટેરિટોરિઅલ** અથવા **રાષ્ટ્રીય લશ્કરમાં** દાખલ થાય છે. તે સિવાય જુદી જુદી **યુનિવર્હર્સિટિઓ** પણ પોતાના વિદ્યાર્થીઓની **ટૂકડીઓ** તૈયાર કરે છે. **રજવાડાંઓ** પણ **ખાસ લશ્કર** રાખે છે. લશ્કરની તાલીમ લેવા માટે હમણાં ડહેરાડૂનમાં **એક** સંસ્થા ખોલવામાં આવી છે.

**જમીનનું મ્હેસુલ**—જમીનનું **મ્હેસુલ** આપણી સરકારની મુખ્ય આવક છે. પણ તે વસુલ કરવાની જુદી જુદી પદ્ધતિઓ છે. બંગાળામાં કાયમ **ઝમીનદારી** પદ્ધતિ ચાલે છે. ત્યાં ઝમીનદારો જમીનના માલીકો ગણાય છે ને લૉર્ડ કૉર્નવૉલિસના વખતમાં એટલે ૪, સ. ૧૭૯૩માં નક્કી કરેલી રકમ સરકાર તેમની પાસેથી વસુલ કરે છે. આ રકમમાં સરકાર વધારો કરી શકે નહિ. ઝમીનદારો પોતાની વતી ખેડુતો પાસે ખેડ કરાવે

છે પણ હવે સરકારે ખેડુતોના હક્કો નક્કી કર્યા છે. આગ્રા, અલ્લાહાબાદ ને અયોધ્યાના પ્રાંતોમાં **તાલુકદારી પદ્ધતિ** ચાલે છે. ત્યાં સરકાર તાલુકદારો મારફત મ્હેસુલ વસુલ કરે છે ને દર ત્રીસ વર્ષે મ્હેસુલની નવી આંકણી થાય છે. દેશના બીજા ભાગોમાં **રૈયતવાડી પદ્ધતિ** ચાલે છે. આ ધોરણ પ્રમાણે સરકાર વીસ કે ત્રીસ વર્ષે મ્હેસુલ નક્કી કરે છે ને નક્કી કરેલી રકમ પરબારી ખેડુતો અથવા રૈયત પાસેથીજ વસુલ કરે છે. મ્હેસુલની આંકણી ને મ્હેસુલની વસુલીઆત સરકાર પોતે કરે છે.

**દુષ્કાળનિવારણ—દુષ્કાળ**ના ને ભીન વર્ષમાં સરકાર ખેડુત પાસેથી મ્હેસુલ વસુલ કરતી નથી અથવા મ્હેસુલ એકદમ માફ કરે છે. વધારે સંકટના વખતમાં ખેડુતોને તગાવી પણ મળે છે. તે ઉપરાંત સરકાર અમુક નિયમો પ્રમાણે કામો ઉઘાડે છે ને તે કામો ઉપર દુકાળીઆંને રોકી તેમને જીવાડવામાં આવે છે. ઢોરને જીવાડવા માટે ઘાસનો સંગ્રહ કરવામાં આવે છે. ખાનગી મદદ પણ આવા વખતે સ્વીકારવામાં આવે છે. રેલ્વેઓ ને નહેરકામોથી પણ દુષ્કાળનાં દુઃખો અટકાવી શકાય છે.

**વિદ્યાદાનઃ—કેળવણી માટે** ગામડાંઓમાં ને શહેરોમાં નાનાં છોકરાઓ માટે નિશાળો હોય છે. માધ્યમિક કેળવણી માટે એટલે મૅટ્રિક સૂધી ભણવા માટે **મિડલ ને હાય સ્કુલો** હોય છે. વિશેષ ભણવું હોય તો **કૉલેજો**માં જવું જોઇએ. **કાયદા** માટે, **વૈદ્યક** માટે, **ઈંજિનિઅરિંગ** માટે, **ખેતી** માટે, તથા **વેપાર** માટે જુદી જુદી કૉલેજો હોય છે. હુન્નરો શીખવા માટે **કળાભવનો** પણ ક્યાંક ક્યાંક રાખવામાં આવ્યાં છે. શિક્ષકો તૈયાર કરવા **ટ્રેનિંગ કૉલેજો** હોય છે. કેળવણી કેવી અપાય છે તે જોવા સરકાર **ઈન્સ્પેક્ટરો** રાખે છે. કેળવણી ખાતું **ડાયરેક્ટર ઑવ્ પબ્લિક ઈન્સટ્રક્શન** પાસે રહે છે. ઉચ્ચ કેળવણી માટે **યુનિવર્સિટિ** જવાબદાર છે.

ઉપરની હકીકતથી આપણા દેશનો વહિવટ કેમ ચાલે છે તેનું આપણને જ્ઞાન થાય છે.

---

સોલ એજન્ટસ.

મેસર્સ કરસનદાસ નારાણદાસ એન્ડ સન્સ,

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,

નાણાવટ-સુરત.